(૨૭)



# માનવધર્મ.

પુસ્તક ૧ લું. કાર્તિક સં. ૧૯૪૩. અંક ૧ લો.

## મંગલા—ચરણ.



રાગ—કલ્યાણ.

શ્રી જગત્પતિ, પ્રભુ આપ સન્મતિ—એ ઢબનો.

જય નિરંજના, વિભુ વિશ્વ વંદના;
સત્યધર્મ સ્થાપ સદ, ધર્મ કંદના.

માનવ પદનું માન સમજવા, સાધન માનવ ધર્મ;
લોપ થયો છે આર્યખંડમાં, દરશાવો તે મર્મ. જય.
પરમ કર્મ યશદાયક નિત્યે, પૂરણ કરી પ્રયત્ન;
જો પાઓનો પ્રકટે નિશ્ચે, જ્ઞાનરૂપી સદ રત્ન. જય.
એ શુભ હેતુ સહજ પ્રસારવા, પ્રારંભ્યું આ કાજ;
પ્રેરક રૂપે કરી પ્રેરણા, વધારશો ત્યમ લાજ. જય.
શૌર્ય, સંપત, સદ્વિદ્યા, સદાચાર શુભ જ્ઞાન;
આપે ચિત્તમાં વાસ કરીને, પામો સારૂં માન. જય.
[illegible], અવિદ્યા, અસંપ, આળસ, અનાચાર, અજ્ઞાન;
કરો પલાયન ધર્મ પ્રભાવથી, માગું એ વરદાન. જય.
દિર્ઘાયુષ તું આપ નિરંતર, અહો કૃપાળુ નાથ!
કરૂં વિનંતી વિનય ધર્મથી, જુગલ જોડિ મમ હાથ. જય.
રાજ્ય જનો ગૃહિ હસ્ત કમળમાં, શોધે સાર અસાર;
દુર્લભ 'માનવધર્મ'તણો ત્યમ કરાવજે સ્વીકાર. જય.

## માનવ ધર્મનાં ગ્રાહક પ્રત્યે ઉક્તિ.

आधिव्याधिसुबाधिनात्मकुशलंसंमाधितुंमत्सरम् ।
कांक्षन्तेचनराःसरागमनसःसाहित्यशास्त्राशये ॥
नीतिमीतिभृतश्चरीतिमनघांजिज्ञासमानासताम् ।
तेश्रीमानवधर्मसंज्ञकदलंप्रत्यूपारिप्लवाः ॥१॥

આધિ વ્યાધિ ઉપાધિ મુકી દુવા, જે નિત્ય આત્મા ચહે;
સાહિત્યાદિક શાસ્ત્રમાં મનથકી, જે પ્રીતિ લોકો વહે;
રાખી પ્રીતિ સુનીતિ જે સમજવા, સદ્ રીતિ ઈચ્છે નરો;
તે આ માનવ ધર્મ પત્ર નિરખી, સદ્ધર્મ ને આચરો.

જે મનુષ્યો આધિ અને વ્યાધિથી બાધિત થએલ આત્માનું જલદીથી કુશળ ઇચ્છતા હોય, જેમને સાહિત્ય શાસ્ત્રોપર પ્યાર હોય, જેઓને નીતિમાં પ્રીતિ હોય અને જેઓ સત્પુરૂષોનાં પવિત્ર આચરણ પ્રમાણે વર્તવાની ઇચ્છા રાખતા હોય તેઓ ધૈર્યતાથી આ માનવધર્મ ચોપાનીયું ગ્રહણ કરો.

આર્ય બંધુઓ, દુનિયામાં કોઇપણ માણસ પૂર્ણતાને પામેલો નથી અને સાધારણ કહેવત પ્રમાણે મનુષ્ય માત્ર ભૂલને પાત્રછે. તો આ ચોપાનીઉં સઘળી રીતે નિર્દોષ થશે એમ કહી શકાય નહિ, તોપણ બનતા પ્રયત્નથી તેને દોષ રહિત કરવા ચુકીશું નહિ. કારણકે અમો એમ સમજીએ છીએ કે ઘણા ગુણવાળા પદાર્થમાં જરાપણ કલંક હોય તો તે કલંકજ છે, જેમકેઃ—

अमितगुणोपिपदार्थोदोषेणैकेननिंदितोभवति ॥
निखिलरसायनराजोगंधेनोग्रेणलशुनइव ॥१॥

અસંખ્ય સારા ગુણવાળા પદાર્થમાં એક નાનો સરખો દોષ હોય તોપણ તે પદાર્થ નિંદાને પાત્ર થાયછે; જેમ લસણ એ સઘળા રસાયનમાં ઉત્તમ રસાયન છે, તોપણ તેના ઉગ્ર ગંધને લીધે લોકો તે તરફ તિરસ્કારની નજરે જુવેછે. કહેવાની મતલબ કે જરા દોષ પણ અમારા મનને ખટકશે, તેથી તે દોષ દુર કરવા અમારાથી બનતો પ્રયત્ન કરશું. માટે—

## શાર્દૂલ વિક્રીડિત.

માનો માનવ ધર્મ, મર્મ પ્રગટી સદ્ધર્મ સમજાવશે;
માનો માનવ ધર્મ, નર્મ ન પડી પરમાર્થ પંકાવશે;
માનો માનવ ધર્મ, કર્મ ઘટતાં કરવા મતી આપશે;
માનો માનવ ધર્મ, પૂર્ણ ગતિના ઘરમાં સ્થિતિ સ્થાપશે.

---

## ઉપોદ્ઘાત.

**प्रयोजनमनुद्दिश्यनमन्दोपिप्रवर्त्तते ॥** કોઈ મંદ માણસ પણ પ્રયોજન વિના કાંઇ કામમાં પ્રવૃત્તિ કરતો નથી, એ એક સાધારણ નિયમ છે. ત્યારે આર્યજનો, આ નવા વર્ષની ખુશાલીમાં ભરત ભૂમિના રસાળ પ્રદેશમાં આજ મારો ( માનવ ધર્મ ) જન્મ થયોછે. મારા જન્મથી આ દુનિઆમાં કાંઈક અલૌકિક ફેરફાર કરવા મારો ઇરાદો છે. સત્યુગના પ્રારંભમાં મારો જન્મ થયો હતો. તે વખત મારૂં કર્ત્તવ્ય કર્મ જે હતું તે પૂરૂં કર્યું હતું. પણ પાછળથી કેટલાક પાપી પુરૂષો ઉત્પન્ન થયા તેથી મારો નાશ થયો, અને આખી દુનિયાં આડે રસ્તે ચાલતી થઇ. સઘળે ઠેકાણે અવ્યવસ્થા અને અનાચારનો પ્રસાર થયો. આ સઘળાં કારણોને લીધે આ મારે બીજી વખત જન્મ લેવાની જરૂર પડીછે. નજદીક અરધી સદી સુધી બ્રિટિશ સરકારનાં પોષણ નીચે મારી માતા સરસ્વતીના ગર્ભાશયમાં મારે રહેવાની જરૂર પડી હતી. આ સ્થિતિની અંદર મારે ગર્ભાશયનાં અસહ્ય દુઃખો સહન કરવાં પડ્યાંછે. મારી માતાએ પોતાની તનદુરસ્તી જાળવવા તથા મારૂં પાલન કરવા માયાળુ બ્રિટિશ સરકાર તરફથી તેમજ મારા જન્મમાં હિત રાખનાર તરફથી થતા કેટલાએક ઉપચારો ગ્રહણ કરવા પડતા હતા. જેમાંના કેટલાએક મારી માતાને તેમજ મને ઘણા માફક આવતા હતા અને કેટલાએક નુકશાનકારક થઈ પડ્યા હતા. તોપણ સમગ્ર રીતે મારે તેમનો ઉપકાર માનવાનો છે. હવે આખી દુનિયાની સેવા બજાવવાનું કામ મારે શિર છે, એટલુંજ નહિ પણ આ આર્ય ભૂમિના વિશાળ પ્રદેશમાં બહાર પડી મોટો જંગ મચાવવાનો છે. હું ચારે તરફ દ્દષ્ટી કરી જોઉંછું તો મારી માતાના તેમજ મારા કટ્ટા દુસ્મનો સંખ્યાબંધ નજરે આવેછે.

આ દુશ્મનોને પાયમાલ કરી આ આર્યવર્તમાં મારી માતાઓજ વિજય મેળવેલ તેવા વિજયના જય શ્રીરંગનો ઝુંડો રોપવો એ મારો ઉદ્દેશ છે. આ ઉદ્દેશ પાર પાડવા ખાતર મારે મારા સહાયકોને યોગ્ય કામે લગાડવા જોઇએ. જો મારા દરેક સહાયકો હું તેમને જે જે ફરજ બજાવવા સોંપીશ તે એક દિલથી બજાવશે તો મને પૂર્ણ ખાત્રી છે કે મારી ધારેલી મુરાદ ટુંકે મુદ્દતમાં બર આવશે. આ મારી મુરાદ પાર પાડવામાં મારે ભાગ તો માત્ર કીર્તિજ આવવાની છે, પરંતુ તેનાં અમૃત જેવાં ફળ તો મારા ભક્તોનેજ મળવાનાં.

મારી ગર્ભાશયની સ્થિતિમાં મારી માતાને માયાળુ બ્રિટિશ સરકારે તેમજ બીજા સહાયકોએ હદથી જાદે લાલનપાળન અને ઉપચારો કર્યા. આ વાત તો બિનશક છે, પરંતુ આ લાલનપાળન કરવામાં એટલું બધું કોમળપણું હતું કે શીર્ષ કે જે મારૂં અગત્યનું અંગ તે નિસ્તેજ થયું. તેને પાછું સતેજ કરવામાં લાંબો કાળ લાગ્યો છતાં, જેમ કોઈ છોડવો ઉગતામાં મૂળ બીજ રહેવા દેઇ કાપી નાખવામાં આવ્યો હોય અને આ મૂળ બીજમાંથી પાછો તેને ઉછેર્યો હોય તે જેમ મૂળ સ્થિતિના જેટલું જોર કરી શકતો નથી અને નિસ્તેજ રહે છે. તેમ આ મારૂં અંગ મારો જન્મ પરિપૂર્ણ થયા છતાં પણ મને નિસ્તેજ માલમ પડે છે. જ્યારે મારી માતાને આટલું બધું લાલનપાળન કરવામાં આવતું તેમ છતાં આના લાલનપાળન દરમિયાનમાં અણધારેલે વખતે તેને કડવા, તીખા, તુરા અને ખાટા ઉપચારો કરવામાં આવતા ત્યારે તેની ઈંદ્રિયો વખતો વખત બહેર મારી જતી, તો આમાંનું મને પણ સોસવું પડે એમાં શું નવાઈ. આવી રીતે હોવાથી મારો પરિપૂર્ણ અંગે જન્મ થવા છતાં પણ મારા અવયવો હજી મને નિસ્તેજ માલમ પડે છે. પણ મારૂં મગજ મારી મા તરફથી મળેલ સર્વ પ્રકારની વિદ્યાના વારસાથી ભરપૂરછે. આનો ઉપયોગ હું ઉદારપણે કરીશ. તેથી મને આશા છે કે મારાં બધાં અંગો ફરીથી સતેજ થશે. આ આર્યાવર્ત્ત લક્ષ્મીનું મૂખ્ય સ્થાન અને સરસ્વતીનું મૂખ્ય ર કે જેનો મહિમા મહિમંડળના તમામ પ્રદેશમાં ગાજી રહ્યો હતો, અને જેની કીર્તિની ધજા આખા ભૂ મંડળમાં પોતાની આમન્યા સ્થાપન

ફરી સ્વદેશાભિમાનનાં મોજાંમાં ઉછળતી હતી તેજ આર્યાવર્ત્ત કાળનાં યોગે રસ કસથી નીચોવાઇ ગયો, તેનીજ લક્ષ્મી લુટાઈ ગઇ, તેનીજ સરસ્વતી દેવીએ પોતાનો અમૂલ્ય વારસો પોતાના ઔરસ પૂત્રો છતાં દત્ત પુત્રો લઇ તેને આપ્યો; અને તેનીજ કીર્તિનાં બુલંદ શિખરપરની ફરફરતી ધ્વજા યવનોના ધમસાણમાં ધૂળમાં રોળાણી. આનું પરિણામ એ થયું કે આ દેશના દેશીઓ એવી તો દુર્દશામાં આવી પડ્યા કે પોતે કઈ તુખમના છે, પોતાનું શું કર્ત્તવ્ય કર્મ છે, વગેરે ભાન ભૂલી ગયા; અને એવા જુલમની ધુંસરી નીચે પશુની માફક રહેને આપણે સ્વતંત્રતાથી ચાલશું તો ફટકો લાગશે, અને વધારે દુઃખ સહન કરવું પડશે. એવી બીકથી જેમ દોરે તેમ દોરાવા લાગ્યા. અને હુંકામાં એ દુઃખને સુખ માની બેઠા. આવાં અસહ્ય દુઃખોને લીધે હાલમાં જેમની આંખો ઉઘડી છે તેઓ પણ એટલા બધા આભા બની ગયા છે કે સ્વતંત્રતાનો કેવી રીતે લાભ લેવો તે તેમને સુજતું નથી. આમ થવાથી મારા આર્યબંધુઓને મહા મહા દુઃખ વેઠવાં પડે છે. રાજરક્ષણ તજી તો મનુષ્ય ધર્મ યાને ફરજ એ પણ કુદરતના ધર્મ યાને ફરજ જેટલીજ સત્તા મનુષ્ય પ્રાણી પર ધરાવેછે. અને તેના નિયમોનું ઉલ્લંઘન થવાથી પણ તેવુંજ પરિણામ નીપજ્યું છે અને નીપજે છે માટે આ નિયમો જાણવા તથા પાળવા માટે દરેક મનુષ્યે તત્પર થવું જોઈયે.

હે આર્યો! હવે હું બહાર પડુંછું, ઘુમુંછું અને મારા દુશ્મનોને જેર કરૂંછું. આસો મારો પૂર્ણાંગે સત્કાર કરી મારો આશ્રય કરો. હું તમને આલોક અને પર લોકના કલ્યાણના રસ્તા બતાવીશ. ઈશ્વર અને આપણી વચ્ચે શો સંબંધછે તે તથા વ્યવહારમાં નીતિ તથા સ્વધર્મની રીતિ બતાવીશ, અને સ્વદેશ અને સ્વધર્મનું અભિમાન તમારા અંતરમાં ઉતારી ઊડી ગએલા ઉત્સાહને ઉતાવળથી ઉત્પન્ન કરીશ. માટે હે ભારતવર્ષના ભદ્રપુરૂષો! તમે આળસ ઉડાડી ઉઠો, જાગો, અને તમારા પૂર્વજોની મોટાઇ સામું જોઇ તે યાદ કરો અને તે પ્રાચિન પ્રૌઢતા પુનઃપ્રાપ્ત કરવા પ્રયત્નવાન થાઓ.

તથાસ્તુ.



## હાલનો સુધારો.

'સુધારો' એ શબ્દનો અર્થ 'સારોધારો' થાય એતો સૌ કોઈ સમજી શકે, પણ આવો ટુંકો અર્થ કરવાથી અમારા મનને સંપૂર્ણ સંતોષ થતો નથી, તો પછી એવા ઉપલકીઆ અર્થ ઉપર અમારૂં બોલવું આગળ ચલાવતાં આ વિષયનો હેતુ વાંચનારના ધ્યાનમાં બરાબર આવી શકે નહિં. માટે તેનો સામાન્ય રીતે ભાવાર્થ કરી બતાવવાની જરૂર લાગેછે. માણસ જાતના સ્થૂલ અને સૂક્ષ્મ દેહના સંબંધમાં બહિર્વૃત્તિ અને અંતર્વૃત્તિને સુધારી આલોક અને પરલોક બન્ને સુખરૂપ કરવાં તેને સુધારો સમજવો. માણસ જાતની ઔહિકસ્થિતિ અને શારીરિક સુખાકારી માટે બહારનો સુધારોજ કેવળ ઐહિક સુખ મેળવનારોછે તે એક, અને બીજો અંતઃકરણનો સુધારો, જે પારલૌકિક સુખ સંપાદન કરાવનારોછે. આ લોકના સુખને વાસ્તે મનુષ્યના શારીરિક રક્ષણ સંબંધી તથા વ્યવહારિક કામકાજની સરલતા સંબંધી સુધારાની જરૂર છે, અને પારલૌકિક સુખને માટે પોતાના અંતરાત્માના સુધારાની જરૂરછે. પણ આ બન્ને સુધારાની સમાન આવશ્યકતાછે કે તે બન્નેની મહત્તામાં કાંઇ ન્યુનાધિકતા છે એ એક તકરારની બાબતછે, તેને આ ઠેકાણે લંબાણથી છેડવાનો અવકાશ નથી. બન્ને સુધારાની જરૂરછે, પણ અંતઃકરણના સુધારા વિના કેવળ વ્યવહારિક અને શારીરિક સુધારાથી લોકોની સ્થિતિ સુખરૂપ થઈ શકતી નથી—જોકે ઉપરથી દેખાવ માત્ર સુખરૂપ લાગતી હોય—માટે મનુષ્યે પોતાનું અંતઃકરણ સુધારવું એ તેનું પહેલું અને અગત્યનું કર્તવ્ય છે; અને એજ ખરો સુધારોછે.

આજકાલ રાજસિ પ્રકૃતિની પાશ્ચાત્ય પ્રજાના સંબંધથી આર્ય લોકોની સાત્વિક પ્રકૃતિને ક્ષોભ લાગ્યો છે, અને રાજસિ પ્રકૃતિ પ્રવૃત્ત થવા લાગીછે. આજકાલ ઈશ્વર સંબંધી તથા ધર્મ સંબંધી બાબતપર લોકોનું વલણ થોડું જોવામાં આવેછે. લોકો પોતાના વ્યવહારિક કામકાજમાં અને શરીર સુધારા પછવાડે જેટલું ધ્યાન આપેછે, તેના કરતાં ઇશ્વર અને આપણી વચ્ચે શો સંબંધ છે, અને આ સંસારમાં મનુષ્યનું શું શું કર્તવ્ય છે, તથા આત્માનું કલ્યાણ કેમ થાય, વગેરે ખરા લાભની અને ઉપયોગ-

ની બાબતોપર ઘણુંજ થોડું ધ્યાન આપવામાં આવેછે. એક મનુષ્ય તરીકે પોતાના કર્ત્તવ્યને સમજવું અને તે પ્રમાણે વર્ત્તવું એ મનુષ્ય માત્રને આવશ્યક છે, તેમ છતાં આવી અત્યુપયોગની બાબત વીસારી લોકોએ કાંઈક જુદુંજ વલણ પકડયું છે, જેથી માણસની સ્થિતિમાં સુધારો થયો લાગે છે, પણ તે દેખાવ માત્રછે, અને અંદર આકાશમય પોલાણ સિવાય બીજું કાંઈજ નથી.

સુધારો આ શબ્દ દેખીતો તો સારોછે, છતાં માત્ર શબ્દમાંજ તેનું ખરું તારતમ્ય રહેલુંછે. તે આજ કાલ લોકોની બત્રીશીએ ચડી એક તિરસ્કાર ભરેલો શબ્દ થઇ પડયોછે, અને તે તિરસ્કારની છાયા સુધારાવાળાઓ ઉપર પણ પડે એ સ્વાભાવિક છે.

હાલનો સુધારો કાંઈક જુદોજછે. હાલનો સુધારો પારલૌકિક સુખાવહો કરતાં આલૌકિક સુખાવહો વધારેછે. મનુષ્ય માત્રનો આ સંસાર સરલ અને સુખરૂપ કેમ થાય એ બાબત ઉપર સરકાર અને સુધારાવાળાઓનું વિશેષ લક્ષ જોવામાં આવેછે. સંસાર સુખરૂપ કરવાની વિરૂદ્ધમાં અમે નથીજ. સંસાર સુખરૂપ થાય ત્યારેજ પરમાનંદને મેળવી શકાય. પણ આજના લોકોનો સુખ મેળવવાનો પ્રવૃત્તિ માર્ગ પસંદ કરવા લાયક નથી. એથી દેખીતું સુખ મળ્યું જણાયછે પણ તે ઝાંઝવાના પાણી સરખું હોયછે. પૈસો મેળવવો એ આજની પ્રજાનું વિશેષ લક્ષણ જોવામાંઆવેછે અને એજ તેમનો લક્ષ પૂર્વક ઉદ્યોગ જોવામાં આવેછે વળી આ ઉદ્યોગની સાથે નીતિનો સંબંધ થોડો જોવામાં આવેછે. દેશમાં ગમે તેટલા હુન્નરો થાય, અને ગમે તેટલો પૈસો એકઠો થાય પણ નીતિવાન આચરણ વિના પ્રજાને પ્રાપ્ત થએલા આ હુન્નરો, શોધોઅને પૈસો કદિસુખનાં સાધન ભૂત થતાં નથી.

લોકોમાં દગો, કપટ, અવિશ્વાસ, અસત્યતા, આદિ દુર્ગુણોનું પ્રાધાન્ય જોવામાં આવેછે, અને દિવસે દિવસે કેળવણીની વૃદ્ધિ સાથે આ દુર્ગુણોની પણ વૃદ્ધિ થતી જોવામાં આવેછે, એ ખરેખર વિપરીત વારતા છે, ભલે આ જમાનામાં શોધો અને હુન્નરો વિશેષ થયા હોય અને કો પૈસાની વૃદ્ધિ જોવામાં આવતી હોય, પણ 'रामराज्य' અને રામની પ્રજાની સાથે આ રાજ્ય અને આજની પ્રજાને કોઇ રીતે સરખાવી શકાય નહિ. હાલમાં કયા દેશના લોકો બારણાં બંધ કર્યા વિના અને જાન માલના રક્ષણ મા-

રે ચોકી પહેરાનો બંદોબસ્ત રાખ્યા વિના નિશ્ચિંતપણે સુઇ જાયછે ? હાલમાં કયા દેશના લોકો બારણે તાળાં માર્યા વિના ઘરછોડી બહાર જઈ શકે છે ? કયા દેશમાં આટલો બંદોબસ્ત છતાં દગા ફટકા અને ચોરી નથી થતાં ? આગળ ક્યાં આટલી બધી પોલીસ હીંદુસ્તાનમાં રાખવી પડતી હતી ? ન્યાયને માટે આટલી બધી અદાલતો ક્યાં હતી ? ત્યારે આજ આટલી બધી પોલીસ ચોકી અને ઇનસાફની કોર્ટો કરવાનું શું કારણ છે ? ગુન્હા વધ્યાછે માટે માણસોની વૃત્તિમાં આટલો બધો ફેરફાર થવાનું શું કારણ હશે એ પ્રશ્ન સહજ ઉઠેછે અમારા વિચાર પ્રમાણે તો હાલની રાજ્યનીતિ અને હાલની કેળવણીની પદ્ધતિમાંજ ખામી હોવી જોઇએ; જે ખામીને લીધે લોકોનો ઘણો ભાગ નીતિવાન થવાને બદલે અનીતિવાન નીવડે છે.

સુધારાવાળાઓ હાલનાજ જમાનામાં અને ઉપર બતાવેલી હાલનીજ કેળવણીની પદ્ધતિમાં ઉછરેલા છે, તો પછી કેળવણીને અનુસરતા ગુણો તેમાં હોય તેમાં નવાઇ નથી. હાલની કેળવણીથી દુનિયા વધારે ડહાપણદાર અને બુદ્ધિશાળી થતી જાયછે, પણ સદ્ગુણના સંસ્કાર વિના દુર્ગુણથી તે બુદ્ધિ વિશેષ ભ્રષ્ટ થએલી જોવામાં આવેછે; અને તેથી તો ડહાપણ અને બુદ્ધિનો સદુપયોગ થવાને બદલે ગેરઉપયોગ થતો જોવામાં આવેછે. મૂળ બગાડ તો સરસ્વતી મંદીરોમાંથીજ ઉત્પન્ન થવાનો સંભવ છે. એક નાના ગામડાની નિશાળથી માંડીને આપણા ઇલાકાના પાટ નગરનાં વિદ્યાલયો સુધી નજર કરી તપાસી જોતાં તેમાંથી શીખીને નીકળેલા ઘણાખરા જુવાનીઆઓની નીતિ રીતિમાં તમોગુણ અને રજોગુણનો ગુણાકાર થયો દેખાયછે. હાલમાં ખરો વિનય કે વિવેક દીઠામાં આવતો નથી. માત્ર વિનય અને વિવેકનું રૂપ ઉપર ઉપરથી બનાવવામાં અને અનેક દુર્ગુણોપર સદ્ગુણનું આચ્છાદન કરી ખોટું રૂપ ધારણ કરવામાં કેટલાક પાવરધા જણાયછે. સદ્ગુણોને પાળી તેમાંજ નિરત રહી તે પ્રમાણે ખરા ભાવથી વર્તવાને બદલે સદ્ગુણોનાં જુદાં જુદાં રૂપ નાટકશાળાની રંગભૂમિ ઉપર દેખાવ માત્ર ખડાં કરી બનાવવાની જાણે તેમણે સારી તાલીમ લીધી હોયની ? જેમ તેઓના બહારના દેખાવમાં એટલે પહેરવેશમાં અને ચાલ ચલગતમાં ઉછાંછળાપણાનો ચિતાર આબેહુબ આવેછે, તેવાજ તેમનાં અંતઃકરણ પોલાં

અને મલિન હોયછે. વિનય અને સરલતાપણું આદિ સદ્ગુણો તો તેમના-માં અવસ્ય જોઈએ તેનું તો બીજપણ જોવામાં ન આવે તો પછી તેમાં-થી અંકુર અને ડાળાં ફૂટવાની તો આશા શી? જો મહેતાજીઓ અને માસ્તરો, અવિવેકી તથા દુર્ગુણી હોય તો પોતાના વિદ્યાર્થીઓને સદ્ગુણનો સંસ્કાર શી રીતે આપી શકે? દુનિયાં અનુકરણ કરવામાં તત્પર છે તો કુમળી વયનાં અને કાચી બુદ્ધિનાં બાળકો પોતાના હમેશના સહવાસી શિક્ષકના ગુણનું, તેના ભાષણનું અને રીતભાતનું અનુકરણ કરે એ સ્વભાવિક છે.

હમેશાં ગુણ અને દોષ સાથે રહેલા તો હોયછે, પણ ગુણના ગણુ આગળ અલ્પ દોષ દેખાતો નથી; તેમજ દોષનું પ્રાધાન્ય હોય ત્યાં સદ્ગુણ શોભતો નથી. હાલની કેળવણી અને હાલના સુધારામાં ગુણ કરતાં દોષનું પ્રમાણ વધેછે, અને તેનો આભાસ દરેક કર્મ અને ધંધા રોજગારના માણસોપર પડેલો જોવામાં આવેછે. હાલમાં ધર્મની સાથે ધૂતાપણું ભણતરની સાથે ભ્રષ્ટતા ( બુદ્ધિની ), અભ્યાસની સાથે અભિમાન, વિદ્યામાં વાદવિવાદ, કોર્ટ સાથે કજીઆ અને કપટ, વકીલ સાથે કાયદા સાથે કચાટ, પોલીસ સાથે પાન સોપારી, વેપાર સાથે વંચકપણું, અમીર સાથે આળસ અને અભિમાન, ગાડી સાથે લાડી, વૈદ્ય સાથે વિષય વાંછના, બગીચા સાથે બારપગાપણું, બારીસ્ટર સાથે બેપરવાઇ, ઉદારતા સાથે અવિવેક, અને હુદ્દેદાર પ્રત્યે હાજીહાપણું—એમ દરેક ધંધા રોજગારની સાથે મહા દોષોની વૃધ્ધી જોવામાં આવેછે. આ બધા દુર્ગુણોનું મૂળ હાલની કેળવણીની પદ્ધતિ અને કેળવણી આપનારા શિક્ષકોજ હશે એમ અમારૂં માનવુંછે.

વિદ્યા ગુરૂઓમાં સત્વગુણનું પ્રાધાન્ય ન હોય, વિવેક અને નીતિથી વિમુખ હોય, નિષ્કપટ્ય કરતાં દાંભિકપણું વધારે હોય, તો શું લાભ છે પી. ઈ, ની પદવીથી? શું બહાદુરી મારી બી. એ. થઇને? અને શું માલ છે એમ. એ. ની મોટાઈમાં? સરકાર ભલે એ પંડિતોને દરજ્જા (દ્વારકાની છાપ) આપતી, પણ સદ્ગુણી અને સજ્જન માણસોના મંડળમાં બેસવાને તેઓ બિલકુલ લાયક ગણાય નહિ. જ્યાં સુધી તેમને સદ્ગુણ અને

સજ્જનતાનો સંસ્કાર થયો નથી ત્યાંસુધી. ગમે તેમ હો પણ આટલું તો ખરૂં છે કે હાલમાં અપાતી કેળવણીથી બાળકોમાં સજ્જનતાને બદલે દુર્જનતાનો પ્રાદુર્ભાવ વધારે દીઠામાં આવેછે, અને તેથી અંતે બધો દોષ હાલની કેળવણીની પદ્ધતિપૂર મૂક્યાવિના છૂટકો નથી.

ઘણા લોકો એવા વિચારથી દોરાએલા હોયછે કે જો સરકારના કાયદા સારા હોય તો લોકો સુખી થાય. પણ અમે એ વિચારથી તદન વિરૂદ્ધ છીએ. માણસ જાતના સુખ દુઃખનો આધાર સત્તાધારી અધિકારીઓના ઉપર રહેલોછે. કાયદા ગમે તેવા સારા, સરલ અને નીતિથી ભરપૂર હોય, પણ તે કાયદાને અમલમાં લાવનાર અમલદારોજ નીતિવાન ન હોય તો સારા કાયદા પણ કાંઈ કામ કરી શકતા નથી; કેમકે અન્યાયી અને અનીતિવાન અમલદારો કાયદાપર પગ મૂકવાને પાછુંવાળી જોતા નથી. તેથી પ્રથમતો પ્રમાણ અધિકારીઓજ જાતિવાન અને સદ્ગુણી હોવા જોઇએ, કે જેના કાર્ય અને વર્તણુકનો આભાસ નકલી લોકો ઉપર પડયાવિના રહેતો નથી.

જ્યારે ખરી હકીકત આમછે તો જે કેળવણી ઉપર લોકોના સુખ દુઃખનો બધો આધાર રહેલો છે, તે કેળવણીનું કામ દુર્ગુણી અને અવિવેકી શિક્ષકોના હાથમાં સોંપવામાં આવે અને જે કાયદાઓ ઉપર લોકોની નીતિ રીતિ સુધરવાનો આધાર છે અને જે લોકોને જાતિને માર્ગે ચળાવવાનેજ રચવામાં આવેછે, તે કાયદાની સત્તા અન્યાયી, અનીતિવાન અને પ્રપંચી પુરૂષોના હાથમાં સોંપવામાં આવેતો લોકો નીતિવાન થાયજ ક્યાંથી? અને એવા પુરૂષોના ઉપર લોકોના સુખ દુઃખનો અને જાન માલનો આધાર રાખવો એ કેવું ને કેટલું ભયંકર કામ છે? તે સહેજ સમજાયછે. અનીતિવાન અમલદારો પોતાની અનીતિ વાળી વર્ત્તણુકથી લોકોને જાતિને બદલે અનીતિથી ચાલતાં શીખવે તો પછી તેમના હાથથી ન્યાય, નીતિની આશાજ શી રાખવી?

જેમ અમલદારોને માટે લોકોમાં આવો પોકાર હોયછે, તેથી કેટલાક સુધારાવાળાઓએ પકડેલ નવી પદ્ધતિથી કાંઈ પણ સુધારો થવાનો સંભવ નથી, અને તેમના ખાલી ઘોંધાટથી લોકોનાં મન ભ્રમિત થયા સિવાય બીજું કાંઇ સાર્થક થએલું જોવામાં આવતું નથી. કેટલાક સુધારાવા-

ળાઓએ અને નવી નિશાળના નવા જુવાનીઆઓએ ફ્રેંચ પદ્ધતિમાં તાલીમ લીધી છે કે પછી કોણ જાણે કેમ છે, પણ ફ્રેંચ લોકોની પેઠે તેમને નવું નવું અને નકલ કરવાનું બહુ ગમેછે; જુનું બધું બરાબર છે, એમ સમખાઇ બેઠા જણાય છે. આ જુવાનીઆઓ શાસ્ત્રના પૂરા જ્ઞાન વિના શાસ્ત્રની વાતપર અનાદર બતાવી આપ ડાહ્યા થઈ ધુનમાં આવે તેમ પોતપોતાનું ડહાપણ ડોળવા અને મનસ્વી મતો બહાર પાડવા મંડ્યા છે, અને પોતપોતાનાં રણશીંગડાં ફૂંકવા મંડી ગયાછે, તેમાંથી કઈ દીશાનો અવાજ પ્રમાણ કરવો એ પારખી કાઢવું લોકોને મુશ્કેલ થઈ પડ્યુંછે. એક તરફથી સ્ત્રીઓને અઘટિત છૂટ આપવાના પોકાર અને પ્રયત્ન થાયછે, તો બીજી તરફથી હાલની સ્ત્રી *કેળવણીનો મહિમા ગવાયછે. એક દિશામાંથી પુનર્લગ્નનો પોકાર ઉઠી નીકળ્યોછે તો બીજી તરફથી જ્ઞાતિભેદ ભેદવાના ભણકારા સંભળાય છે. આવા ધાંધળના વખતમાં આ ચોપાનીઆં દ્વારે અમારા ખચીત વિચારો વિદિત કરવા અમો બહાર પડીએ છીએ. અપૂર્ણ.

---

## અમારી વિજ્ઞપ્તિ.

વાંચનારાઓ ! જરા વિચાર કરો કે આપણે કોણ છીએ, આપણા બાપદાદાઓ કોણ હતા, તેઓની સ્થિતિ કેવી હતી અને હાલમાં આપણી સ્થિતી કેવી છે? આ બાબત પર જરા પણ વિચાર કરશો તો અમો નથી ધારતા કે તમો સર્વાંગ શોક સમુદ્રમાં નહિ ડૂબી જાઓ. પણ ફેરફાર એ કુદરતનો સામાન્ય નિયમછે અને તેજ નિયમથી આપણી આર્ય પ્રજા આ અધમ સ્થિતિમાં આવી પડી છે. પણ હવે આ અધમ સ્થિતિમાં પણ ઉપરનો નિયમ લાગુપાડી જરા જાગૃત થાઓ, અને તે સ્થિતિમાંથી બહાર નીકળવા પ્રયત્ન કરો અને તે તમારા પ્રયત્નમાં કુદરત ઉપરના નિયમથીજ તમોને મદદ કરશે. આ અમારા વચનો તમોને બોધ રૂપ લાગશે ખરાં, પણ તે બોધ તમોને શ્રવણ કાળમાં તે પ્રમાણે વર્તવાના કાળમાં તથા પરિણામે ફળ કાળમાં સુખ રૂપ લાગશે. કારણ કે ઉપદેશ ત્રણ પ્રકારના છે. એક રાજાની રીતિનો ઉપદેશ, મિત્ર રીતિનો ઉપદેશ અને સુંદરી રીતિનો

---

* હાલની સ્ત્રી કેળવણીની રીતથી અમો વિરૂદ્ધ છીએ.

ઉપદેશ. રાજાના ઉપદેશની માફક વેદની આજ્ઞા કે જેનું ઉલ્લંઘન થઈ શકતું નથી અને ઉપદેશ માત્ર ફળ કાળમાંજ સુખદાયી છે. મિત્ર રીતિનો ઉપદેશ પુરાણના ઉપદેશ જેવો છે, કારણ કે પુરાણનો ઉપદેશ તે પ્રમાણે વર્ત્તવાના કાળમાં તથા પરિણામે ફળ કાળમાં સુખ દેછે, અને સુંદરી રીતિનો ઉપદેશ એ કાવ્યના ઉપદેશ જેવોછે, અને તે ત્રણે કાળમાં સુખ આપનાર છે; એટલે શ્રવણ કાળમાં, તે પ્રમાણે વર્ત્તવાના કાળમાં તથા ફળ કાળમાં. માટે આ અમારૂં ચોપાનીઉં જે કાવ્ય રૂપ છે તે તમોને સુંદરી રીતિથી બોધ કરેછે. આ ઠેકાણે કેટલાએકને સાધારણ સવાલ ઉઠશે કે ચોપાનીઆને કાવ્ય એવું નામ કેમ આપી શકાય. ત્યારે કાવ્ય એટલે શું, તેનો વિચાર કરવો આ ઠેકાણે અવશ્યકતા ધરાવેછે. સાહિત્ય સારમાં કાવ્યનું લક્ષણ નીચે પ્રમાણે આપેછે.

तत्रनिर्दोषशब्दार्थगुणवत्वेसतिस्फुटंगद्यादिबंधरूपत्वंकाव्य सामान्यलक्षणम् ॥ જેની અંદર દોષ રહિત શબ્દ ને અર્થ હોય, કંઇક ગુણવાળું હોય એવું ગદ્ય અથવા પદ્ય એ કાવ્ય કહેવાય. વળી કાવ્યપ્રકાશમાં કહેછે કે तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनःक्वापि ॥ ગુણ સહિત અને દોષ રહિત એવા શબ્દ અને અર્થ જેમાં હોય અને વખતે અલંકાર ન હોય એવું વાક્ય તે કાવ્ય કહેવાય. રસગંગાધર કહેછે કે रमणीयार्थ प्रतिपादकः शब्दः काव्यं ॥ રમણીય અર્થને પ્રતિપાદન કરનાર જે શબ્દ તે કાવ્ય, અને સાહિત્યદર્પણ કહેછે કે वाक्यंरसात्मकं काव्यं ॥ રસવાળું વાક્ય તે કાવ્ય.

ઉપરનાં સઘળાં લક્ષણોને તપાસી જોતાં તાત્પર્ય માત્ર એટલેજ નીકળેછે કે જે રમણીય અને રસવાળું વાક્ય તે કાવ્ય. વળી काव्यालापांश्चवर्जयेत् ॥ આ સ્મૃતિનું વાક્ય આપી કેટલાક વિદ્વાનો ગડબડાટ કરી ઉઠશે કે સ્મૃતિ પ્રમાણે કાવ્ય વિગેરેમાં પ્રવૃત્તિ ન કરવી. તો એ સ્મૃતિનું અસત્ કાવ્યને માટેછે કારણ કે સત્કાવ્ય એનો काव्यंयशसेर्थकृतेव्यवहारविदेशिवेतरक्षतये ॥ सद्यः पर निर्वृतये कान्तासंमिततयोपदेशयुजे ॥ કાવ્ય એ કાન્તાના ઉપદેશની સમાન છે, અને તે ધર્મ, અર્થ, કામ.અને મોક્ષ આપનારછે, વ્યવહારને શીખવનાર

છે અને પાપનો નાશ કરનારછે. કાવ્ય એ ચારે પુરૂષાર્થને આપનારછે એ વાત ઇતિહાસ ઉપરથી પણ સિદ્ધ થાયછે; જેમકે, वाल्मीक्यादेरसुतर्कीर्त्यै धावकादेः श्रियेपिच ॥ कामाद्यैजयदेवादेर्मुद्गलादेस्तुमुक्तये ॥ १ ॥ વાલ્મીકી ઋષીએ રામાયણ કાવ્ય બનાવ્યું તેથી તેની કીર્તી આ જગત્માં ફેલાઇ. કીર્તીમાં ધર્મનો હેતુ રહેલોછે માટે એમ જણાયછે કે કાવ્યથી ધર્મની પ્રાપ્તિ થાયછે. ધાવક નામના પંડિતને કાવ્યથી અર્થની પ્રાપ્તિ થઈ; જેમકે એ ધાવક નામનો પંડિત પ્રથમ ઘણીજ કંગાળ સ્થિતિમાં હતો તે કાઇના પ્રસાદથી ઘણી વિદ્યા ભણ્યો અને તેણે નૈષધ નામનું સો સર્ગનું કાવ્ય બનાવ્યું. તે કાવ્ય બનાવી શ્રી હર્ષ નામના રાજાને બતાવવા ગયો. શ્રી હર્ષ તે કાવ્યથી ઘણોજ પ્રસન્ન થયો, અને તેને દર વર્ષે એક લાખ રૂપિઆની પેદાશ જેટલી પૃથ્વી આપી. અને તેના બદલામાં તે કાવ્યના દરેક સર્ગના છેડામાં શ્રીહર્ષનું નામ નંખાવ્યું. આ પ્રમાણે ધાવકને અર્થની પ્રાપ્તિ થઇ. માટે કાવ્યથી ધર્મની અને અર્થની પ્રાપ્તિ થાયછે. એમ સિદ્ધ થયું. વળી કાવ્યથી કામની પણ પ્રાપ્તિ થાયછે. તે જેમકે જયદેવ નામનો બ્રાહ્મણ કોઇ રાજાનો આશ્રીત બ્રાહ્મણ હતો તે હરહમેશ રાજાની હજુરમાં રહેતો હતો અને તેની પદ્મા નામની મહા સતી સ્ત્રી પણ તે રાજાની રાણીપાસે રહેતી હતી. હવે એક દિવસ તે રાણીની દાસીએ આવીને રાણીને એવા ખબર આપ્યા કે આજે આપણા ગામમાં એક સતીસ્ત્રી પોતાના પતિ પછવાડે બળી મુઇ. વગેરે વાત કરી તે સ્ત્રીનાં ઘણો વખાણ કરવા લાગી. આ ઉપરથી તે પદ્મા નામની મહા સતી સ્ત્રી બોલી ઉઠી કે જે સ્ત્રી પોતાના પતિના મરણની વાત સાંભળતાંજ જ્યારે પોતામાં રહેલા અગ્નિથી નથી બળતી તે શું સતિ કહેવાય? વગેરે એવી સતીની નિંદા કરવા લાગી. આ ઉપરથી રાણીને તે પદ્માની પરીક્ષા લેવાની ઇચ્છા થઈ. તેથી પોતાના ગુપ્ત માણસને તે પદ્માની પતિની લોહી છંટાએલ પાઘડી કોઈ યુક્તિથી લઇ આવવા સમજાવ્યું તેથી એક દિવસ તે જયદેવ નામનો બ્રાહ્મણ રાજા સાથે જ્યારે મૃગયા કરવા ગયો હતો ત્યારે તે રાણીના ગુપ્ત માણસે કોઇ યુક્તિથી તેને સમજાવી જયદેવની પાઘડી લીધી અને તે પાઘડી ઉપર કોઇ બીજા પ્રાણીના લોહીના છાંટા નાંખી રાણી પાસે લાવી જાહેર કર્યું કે આજે અચાનક કોઈ ઘાતકી પ્રાણીથી જયદેવનો ઘાત થયો. આ વાત

સાંભળતાંજ તે પદ્મા સ્ત્રી પોતામાં રહેલા અગ્નિથી બળી મુઇ. આવી રીતે સાક્ષાત જ્યારે તેને બળી મુઇ જોઈ ત્યારે રાણીને ઘણોજ પશ્ચાતાપ થયો. ત્યાર પછી જ્યારે જયદેવ મૃગયામાંથી પાછો ફર્યો ત્યારે રાણીએ સઘળું વૃત્તાંત તેને કહી સંભળાવ્યું. તેથી જયદેવ ઘણો ખેદ પામી પોતાની સ્ત્રીના શબની પાસે બેસી રાધા સહિત શ્રી કૃષ્ણનું ગીત ગોવિંદ નામનું કાવ્ય બનાવ્યું અને તે કાવ્યની સમાપ્તિની સાથે શ્રી કૃષ્ણની કૃપાથી તે મહા સતી જાણે ઉંઘમાંથીજ ઉઠી હોય નહિ તેમ આળસ મરડી બેઠી થઇ, અને તેથી જયદેવને પુનઃકામની પ્રાપ્તિ થઈ. માટે એમ જણાયછે કે કાવ્યથી ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ થાયછે. વળી કાવ્યથી મોક્ષની પણ પ્રાપ્તિ થાયછે; જેમકે, મુદગળ નામનો કોઈ આચાર્ય રામનો ઘણોજ ઉપાસક હતો. તે કોઈ દિવસ એક ગ્રંથ બનાવતો હતો તેવામાં મધ્યાન્હ કર્મ કરવાનો વખત થયો, તેથી ગંગા નદીમાં નહાવા ગયો. ગ્રંથ લખવાના સમયમાં જે તેને ઊહાપોહ આવ્યા હતા તે મધ્યાન્હ કર્મ કરવાથી રખેને ભૂલી જવાશે એવી રીતે તેના મનમાં બીક લાગી હતી. આથી સાક્ષાત રામે તે મુદગળનું રૂપ ધરી તેના આશ્રમમાં આવી જે તેના વિચારો હતા તે સઘળા પોતે હાથે લખી ચાલતા થયા. જ્યારે મુદગલાચાર્ય મધ્યાન્હ કર્મથી પાછા ફર્યા ત્યારે તેમની માતુશ્રી તેમને વઢવા લાગ્યાં કે અરે મુદગલ આતે આવું શું ગ્રંથ વ્યસન લાગ્યું કે નહાવા જતાં પણ પાછો ફરી ગ્રંથમાં કાંઈ લખીને પાછો નહાવા ગયો. આ વાતથી તે ઘણો વિસ્મિત થયો અને જ્યારે ગ્રંથ જોયો ત્યારે તેમાં પણ પોતાના વિચારો લખેલા દીઠા. કેટલોક વિચાર કર્યા પછી એક અનુમાન થયું કે એ લખનાર સાક્ષાત્ રામ હશે. તેથી તેણે શ્રી રામના નામની સો આર્યા બનાવી જે આર્યા હજુ પણ લોકમાં પ્રસિદ્ધ છે. તે આર્યાથી રામ ઘણાજ પ્રસન્ન થયા અને મુદગલને મુક્તિ આપી. આ સઘળા ઉપરથી એમ સ્પષ્ટ જણાયછે કે કાવ્યથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પદાર્થની પ્રાપ્તિ થાયછે. માટે સુંદરી એમ પોતાના પતિનું હૃદય વશ કરી પોતાના ગુણથી આ ...ક અને પરલોકના ઇષ્ટ સાધનનું કહેછે તેમ કાવ્ય પણ સાંભળનારનાં ...ન કરી હેતુ સહિત હિત વચન બોલે છે. તેમજ અમો પણ આ અમારા ચોપાનીઆ દ્વારા અમારી આર્યપ્રજા પ્રતિ થોડા શબ્દો બોલવાના છીએ જેનો હેતુ શું છે તે સઘળાઓને સ્પષ્ટ જણાઈ આવશે, અને તેમ થવાથી આશા રાખીએ છીએ કે તેઓ પાછી પોતાની પ્રથમની અવસ્થાને પહોં-

થશે અને તેથીજ અમોને સંતોષ થશે. છેવટ હે આર્ય બંધુઓ, કદાચિત અમારા ઉપરના શબ્દોથી તમને થોડો કંટાળો ઉપજ્યો હશે એમ અમારા મનમાં સંકલ્પ થાયછે કારણકે અમારા ધારવા પ્રમાણે એ જરા અપ્રસ્તુત વિષયછે. તેથી એ વિષયને પડતો મૂકી અમો એટલુંજ કહીએ છીએ કે નીચેના શ્લોકમાં બતાવેલી ૭ વસ્તુઓનો ત્યાગ કરી જેમ બને તેમ આપણો ઉદય થાય તેવાં પગલાં ભરવા પ્રયત્ન કરશો, તો અમો ખચીત કહીએ છીએ કે તમને તમારી ગએલી કીર્તિ પુનઃસંપાદન થશે.

**आलस्यंस्त्रीसेवासरोगताजन्मभूमिवात्सल्यं,**
**संतोषोभीरुत्वंपट्व्याघातामहत्त्वस्य ॥ १ ॥**

આળસ, હમેશાં સ્ત્રીઓ પાસે બેસી રહેવું અને તેનીજ શેવામાં તત્પર રહેવું, શરીર રોગવાળું હોય પોતાના દેશનું એવું ખોટું અભિમાન હોય કે પોતાનો દેશ મૂકી પરદેશ કેમ જવાય, સંતોષરાખી બેશી રહેવું અને અડધો જડતો હોયતો આખાની શી જરૂરછે એવા વિચારો કરવા અને જે મળતું હોય તેમાંજ સંતોષ રાખી બેશી રહેવું, અતી બીકણપણું રાખવું અને પોતાના ધારેલાં સારાં કૃત્યો કે જેથી સારે રસ્તે ચડવાનો વખત આવે તેવાં કૃત્યોના સમારંભમાંજ ડરવું અને આગળ કાંઇપણ પગલાં ન ભરવાં, આ ૭ વસ્તુઓએ ખરેખર આપણી આર્ય પ્રજાને અધમ સ્થિતિમાં નાખેલછે. માટે તે છ પદાર્થોનો જેમ બને તેમ જલદીથી ત્યાગ કરો અને વિચાર પૂર્વક સાહસનાં કૃત્યો આરંભો, કારણ કે શાસ્ત્રનું પણ વચનછે કે **न साहसमनारुह्यनरो भद्राणिपश्यति ॥**

સાહસકામ કર્યા સિવાય કદિપણ માણસ સારાં સુખની આશા રાખી શકતો નથી. જુઓ, હાલ બ્રિટિશ સરકાર જેની હાલમાં આપણી જેવી સ્થિતિછે તેના કરતાં પણ ઘણીજ નીચ દશામાં હતી, પણ તે સાહસ કૃત્યથીજ આવી સર્વોત્તમ સ્થિતિને પ્રાપ્ત થએલછે, તો અમે નથી ધારતા કે આપણે પણ એવી સ્થિતિમાં નહિ આવીએ. માટે જેમ બને તેમ વિચારી સાહસ કામ માથે લીઓ અને ઉત્તમ સ્થિતિએ પહોંચો. તથાસ્તુ.

## માનવનું મહત્વ.

માનવનું મહત્વ શેમાં છે? જે કારણથી મનુષ્ય પશુથી શ્રેષ્ઠ છે તે કારણથીજ માનવાત્માનું મહત્વ છે. એ મહત્વ અર્થને માટે અથવા પાર્થિવ સુખ સૌભાગ્યને માટે નથી. મનુષ્ય જન્મ લઈને કેવળ ખાવા પીવામાં,

ફરતા ફરવામાં પરિતૃપ્ત રહેશે, તણખાની પેઠે ધરના સ્રોતમાં તરતો ફરશે, એવો પરમેશ્વરનો અભિપ્રાય નથી. ઘણું ધન સંચય કરવું, અથવા સંસારમાં યશસ્વી થઈને જીવન ગાળવું એ કાંઇ માનવ જીવનનું લક્ષ્ય નથી. કેવળ સાંસારિકતા અવલંબન કરીને જગતમાં કોઈપણ મહત્વ મેળવી શકતા નથી; સુખ, દુઃખ, નિંદા પ્રશંસાને આધીન થઈને જીવન ગાળવાથી માનવ હૃદયમાં મહત્વનો સ્વર્ણાભ દીપ્ત થતો નથી. કેવળ પોતાને લઈને મત્ત થવાથી, પોતાને સુખમાં નાખી જગતને તુચ્છ કર્યાથી મનુષ્યત્વ સમજાતું નથી. સિકંદર સઘળી દુનિયા જય કરવા માટે હાથ લંબાવીને મહત્વ મેળવી શક્યો નહિ. નેપોલિયન પોતાના આસુર વીર્યથી દુનિયાને આશ્ચર્ય કરી બાહુ બળથી જય મેળવીને મહત્વ મેળવી શક્યો નહિ, પરંતુ બુદ્ધદેવ પૃથ્વીના શોક તાપ પોતાના માથે હોરી અદમિત વૈરાગ્યના ઉન્નત શિખરમાં બેઠાછે. પવિત્રાત્મા સોક્રેટિસ જ્વલંત કર્તવ્યની આગમાં કુદકો મારીને ઝેર પીને માનવ હૃદયમાં પૂજાયો છે. ક્યાં મહારાજા વિક્રમાદિત્ય અને ક્યાં દરિદ્ર કાળીદાસ ? ભાંગેલા જય સ્તંભજ વિક્રમાદિત્યના પરિણામનાં ચિન્હછે, અને સદ્યઃ પ્રફુલ્લિત મલ્લિકા કુસુમના પ્રમાણે શકુન્તલા અને રઘુવંશ કાળીદાસની સ્મૃતિ પૃથ્વીને ભૂલવા દેતી નથી ! એજ મહત્વ છે !

મનુષ્યત્વજ માનવનું મહત્વ છે. મનુષ્યત્વ વિનાનો માનવ પશુછે, જેની નજર કેવળ શરીર ઉપર છે, પોશાકની ઉપર છે,—શી રીતે હું સારો દેખાઉં, શું કર્યાથી મારી પ્રશંસાની ચોતરફ ગાજે, આવી જેની ચિંતાહોય, તે માણસ મનુષ્યત્વથી ઘણે દૂર રહેલો છે. માણસ પોતાને લઈનેજ ઉન્મત્ત છે. સર્વે મારા ગુણગાન કરે, સર્વેના કંઠમાંથી મારો યશ અને સૌભાગ્ય કીર્તિત થાય. કેવળ "મારૂં મારૂં" "હુંહું" લઈનેજ મનુષ્ય વિવ્રત છે. પરંતુ આ "હું" ને "તમે" માં 'ન' ઝગડામાંથી મહત્વ નથી. જેની ચિંતા અને દૃષ્ટિ કેવળ જમા ખરચના હિસાબમાં બંધાએલી છે, તે મનુષ્યત્વનો સ્વાદ લેવાને અસમર્થ છે. કેવળ આપભોગજ શું માનવાત્માની શાંતિ છે ? કેવળ સાંસારિક સુખ ભોગમાંજ આપણી પરિતૃપ્તિ છે ? બુદ્ધને શેની ન્યુનતા હતી ? શા માટે તે વિપન્ન હૃદયથી અતુલ ધન સંપત્તિ, રાજભવન, અને પ્રેમાસ્પદ સ્ત્રીપુત્ર છોડીને દીનવેશથી પ્રાણીની ખરેખરી શાંતિ મેળવવાને માટે રસ્તે રસ્તે ફર્યા ! રામચંદ્ર રાવણને જય કરીને મોટા થઇ શક્યા નહિ પરંતુ પિતૃસત્ય પાળવાને માટે રાજત્વ તુચ્છ કરી વનવાસ લીધો હતો તેથીજ રામચંદ્રનું મહત્વ છે.

મધુર.

# માનવધર્મ.

પુસ્તક ૧ લું.   માર્ગશિર્ષ સંવત ૧૯૪૩.   અંક ૨ જો.

## ધર્મ વિચાર.

આપણા પ્રાચીન શાસ્ત્રોપરથી જણાય છે કે મનુષ્યે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સંપાદન કરવાં, અને તેથીજ આ લોક અને પરલોક સુધરે છે. એ ચાર પુરૂષાર્થ સંબંધી હાલમાં ઘણે ઠેકાણે ચરચા થતી જોવામાં આવે છે; પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એટલે શું તથા તે કેમ પ્રાપ્ત થાય તે વિષયપર સંતોષકારક યથાર્થ વિવેચન થોડુંજ થતું જોવામાં આવે છે. હાલના સમયમાં દુનિયામાં હજારો - ધર્મ જોવામાં આવે છે. જુદી જુદી કોમના લોકો જુદો જુદો ધર્મ પાળે છે. વળી કોઇ ને કંઇ જુદોજ ધર્મ પાળવાનું મન થાય તો તે પણ થોડાક પોતાના વિચાર ગોઠવી કેટલાંક માણસોને સમજાવી પોતાનો જુદો વાડો બાંધે છે, અને બીચારાં અણસમજુ લોકોને જેમ બકરાંને વાડામાં પૂરવામાં આવે તેમ આડું અવળું સમજાવી પોતાના મતમાં દાખલ કરે છે, અને પોતાથી બને તો પોતે આચાર્ય પણ બની બેસે છે, અને વંશ પરંપરાને માટે ગાદી સ્થાપન કરી આપે છે. આ પ્રમાણે ધર્મ ગુરૂ બનવું તેને ઘણું સહેલું પડે છે; કારણ કે કેટલાક વિદ્વાન પુરૂષોને તે પોતાની પાસે રાખી પોતાના નવીન ઘડી કાઢેલા ધર્મને પુષ્ટિ મળે તેમ પ્રયત્ન કરાવે છે, અને તે પ્રમાણે હાલના લાલચુડા વિદ્વાનો ફક્ત પૈસાને માટે લોકોને આડે રસ્તે ચડાવતાં જરા પણ આંચકો ખાતા નથી. દાખલા તરીકે એક વિદ્વાન વૈષ્ણવ ધર્મ ગુરૂ પાસે રહી તે મતનું પ્રતિપાદન કરવા મંડી જાયછે, અને તેને તે ધર્મ ગુરૂ પાસેથી પુરતું ન મળે તો બીજા ધર્મ ગુરૂ પાસે રહી તે ધર્મનું પ્રતિપાદન કરેછે. આમ થવાથી સઘળા ધર્મમાં કેટલોક ગો-

ણેશે થઇ ગયો છે. એ પ્રમાણે નિયમ નહિં રહેવાથી અનેક ધર્મો ઉત્પન્ન થયા છે, અને એટલે સુધી ગડબડાટ થઇ ગયો છે કે વર્ણ, જ્ઞાતી, કુટુંબ એ બધામાં અનેક ધર્મો બેઠા છે એટલુંજ નહિ પણ એકજ ઘરની અંદર બાપ, મા, ભાઈ, ભોજાઇ, ફૈ, દીકરા વગેરે જુદા જુદા ધર્મને માનનારા થઈ પડયા છે. આમ થવાથી ધર્મ ભાઇઓની પડતી થઇ છે. અને એ પ્રમાણે જુદા જુદા ગત બંધાઈ કુસંપ ઉત્પન્ન થયો અને આખો હિંદુસ્તાન પાયમાલ થઈ ગયો. માટે ખરો ધર્મ કયો તે જાણવું અવસ્યનું છે. આ દુનિયામાં જે જે ધર્મો ચાલે છે તે સઘળા વિચાર કરતાં પરસ્પર ખંડિત થયા છે એમ સ્પષ્ટ જણાય છે. પણ અખંડિત તો એક માનવધર્મજ છે, કારણ કે તેનો સ્પષ્ટ અર્થ એટલોજ છે કે મનુષ્યનો ધર્મ; એટલે સઘળાં મનુષ્યોને પરસ્પર બાધ ન આવે અને જે અખંડિત રહે તેજ ખરો ધર્મ, હવે સઘળા ધર્મોપર બારીકીથી વિચાર કરવા બેસીયે તો તે સઘળા ધર્મોમાં કેટલેક અંશે પરસ્પર વિરોધ હોય છે, તોપણ તેનો મુળ તાત્પર્ય એકજ જોવામાં આવે છે. જેમકે શંકરાચાર્યે પોતાનો વેદાન્તમત સ્થાપન કરી સંસાર અસત્ય છે એમ તર્ક અને યુક્તિથી સિદ્ધ કરી આપ્યું. આવી રીતે સંસાર અસત્ય છે એમ સઘળા મનુષ્યોના મનમાં ઠસી બેસે તો દુનિયામાં કોઇપણ જાતનો વ્યવહાર થતો અટકે અને આખી દુનિયા પાયમાલ થઇ જાય. માટે શંકરાચાર્ય જેવા મહા વિદ્વાન એમ કદી પણ પોતાના મત સ્થાપન કરે નહિ પણ તે મતનો તાત્પર્ય એવો છે કે જેમ બને તેમ લોકોને પરસ્પર વિરોધ ન આવે, સઘળા સલાહ સંપથી વર્ત્તે અને આ મારૂં અને આ પારકું એમ કોઇના મનમાં ન આવે એટલા માટે છે અને તેથી કોઇપણ જાતની આધિ પિડા ન કરે, અને જ્યારે આધિ દૂર થાય છે ત્યારે મન શાંત રહે છે અને તેથી સ્વાભાવિક રીતે વ્યાધિ પણ દૂર થાય છે; અને જ્યારે આધિ અને વ્યાધિ એ બંને દૂર થાય ત્યારે શરીર સ્વસ્થ રહે અને તેથી ચાર પુરૂષાર્થ મેળવવાનાં સઘળાં સાધનો તૈયાર થાય. માટે તેનો મૂળ હેતુ એવોજ હોવો જોઈયે કે જેમ બને તેમ શરીર સંરક્ષણ કરવું, અને તે શરીરજ ચાર પુરૂષાર્થ મેળવવાનું હથિયાર છે. એનો તાત્પર્ય માત્ર એટલોજ કે શંકરાચાર્યે પોતાના મતથી અંતરની ચિંતા મટાડી અને વૈષ્ણવ ધર્મથી શરીરની પીડા મટી. કારણ કે

વૈષ્ણવ ધર્મમાં જે જે ક્રિયા કરવામાં આવે છે તે સઘળી ક્રિયા શરીરસારૂં રહે અને તેને કોઈપણ જાતની હરકત ન આવે તેવીજ છે. જુદી જુદી ઋતુઓને માટે જુદાં જુદાં કર્યો તે ઋતુને માફક આવે એવાં તૈયાર રાખવામાં આવે છે. ખાનપાન વિગેરેની તૈયારી તે ધર્મમાં ઘણી સરસ રીતે ગોઠવવામાં આવી છે; અને બીજી જે જે ક્રિયાઓ ધર્મને બહાને કરવામાં આવે છે તે સઘળી ક્રિયા શરીરને માટેજ છે એમ સ્પષ્ટ જણાય છે. દાખલા તરીકે વૈષ્ણવ માર્ગમાં એકાદશી કરવાનો એટલે એકાદશીને દિવસે કંઇપણ ભોજન કરવું નહિં અને ઉપવાસ કરવો એવો રીવાજ છે, તેમ ક્ષુધાસહન ન થાય તો એક વખત થોડો ફળાહાર કરવો પણ બનતાંસુધી ઉપવાસજ કરવો: અરે આ નિયમ બાંધનારને કેટલો યશ અને કેટલું માન ઘટે છે. ધન્ય છે એવા વિવેકી પુરૂષોને કે જેણે શરીર સાચવવાનો એક મોટો ધારો ઘડી કાઢી તેને ધર્મમાં દાખલ કરી દીધો. જો એ કાયદા બાંધનારે તે ધારાને ધર્મમાં દાખલ ન કર્યો હોત તો તેનાપર સઘળાં મનુષ્યને એક સરખી આસ્થા રહેત નહિ. એકાદશીને દિવસ ઉપવાસ કરવો એ શરીર સંરક્ષણમાં એટલું બધું ઉપયોગી છે કે તે ધારા પ્રમાણે નહિ ચાલનાર મનુષ્યને અવશ્ય હરકત આવવાની. જેમ સમુદ્રની ભરતીઅને ઓટ ચંદ્રના આકર્ષણથી થાય છે. તેમ શરીરરૂપી સમુદ્રમાં પણ અમુક દિવસે રસની ભરતી થાય છે, અને તેથી તનદુરસ્તીમાં ફેરફાર થવાનો સંભવ છે. તે અટકાવવાને એકાદશીને દિવસે ઉપવાસ કરવાની જરૂર છે. આ વાત સઘળાં મનુષ્યોના મનમાં અનુભવ સિધ્ધ એકી વખતે ઠસે નહિ માટેજ તેને ધર્મના રૂપમાં ગોઠવેલ છે. જેથી સર્વને તેપર શ્રધ્ધા બંધાય છે. વળી ધર્મ એ શબ્દમાં ધૃ ધાતુ છે તેનો અર્થ ધારણ કરવું એવો છે, માટે જેણે કરીને ધારણ થઇ શકે તે ધર્મ અને ધારણ કરવાની વસ્તુ શરીરજ છે. આ પ્રમાણે ધર્મ પાળવાના જે જે નિયમો છે તે તે નિયમોપર લક્ષ પૂર્વક વિચાર કરીયે તો તે સઘળા નિયમો શરીર તનદુરસ્ત રહે તેને માટેજ છે. અને પ્રાતઃકાળથી તે સંધ્યાકાળ સુધી જે જે ક્રિયાઓ કરવાની શાસ્ત્રમાં વર્ણવેલી છે, તે સઘળી ક્રિયાઓ ફક્ત શરીર તનદુરસ્ત રહે તેને માટેજ છે. કારણ કે સઘળા શાસ્ત્રકારોનો એમજ નિશ્ચય હોવો જોઇયે કે જો શરીર સ્વસ્થ હશે તોજ સઘળાં વ્યવહારનાં કાર્યો સહેલાઇથી બની શકશે. આપણા

પ્રાચીન ગ્રંથકારોના ધર્મ સાચવવાના સઘળા નિયમો શરીર સાચવવાનાજ નિયમો છે એમ ખુલ્લું જણાય છે. અને એ હેતુ પાર પડવા માટે હાલમાં અહિં (જામનગરમાં) રાજવૈદ્ય મણીશંકર વિઠ્ઠલજીના આચાર્યપદ નીચે "શ્રી રસેશ" ધર્મની સ્થાપના થઇ છે. જો કે લોકોને આ નવો ધર્મ લાગશે, પણ વાસ્તવિક જોતાં તેજ ખરેખર મૂળ મનુષ્ય ધર્મ છે. અમોને આશા છે કે આ ધર્મનાં મૂળતત્વોથી વાકેફ થઈ તે પ્રમાણે વર્તવા સઘળા લોકો પ્રયત્ન કરશે.

આપણા પ્રાચિન ધર્મનાં પુસ્તક જે વેદ એવાં નામથી ઓળખાય છે, તેની અંદર પણ સઘળે ઠેકાણે શરીર રક્ષણનોજ ઉદ્દેશ હોય એમ જણાઇ આવે છે. તે વિષે વિસ્તારથી વિવેચન આપવામાં આવશે.

અપૂર્ણ.

---

## હાલનો સુધારો.

(સાંધણ પૃષ્ટ ૧૧ થી.)

આર્ય લોકોનાં ધર્મનાં ફરમાનો અને બંધનો કોઈ જુના કાળથી ઘણાંઈ સ્થાપિત થયાં હોય એમ જણાયછે. કાળે કરીને જો કે તેમાં ફેરફાર થએલો લાગેછે તોપણ મૂળ હેતુ ભૂલાયો નથી. આ ધર્મ બંધનો તરફ હિંદુ લોકો આજસુધી આદર સહિત જોતા આવ્યા છે, અને એક નિષ્ઠાથી તે ફરમાનો માનતા પાળતા આવ્યા છે; અને મૂળમાંજ તે બંધનો સંગીન અને સહેતુક હોવાથી હજુપણ કોણ કહી શકેછે કે લાંબો કાળસુધી નહિં પાળવામાં આવે ? આ ઉપરથી સાબીત થાયછે કે આ બંધનો હિંદુઓના કોઈ અનુભવી અને દીર્ઘદષ્ટિવાળા પૂર્વજ પુરૂષોનાં બાંધેલાં છે, અને હિંદુ મંડળીને ઘણાંજ લાભકારક છે.

તોપણ પરદેશી પ્રજાઓના સહવાસથી તેમની નવી કેળવણી અને રીતભાતની અસરથી હાલના કુતર્કી જુવાનો હિંદુ લોકોનાં આ પવિત્ર અને લાભકારક ફરમાનો તરફ અનાદર દેખાડતા જણાયછે, તે બંધનોપર કેટલાક કલ્પિત કુતર્કો કરેછે અને ટુંક બુદ્ધિને લીધે તેનો હેતુ સમજવામાં ન આ-

વવાથી તથા પોતાના પવિત્ર પૂર્વજોના ગુપ્ત વિચારોને નહિ પહોંચી શકવાથી પોતાનું અજ્ઞાન અથવા અશક્તપણું કબુલ કરવાને બદલે એ બંધનોજ બધાં ખોટાં અને વહેમી લોકોથી ઉત્પન્ન થયાં છે એમ માની આર્ય ધર્મ કર્મોનો તથા કેટલાક રીત રીવાજોનો તિરસ્કાર કરે છે તેમાં તેઓ કેટલે દરજ્જે ભૂલ કરેછે તે જણાવવા અમે ચૂકશું નહિ.

"સુધારો" આ શબ્દ તો સારો ધારો તથા સારી વર્તણુકથી વર્ત્તવું એવું સૂચવેછે, પણ હાલમાં તો સઘળું તારતમ્ય એ શબ્દમાંજ માત્ર રહેલું છે, અને તે પ્રમાણે સુધારાના સમયની વર્તણુક તો કાંઇ જોવામાં આવતી નથી; તેથીજ કદાચ આ શબ્દ લોકોની બત્રીશીએ ચડી જનમંડળમાં વગોવાયો. સુધારો એ શબ્દનો ખરો અર્થ હાલમાં છેક વિકાર પામી ગયો છે, અને હાસ્યાસ્પદ થઇ પડયો છે. જ્યાં ને ત્યાં 'સુધારો' અને 'સુધરેલા' એ શબ્દો તિરસ્કાર ભરેલા થઇ પડયા છે. શા કારણથી? હાલમાં કાંઇક એવોજ વા વાયો છે કે ધર્મથી ભ્રષ્ટ હોય તે સુધરેલો ગણાય; મૂર્તિને માને નહિ તે સુધરેલો; જ્ઞાતિબંધન ખોટું માની માર્ગી પંથ ચલવી ભ્રષ્ટાભ્રષ્ટનો ભેદ ન રાખે તે સુધરેલો; સ્ત્રીઓને હદ ઉપરાંત છૂટ આપે તે સુધરેલો. આ તો બધું ઠીકઠીક છે. હજુ સુધરેલાનાં લાક્ષણિક ચિન્હો તો જુદાં છે, તે જુઓ. સારાંસારાં ફક્રીદાર લુગડાં, બુટ, સ્ટાકીંગ પહેરે, હાથમાં લાકડી રાખે, ફડફડાટ કરતો ચાલે ને તડતડાટ વાતો કરે તેજ સુધરેલો; પરાપૂર્વના ધારાઓ, છો તે લાભ કરતા હોય, તેનું ઉલ્લંઘન કરે કે ખંડન કરે તે સુધરેલો; તથા સારાં સારાં ભાષણો કરી સુધરેલાનો ડોળ રાખી સુધરેલાઓની નકલ કરે તેજ સુધરેલો ગણાય. આ બધું ખરૂં છે શું? વસ્તુતઃ તેમ કાંઇજ નથી. આ બધો ડોળ છે. બધું હંબગ અને ખાલી ધાંધળ છે; અને જ્યારે બધું પોલમપોલાં છે ત્યારેજ સુધારે લગભગ પાસદીમાં કાંઇ હોવ્યું નહિં. તે હવે ઠેકાણે વાત આવવા લાગી. લગભગ ૩૦ વરસ સુધી સુધારે મથન કર્યું પણ કાંઇ સુધારો થયો નહિ. શા કારણથી? આર્ય નીતિ રીતિમાં કાંઇ કુધારો હોય તો સુધારો થાયની. જે સુધારોજ છે તેને પરદેશી પ્રજાનો પાસ લાગવાથી પરનીતિ રીતિમાં મોહિત થએલ સુધારે સુધારો નહિ પણ કુધારો કરવા ધાર્યું. તે આર્ય અંતરમાં કેમ પ્રવેશ થાય? અને કેટલાક વિરલા પંડીતો પણ નવા

સુધારા સાગા ઉડયા. પ્રજાનો ઘણો ભાગ નવા સુધારાના બકવાદને ન લેખવતાં સ્વધર્માચરણથી ડગતા નથી, ને ઘરડા કરતા આવ્યા છે તેમ કરે જાયછે. કેટલાકને જેમને સંગતથી પાસ લાગ્યો છે તેઓ સુધારાના પક્ષમાં ભળવાનો પ્રયત્ન કરેછે પણ ખુલ્લી રીતે તે પક્ષમાં જઈ શકતા નથી. સુધારે પ્રજાને સંશયી કીધી, બહુ બોલ્યા, ને બોલેછે, પણ તે પ્રમાણે વર્તી શકતા નથી, તેથી બોલ્યું બહાર પડેછે. કહેવાતા સુધારાના સમયમાં લોકોમાં અસત્ય, અમર્યાદા, વ્યભિચાર, સ્વાર્થબુદ્ધિ અને સ્વેચ્છાચારને લીધે ભ્રષ્ટતાની વૃદ્ધિ થઇ. ધર્મકર્મને ખટપટયાની મનસ્વી મત ચલવ્યો. દેશાભિમાન ગજાવ્યું પણ દેશાભિમાન તે શું? તેની સમજ પડી નહિં. સ્વધર્મ નીતિ રીતિ પાળવી ને તેની વૃદ્ધિ કરવી તે સ્વદેશાભિમાન, તે નીતિ રીતિને તો નિંદી નિર્મૂળ કરવા નિંદિત પ્રયત્ન કર્યા. પરધર્મના લોકના પ્રવૃત્તિ માર્ગને પસંદ કરી નિવૃત્તિ ધર્મ, કે જેના અંકુશવડે પ્રજા પોતાના વ્યવહારિક કામમાં અંકુશીત રહે, તેનો અનાદર કર્યો. સંસાર સુખને મહાલવા અવતરેલ સુધારો સ્વધર્મને ભૂલ્યો તોપણ ધર્મકર્મ ઓછાં થયાં નહિ પણ લોકોને શંકિત કર્યા, અને પ્રપંચ, કુસંપ, વાન, અનેમતની વૃદ્ધિ થઈ. પુત્રે માબાપની આજ્ઞા ઉલંઘી, સ્ત્રીએ પુરૂષની મર્યાદા મૂકી, શિષ્ય ગુરૂને ગુરૂભાવથી ન જુએ અને ગુરૂ શિષ્યને શિષ્યભાવથી ન ભણાવે એવો વિપરીત વખત આવ્યો. આ બધો આજના સુધારાનોજ મહિમા છે!

સુધારે કાંઈ ફાયદો કર્યો હોય તો માત્ર એટલોજ કે કેટલાક મહારાજાઓની અનીતિનો અટકાવ કર્યો અને તેમને જાગૃત કીધા. લોકોમાં ચંચળતા, સાહસ બુદ્ધિ અને શોધક શક્તિનો સંચાર કર્યો, બાકી બધી વાતમાં સુધારો નિષ્ફળજ થયોછે. આટલાં આટલાં વરસ સુધી સુધારે પ્રયત્ન કર્યા તેમ છતાં દેશમાં કે સંસારી સ્થિતિમાં સુધારો ન થયો તેનું કારણ શું! આગળ જણાવ્યું કે આર્ય નીતિરીતિમાં તો નવા સુધારાની જગા નથી, તેમ છતાં સુધારે વગર વિચારે શ્રમ કર્યો તો ફોકટ જાયજ. સુધારાવાળાનો એકદમ કુદી પડ્યા, જાણે કે એકદમ સુધારો કરી લઇશું. કેમકે તેઓએ અમેરજ સુધારાનો સૂર્ય મધ્યાને તપેલો દીઠો. તેથી ઝંખવાઈ

ગયા. નવિન વસ્તુપર દરેક માણસનું સ્વાભાવિક રીતે એકદમ તો વલણ થાય પણ વિવેકી માણસ વિચાર કરી ગ્રાહ્યને ગ્રહણ કરે અને અગ્રાહ્યને ત્યાગ કરે, પણ સાહસિક સુધારે તે વિચાર ન કર્યો. વળી કેટલાક સુધારાના ખાં સ્વાર્થપર ઉનર્યા, અને કેવળ અંગ્રેજ અધિકારીઓના વહાલા થવા ને પૂર્વજોએ બાંધેલા પવિત્ર પાયપર પગ દીધા તેમને રાજી રાખવાનો પ્રયત્ન કરી આર્ય નીતિનું નખોદ વાળવા માંડયું. અંગ્રેજી અમલદારોના વહાલા થવા માટે તેમણે ખાંડીમાં દોષ ન દીઠો અને બડે સાબને રાજી રાખવા બોલવા લાગ્યા કે ખાંડીમાં કાંઈ દોષ નથી, મૂર્તિપૂજાનો ઢોંગ છે. બડાસાબને રાજી રાખવા હિંદુ દેવળમાં ન જવા પ્રતિજ્ઞા લીધી. બધી બાબતમાં 'મીઆની ચાંદે ચાંદ' થવા લાગ્યું. બડાસાહેબો પાસે રહેવાવાળા એને તેમનાં ગીતડ ગાવાવાળા તેથી માનીતા થયા. 'રાજાએ માંની રાણી, છાણાં વીણતી આણી' માનીતા અને મોટાઇમાં ખપતા માણસોની નકલ કરવી એ લોકોનો સ્વભાવછે, તેથી કેટલોક બગાડો તો ખુશામતીઆ સુધરેલાઓથી દાખલ થયો. લોકોએ નકલ કરવામાં લાભ ગેરલાભનો દુરંદેશી વિચાર ન કર્યો, તેથી ગાડરાંની પેઠે ધુબોધુબ પડવા લાગ્યા, કેમકે સુધરેલો કહેવાય તેને ભાન હતું ને કેટલેક દરજ્જે છે. પણ આર્ય નીતિને મૂકી અનાર્ય નીતિ પકડવી ! એ કેવું દુર્ભાગ્યનું ચિન્હ છે. અંગ્રેજના સુધારા આગળ આપણા સુધારાવાળા ઝંખવાઈ ગયા અને મૂર્છા પામ્યા અને તે મોહમાં પોતાનું ભાન ભૂલ્યા.

વેપારની વૃદ્ધિ થવા છતાં દેશ નિર્ધન થતો જાયછે તે વાત જેમ બારીક વિચાર કર્યા વિના પ્રતીત થતી નથી, તેમજ દેશમાં વિદ્યાની વૃદ્ધિ છતાં સુધારો થવાને બદલે બગાડો કેમ થતો ચાલ્યો તે સમજવું એ બારીક વિચારની વાતછે. વિદ્યાનીવૃદ્ધિ છતાં અજ્ઞાનનો નાશ ન થયો. સ્ત્રી કેળવણીની વૃદ્ધિ થતાં પણ સંસારી હાલત સુધરવાને બદલે બગડતી લાગીછે. આ બધાં વિપરીત પરિણામ ઉપરથી એમ ખાત્રી થાયછે કે હાલની કેળવણી અને સુધારે પકડેલ રસ્તો અંતે નુકસાનકારક નીવડયો. જે વાત લોકોમાં અણગમતી છે, જે વાત આર્ય નીતિ રીતિની વિરૂદ્ધનીછે તે વાત લોકોમાં માન્ય કરાવવાનો પ્રયોગજ ઉધો છે. એટલુંજ નહિ પણ જે જે વાતોના સુધારા કરવા સુધારાવાળાએ હોકાર કર્યા તે રીત તેમણે ગ્રહણ કરી દેખાડી આપી નહિ. જુના અને નવા વિચારમાં મતભેદ પડયા, તેથી બાપ

દીકરા વચ્ચેજ વિરોધ થયો તો મંડળમાં તો સંપ થાયજ ક્યાંથી! સુધારા માટે મત ભેદ, ધર્મમાં મત ભેદ, એમ દરેક બાબતમાં ઉલટાં કુસંપનાં બીજ રોપાયાં.

અંતે સુધારાવાળા ડગ્યા અને ઠરીને ઠામ આવ્યા. તેમણે પોતાની ભૂલ જાણી. બ્રાહ્મણ જૈન મંદિરમાં જાય તો સુધારાવાળા હિંદુ દેવલમાં દર્શન કરવા જાય; તે ઠેકાણે સુધારાવાળાઓએ પ્રતિજ્ઞા ફેરવી, અને મંદીરોમાં જઇ પાઘડી ઉતારી લાંબા પડીપડી મૂરતિનાં દરશન કરતા થયા. કોઈ વરસપરના સ્વર્ગમાં બેઠેલા મિ. કરસનદાસ મૂળજી જેવા વિચારવંત સુધારાના આગેવાન કદિ હયાત હોત તો આજે તેમણે પોતાના વિચાર ફેરવ્યા હોત. વીરકવિ નર્મદ એક વખત નવા સુધારાનો અગ્રેસર થઇ સુધારાનો વાવટો લઈ ઘુમ્યો, ગાજ્યો, ને વરસ્યો, પણ ભૂલ જાણી ત્યારે સુધારાવાળાઓના અપવાદની દરકાર ન કરતાં જે આગ્રહથી તેણે નવો માર્ગ પકડયો હતો તેવાજ આગ્રહથી તે માર્ગ મૂકીદઇ જુનો માર્ગ લીધો. બીજા કેટલાક સુધારાવાળાઓની પેઠે મમતાગ્રહી, દુરાગ્રહી નહિ થતાં આ શુદ્ધબુદ્ધિના સરળ નરે ભૂલ્યો, ત્યાંથી ફરી ગણ્યું, અને આર્ય નીતિ રીતિ તથા આર્ય ધર્મનેજ પાછો ગ્રહણ કર્યો. પણ મતવાદી સુધારાવાળાઓ ભૂલ જાણતાં છતાં પકડેલ પૂંછડું છોડવામાં અપમાન સમજેછે. એ ઘણું હાની કરતા છે. અપૂર્ણ.



## માનવનું મહત્વ.

( સાંધણ પૃષ્ટ ૧૬ થી. )

યુધિષ્ઠિરાદિ પંચ પાંડવ, કુરવંશ ધ્વંસ કરી મહત્ થયા નહિ, પરંતુ અલંઘ્ય ધર્મ નિયમના વશવર્તી થઈ કુરસભામાં પ્રાણ પ્રતિમા દ્રૌપદીના ઉપર જુલમ થતો સહન કરી શકયા હતા તેથીજ તેઓનું મહત્વછે. આખી ઉમર કૌમાર્ય વ્રત પ્રતિપાલન કરી સ્વાર્થને પગ નીચે ઘુંદી અંતિમે શરશય્યામાં શયન કરી ભીષ્મદેવે મહત્વનું સિંહાસન મેળવ્યુંછે. મહત્ત્વ બાહુ બળમાં નથી, મહત્વ હૃદયમાં છે,— મનુષ્યત્વ અર્થ સૌભાગ્યમાં નથી, મનુષ્યત્વ કર્તવ્ય પરાયણતામાં છે.

આપણે મહત કેવી રીતે થઇ શું ? આપણે "આમિત્વ" સમજતા નથી. આપણે હિસાબપટું ગૂજરાતી જાતિ છિયે, કર્તવ્યનો અર્થ આપણી આગળ મૂર્ખતા છે. શારીરિક સુખમાંજ આપણે મુગ્ધ છીયે, શારીરિક ઉન્નતિ અવનતિના હિસાબમાંજ આપણે લાગેલા છીયે. અનંત કર્તવ્યની પ્રસ્રવણ ભૂમિ, અનંત પવિત્રતાની લીલાસ્થળી, અનંત આનંદનું અમૃત નિકેતન જે આપણા હૃદય અને આત્મામાં છે એ આપણા ચિંતનનો વિષય નથી. હે ધર્મ બંધુ ! આ આત્માનો વિષય એકવાર ચિંતન કરો. મને છોડીને હું કદિ રહિ શકનાર નથી, મારો અમર આત્માજ હું છે, આવો મારા વિષય ચિંતન કરીયે. પૃથ્વીનું ધન, માન પૃથ્વીમાંજ રહેશે, પૃથ્વીના આત્મીય બાંધવ ક્યાં રહેશે તે જાણુતો નથી, પરંતુ મને એ સર્વ છોડીને જવું પડશે. પોતાને વધ કરીને આપણે રહી શકનાર નથી. આ પૃથ્વીમાં આવી શું સંચય કર્યુંછે તેનું એકવાર ચિંતન કરીએ. જો પોતાને હરાવીએ તો પૃથ્વી લઇને શું કરશું ? આવા મહાન પુરૂષના નીચલા ઉપદેશ વાક્ય યાદ કરીએ. "જો માણુસ તેના પોતાના આત્માને હરાવી મૂકે, જો આધ્યાત્મિક ઉન્નતિની વાત ભૂલી જાય તો તેને આખા પૃથ્વીનું ઐશ્વર્ય મળે તોપણ શો લાભ ? તેના આત્માના મૂલ્યને બદલે તે શું ધન અર્જન કરી શકશે ?"

શ્રી નારાયણુ હેમચંદ્ર.

---

## ન્યાય.

ન્યાય આ સંસ્કૃત શબ્દછે અને તે નિ=નય ધાતુ ઉપરથી નીકળેલો જણાયછે. જો શબ્દનો સામાન્ય અર્થ કરીએ તો રસ્તો બતાવનાર અગર દોરનાર એવો થાયછે. જે ઉપરથી દરેકને દોરનાર અગર રસ્તો બતાવનાર નિયમ એવો અર્થ નીકળી શકે. જ્યારે ન્યાય એનો આવો વિશાળ અર્થ કરવામાં આવે ત્યારે તેની અંદર તમામ વિષયનો સમાવેશ થઇ શકે. રસાયણ, ભૂગોળ, ખગોળ, જ્યોતિષ, તેમજ કળા કૌશલ્ય વગેરે કોઇ પણ બાબત આ અર્થમાંથી જુદી પડી શકે નહિ. પણ તે ન્યાયનાં અંગ કહેવાય. હવે આ તમામ વિષયપર વિવેચન કરવું અગર તેના નિયમો જણાવવા એ હાલમાં વપરાતા ન્યાય શબ્દનો હેતુ નથી. જેથી ન્યાય શબ્દનો કાંઇ

હકવાળો અર્થ કરવો જોઈએ. માણસોએ જે નિયમને અનુસરી વર્તવું એવો ખાસ હુકમ તે ન્યાય અગર કાયદો. જ્યારે આપણે હુકમ શબ્દ વાપરીએ ત્યારે તે શબ્દની અંદર હક, જવાબદારી તથા શિક્ષાનો સમાવેશ થઈ જવો જોઈએ. આવી રીતે ન્યાય શબ્દને સ્થાપિત કરી જો તેના વિભાગ પાડીએ તો મોટામાં મોટા બે ભાગ થઈ શકે:— કુદરતી ન્યાય, અને મનુષ્ય કૃત ન્યાય. દરેક પ્રાણીને નિયમમાં વર્તાવનારાં કુદરતી ફરમાનો એવાં તો બળવાન છે કે તે પ્રમાણે વર્તવુંજ જોઈએ. અને તેના હક તેમજ ફરજો તે નિયમ પ્રમાણે અમલમાં ન લાવીએ અગર અદા ન કરીએ તો શિક્ષા થયા વગર રહેજ નહિ. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે કાયદો અગર ન્યાય હોય એવી સર્વોપરી સત્તા તરફથી જાહેર પડવો જોઈએ કે તેની સત્તા કોઈથી ઉલ્લંઘન ન થઈ શકે. અને જો તેમ કરે તો શિક્ષાને પાત્ર થાય. જ્યારે કોઈ પ્રાણી તેની કુદરતી સ્થિતિની અંદર હોય ત્યારે આ કુદરતી કાયદા વગર તેને બીજું કાંઈ બંધન હોતું નથી. અને કુદરતી કાયદાના બંધન સિવાય તે બધી રીતે સ્વતંત્ર છે. આવી સ્વતંત્રતાની દરેક માણસ ચાહના કરશે પણ જરા વિચાર કરશું તો જણાશે કે આટલી બધી સ્વતંત્રતાને જો આપણે રાખવા ઈચ્છશું તો બીજી તરફથી ઘણી મુસીબતો સહન કરવી પડશે. જ્યારે એક માણસ પોતાની કુદરતી સ્થિતિમાં પોતાને માટે ખોરાક બનાવે, લૂગડાં બનાવે, ઘર બનાવે, અને ટુંકામાં જીંદગીની દરેક અવશ્યની ચીજો મેળવવા ખાતર અગર બનાવવા ખાતર મહેનત કરે તો જો તે પોતાની આખી જીંદગી સુધી તે પ્રમાણે કર્યે જાય તોપણ તેને અવશ્યની ચીજો પણ મળી શકે નહી ત્યારે તેને કુદરતી આયુષ્ય ટુંકી મુદતમાં ખોવાના જોખમમાં આવવું પડે; પોતાનું રક્ષણ પોતાની મેળે કરવું પડે, અને ટુંકામાં આ ટુંકી મુદતમાં પણ સગવડના સં-

એમ ઉપરના નિયમથી સિદ્ધ થયું. હવે જો આ નિયમને ઘણે લાંબે, સુધી લાગુ પાડીએ તો આખી દુનિયામાં વસતાં તમામ માણસોની એકજ મંડળી થવી જોઇએ. અને તેથીજ સગવડતાની હદે પહોંચાય. પણ આમ અત્યાર સુધી થયું પણ નથી અને થવાનો સંભવ પણ નથી; કારણકે પૃથ્વીના ભાગો સમુદ્ર અને ડુંગરાથી ઘણા જુદા જુદા પડેલાછે, અને એક ભાગનાં માણસોને બીજા ભાગમાં જવાની સગવડ નહિ હોવાથી અટકાવ થાયછે. આ અટકાવ દૂર કરવો એ અશક્યછે, જેથી જુદા જુદા ભાગમાં મનુષ્યોની જુદી જુદી મંડળીઓ બંધાઇ. આ મંડળીનાં દરેક માણસો જો એક બીજાને સહાય ન કરે તો ઉપર બતાવેલા નિયમનો ભંગ થાય. ટુંકામાં મંડળીના દરેક અંગભૂતે બીજાને સહાય કરવી આ પણ એક કુદરતી નિયમમાંથી નીકળતો નિયમછે. કુદરતી નિયમમાંથી નીકળતો જે આ નિયમ તે મનુષ્ય કૃત્ નિયમ કહેવાય. આ નિયમમાં જ્યાં સુધી મારા આગળ જણાવવા પ્રમાણે હક, જવાબદારી અને શિક્ષા આ ત્રણ વાતનો સમાવેશ ન થાય ત્યાં સુધી તેને કાયદો નામ આપી શકાયનહિ. આ નિયમને સ્વાધીન થવાને માટે આટલા માટે દરેક માણસો પોતાની કુદરતી સ્વતંત્રતાનો અમુક ભાગ છોડીદેવો જોઇએ. આવી રીતે કુદરતી સ્વતંત્રતાનો અમુક ભાગ છોડીદેવાથી બંધાએલી ઉપરની મંડળીને પ્રજા અગર Political Society અથવા Civil Society એવું નામ વિદ્વાનોએ આપેલુંછે. કુદરતી સ્વતંત્રતાનો અમુક ભાગ છોડીદેવાથી તેને બદલે તે મંડળીના દરેક અંગભૂતને શરીર, મિલ્કત અને આબરૂ આ ત્રણ વાતાંનું રક્ષણ મળેછે. ત્યારે સવાલ એ ઉઠેછે કે આ રક્ષણ કોના તરફથી મળે? કારણ તે મંડળીના તમામ સખ્સ એક સરખા હક ધરાવનારછે. આ સવાલ ઉઠવાથી પ્રથમ આપણા આર્ય લોકોએ એક યુક્તિ શોધી કાઢી, તે એ કે, પોતાની મંડળીના અમુક માણસને પોતાની સ્વતંત્રતાનો અમુક ભાગ ઉપર પ્રમાણે અર્પણ કરી તેની પાસેથી શરીર, મિલ્કત અને આબરૂનું રક્ષણ લેવું. પણ સાધનો પૂરાં પાડવાની ફરજ મંડળી ઉપર રહી કારણ કે તે નિમાયલા અમુક માણસનું રક્ષણ કરવું એ પાછું તે મંડળી ઉપર રહ્યું. આ પ્રમાણે મંડળીના દરેક સખ્સના શરીર, મિલ્કત અને આબરૂનું સંરક્ષ કરવા નિમાએલા માણસને સર્વોપરી સત્તા આપી રાજા નામ આપ્યું. હવે

આ રાજાના કુંવરો પણ રાજા થાય, આવી રીતનો નિયમ ક્રમે કરીને એટલાજ ઉપરથી પડયો કે મંડળીના અંગભૂતો વચ્ચે કયા માણસને રાજા નીમવો આ બાબત વારંવાર વિગ્રહ ન થાય, અને તેમ થવાથી અતે ધારેલી મુરાદ હાંસલ થાય આવી રીતે પણ વારંવાર રાજા પોતાની ફરજ ભૂલી જવાથી મંડળી તરફથી પદભ્રષ્ટ થએલા ઘણા રાજાઓ ઇતિહાસથી સાંભળીએ છીએ.

મંડળીના આવા સમુહને રાજ્ય એવું નામ આપ્યું. મંડળીમાં આવી રીતનું બંધારણ પહેલ વહેલું ઉત્પન્ન થયું હોય એમ જણાયછે. પણ તેની અંદર જેમ જેમ ખામીઓ માલમ પડતી ગઈ તેમ તેમ મંડળીના આગેવાન માણસો રાજાની સત્તામાં ભાગ લેતા ગયા અને છેવટ રાજા નામ કાઢી પોતેજ સર્વ સત્તાના ધણી થઈ પડયા. આ આગેવાનો અમીરના નામથી ઓળખાયછે, અને આવી રીતની મંડળીને અમીરોનું રાજ્ય કહેછે. જોકે આવું રાજ્ય હાલમાં નથી, તોપણ ઈતિહાસપર લક્ષ કરતાં તેવાં રાજ્ય થઇ ગયેલાં જણાયછે. જ્યારે રાજા તથા અમીરો પોતાની સત્તાનો ગેર ઉપયોગ કરવા લાગ્યા ત્યારે મંડળીએ પોતાની સત્તા પાછી પોતાના હસ્તગત કરી. તે એવી રીતે કે દરેક માણસની અમુક સંખ્યા તરફથી અમુક મેંબર દર વરસે નિમાય અને આ મેંબરો સાથે મળી કામ ચલવે. આમાં પણ મંડળીના જુદા જુદા જથાનું હિત જુદું જુદું હોવાથી ખામીઓ નજરે આવતાં નવો રસ્તો શોધવો પડયો; તે એ કે રાજા, અમીર તથા રૈયત આ ત્રણે મળી રાજ્ય થઈ શકે એવું રાજ્યનું બંધારણ કર્યું. જોકે આ વાત કોઇ માણસને મારા ન્યાયના વિષયથી વિરૂદ્ધ લાગશે તોપણ ન્યાય અગર કાયદો સર્વોપરી સત્તા તરફથી નીકળવો જોઇએ, અને તેમાં હક જવાબદારી અને શિક્ષા આ ત્રણે વાતનો સમાવેશ થવો જોઈએ. એટલામાટે ઉપરની વાત ધ્યાનમાં રાખવી જરૂરની છે. ઉપરનાં તેમજ હવેપછી જે બંધારણ નવાં શોધી કાઢવામાં આવે તે મુજબ સર્વોપરી સત્તાજ રાજ્ય, તેના તરફથી નીકળેલ હુકમો એ ન્યાય અગર કાયદો, અને તે એજ ન્યાય અગર કાયદો કે જે વિષે હું બોલવા શરૂ કરૂં છું.

અપૂર્ણ.

## માનવ જીવન.

માનવ જીવન કોન કહેછે? જન્મથી મૃત્યુ સુધી માણસ આ ભવરંગ ભૂમિમાં જે સર્વ વેશ ભજવેછે, શોક, દુઃખ, હર્ષ વિષાદના આધીન થઈ આ સંસારમાં માનવ જે કાંઇ કરેછે, તેનુંજ નામ માનવ જીવનછે. પરમેશ્વરે જે શક્તિ સામર્થ્ય આપીને પૃથ્વીમાં મોકલ્યા છે, જેટલો આપણે તેનો સદ્વ્યવહાર કરશું તેટલા આપણે માનવ જીવન મેળવી શું. આપણે કેવળ ખાવાપીવામાં ફરવા હરવામાં મત્ત રહેશું અને યથા કાળે મરી જશું, એ વાસ્તે પૃથ્વીમાં આવ્યા નથી. પશુથી આપણું શ્રેષ્ઠત્વ કયાં છે? પશુ પણ ખાયછે, પીએછે, મારામારી કરીને જીવન લીલાનો છેડો આણે છે. હે વિલાસી! તમે યાદ રાખજો કે તમે કેવળ શરીરનું સૌન્દર્ય વધારવાને માટે અથવા નાના પ્રકારનાં સુખ ભોગવવાને માટે સૃષ્ટ થયા નથી. આધ્યાત્મિક સ્વાધિનતાજ મનુષ્યનાં શ્રેષ્ટત્વનું કારણ છે. આપણી પ્રવૃત્તિઓનાં પ્રતિ આપણી જે આત્મ પરિચાલન શક્તિ તેનુંજ નામ સ્વાધીનતા છે. ન્યાય અન્યાય, પાપ, પુણ્ય સમજવાની શક્તિ છે તેથીજ માણસ છે, નહિ તો નિકૃષ્ટ જંતુના કરતાં આપણે કાંઈ પણ અંશે ઉત્કૃષ્ટ નથી. માનવ જીવનનું લક્ષણ આ છેઃ—

૧ **કર્ત્તવ્ય પ્રિયતા—** જે કર્ત્તવ્યમાં ઉદાસી છે, દાયિત્વથી અજાણ્યો છે, તે કદાપિ મનુષ્ય નથી. શોક, નિંદા, દુઃખ, જુલમને સોનાના મુકુટના પ્રમાણે માથા ઉપર લઈને જે કર્ત્તવ્ય બજાવી શકે છે, તેજ માનવકુળમાં પૂજવા લાયક છે. ખરેખરા કર્ત્તવ્ય પરાયણ મહત્ લોકો પૃથ્વીનું ધન, માન, સ્ત્રી પુત્ર આત્મીય પરિવારનાં કરતાં કર્ત્તવ્ય ને મૂલ્યવાન સમજે છે. જે સઘળા મહા પુરૂષ સમયની રેતીમાં પગનાં ચિન્હ રાખી ગયા છે, જેઓનાં પવિત્ર ધર્મભાવ પૂર્ણ કાર્ય આપણાં આદર્શ થઇ રહેલાં છે તેઓ કર્ત્તવ્ય ભ્રષ્ટ નહોતા.

૨ **આત્મ સંયમ—**પોતાને પોતે સંયત કરવો એનું નામ આત્મ સંયમ છે, આ આત્મ શાસનની શક્તિથી આપણે રિપુઓને સંયત કરી તે પાપ પ્રલોભન પૂર્ણ સંસારમાં પવિત્ર રહી શકશું. આ આત્મ શાસન શક્તિ જેમાં નથી, જે અન વરત રિપુની ઉત્તેજનાથી વિચલિત થઈ જાયછે, તે કદિ પણ ખરેખરો ધર્મ અને સુખ શાંતિ મેળવી શકતો નથી.

આ સંસારમાં ચારે બાજુએ પ્રલોભન છે, ચારે બાજુએ અપવિત્રતા અને અધર્મનો ભયાનક નરક કુંડ છે, ફકત આત્મ શાસન શકિતજ આપણને આ નરક કુંડથી બચાવે છે. જે કેવળ ઇન્દ્રિયનો દાસ છે, પ્રવૃત્તિના પદાનત છે, સુસ્થિર ચિત્તથી એકાગ્ર મનથી કોઈ મોટા વિષયનું ચિંતન કરવુ એ તેના પક્ષે કઠણ છે. શાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

कामक्रोधौवशेयस्यतेनलोकत्रयंजितम् ।

કામ ક્રોધ જેના વશીભૂત છે, તેણે ત્રણલોક છત્યું. વાસ્તવિક મહાવીર સિકંદરશાહ અને નેપોલિયન બોનાપાર્ટ બાહુબળથી જેનો જય કરી શક્યા નહિ, તે યુવરાજ સિદ્ધાર્થે આત્મસંયમના અભ્યાસથી નિર્વાણ મુક્તિ મેળવીને તે કર્યું છે. આત્મશાસન શકિતજ ખરૂં મનુષ્યત્વ છે.

૩ વિવેકની સ્વાધીનતા—વિવેકની સ્વાધીનતાજ માનવનું માનવત્વ છે. ખરી આત્મશાસન શકિતથીજ વિવેકની સ્વાધીનતા ઉત્પન્ન થાય છે. આપણે પારકાના હાથનાં રમકડાંની પેઠે વપરાવું તેથી પૃથ્વીમાં જન્મ લીધો નથી. આપણ હૃદયમાંની સ્વાભાવિક ધર્મ બુદ્ધિ અનુસારે કામ કરીને ઉન્નતિ મેળવવાને જન્મ્યા છીએ. પરમેશ્વર આપણા પ્રત્યેકના હૃદયમાં અધિષ્ઠિત રહીને જે ધર્મ બુદ્ધિ આપે છે, તેનુંજ અનુકરણ કરવું એ માનવનું કર્તવ્ય છે. તે આપણા હૃદયમાં ચૈત્ત આચાર્ય છે. "आचार्यचैत्तवपुषा-स्वगतिंव्यनक्ति" તે આપણા ચિત્તમાં રહીને સ્વગતિ પ્રકાશ કરે છે. જે પરમેશ્વરની આ સાક્ષાત્ આજ્ઞાને અવહેલા કરી સંસારના બુઝંગિમાં પરિચાલિત થઈને સંસારના સુખ લાભમાં વ્યાપ્ત થઈ પડે છે તે આત્મઘાતી મહાપાપી છે. ખરા મનુષ્યત્વથી ઘણે છેટે છે. ભાઈ વાંચનારા આવો, આપણે યથાર્થ માનવ-જીવન મેળવવાને યત્નવાન થઈએ અને સર્વ સિદ્ધિદાતા પરમેશ્વરના ચરણમાં એ વાસ્તે પ્રાર્થના કરીએ.

શ્રી નારાયણ હેમચંદ્ર.

ળને અને કઠોર વાયુને તજવા. શરીર વાંકું છતાં એટલે સમાન ન એવા છતાં છીંક, ઓડકાર, કે હાંસી ખાવો નહિં, સુવું નહિં, અનાદિક, ખાવું નહિં કે મૈથુન કરવું નહિં. નદી કે ડુંગર વગેરેની કરાડની છાયામાં બેસવું નહિં. રાજાનો જેનાપર દ્વેષ હોય તેવો માણસ, દુષ્ટ હાથી વગેરે જનાવર, દાઢમાં ઝેરવાળાં સર્પ વગેરે જનાવર, શીંગડાવાળાં જનાવર, એઓને તજવાં, તેમનાથી દૂર રહેવું. નીચ, અનાર્ય અને અતિશય નિપુણ, એમની સેવા તજવી, ઉત્તમ સાથે લડાઈ કરવી મૂકી દેવી. સંધ્યાકાળે ભોજન, સ્ત્રી સેવા, નિદ્રા, અધ્યયન, અને કોઈ વિષયનું મનન એ છોડી દેવાં. શત્રુને ઘેર કે તેણે આપેલું યજ્ઞમાંનું, ભાટચારણ, વગેરે જેમાં ભળ્યા હોય તે, ગણિકાનું તથા દુકાનદારનું ભોજન તજવું. અંગુઠો, અને નખવડે વાજાની પેઠે વગાડવું નહિં. હાથ કે માથું ધુણાવવાં નહિં. બે તરફ પાણી, અગ્નિ, કે પૂજ્યજન. છતાં તેમની વચ્ચે થઇને જવું નહિં. મુડદાનો ધૂમાડો લેવો નહિં. મધની અતિ આસક્તિ તજવી અને સ્ત્રીઓનો વિશ્વાસ રાખવો નહિં. તથા તેમને સ્વતંત્રતા આપવી નહિં.

---

## કવિ ખુશાખી વિરહ બાવની.

### સોરઠો.

ભર્યું હલાહલ ઝેર, અરે દૈવ આ શું થયું;
કાળે કાળો કેર, કરી વેર વાળ્યું કર્યું. ૧
તિમિર થયું તમામ, સુઝે વિચાર શી વાતનો;
બુઝયો ખુશાખીરામ, દિવ્ય દિવો દિન રાતનો. ૨
ઓચિંતો શો આમ, ઘણો ગજબ ત્રૂટી પડયો;
ગુણથી કરી ગુલામ, ચતુર કવી કયાં જઈ ચડયો. ૩
આશા હતી અનેક, પવિત્ર પ્રિય તુજ પંડમાં;
થઇ નિષ્ફળ સૌ છેક, ભ્રાતા ભર્યાં બ્રહ્માંડમાં. ૪
મહાન પામ્યો માન, રાજ-કવી પદ રોજનું;
શું તેથી સમશાન, માન્યું સ્થળ મહા મોજનું. ૫
વિરચી કવિત વિલાસ, સુવાસ સારી મેળવી;
આખર કરી ઉદાસ, ગયો કવી કયાં રાજવી. ૬
પુસ્તક કરી પ્રસિદ્ધ, ભલા વિષય ભરપૂરથી;
સુકીર્તિ કીધી સિદ્ધ, સદા સદ્ગુણી શૂરથી. ૭

ખીલતો ખરો ગુલાબ, ખુશી કરી ખુશબોઈથી;
શુષ્ક થયો શું આબ, હવા હશે નહિ જોઈતી. ૮
દેશ હિતાર્થે દોડ, કરી કવી તેં કારમી;
કર્યા ન પૂરા કોડ, ગયો ઘડીમાં ક્યાં રમી. ૯
કરિ કવિ દલપત્તરામ, વડો શિષ્ય વિશ્વાસથી;
હશે ઉદાસી આમ, પ્રથમ જતાં તું પાસથી. ૧૦
ખરે શિષ્ય ગણ્યો ખાસ, દીક્ષા દલપતરામ દઈ;
નિશ્ચે થયા નિરાશ, જતાં તું દુઃખનો ડાંભ દઈ. ૧૧
ચોક્ક્સ હીરો હાથ, કોહીનૂર સમ ક્યાસમાં;
ગયો કરીને ઘાત, અંધ કરી આભાસમાં; ૧૨
પીતા સુધા સવાઈ, નિત્ય કવિત મકરંદને;
જતાં કુસમ કરમાઈ, રહ્યા ભ્રમર ભમતા અમે. ૧૩
જગો જગાઓ જાણુ, અજાણુ સૌનો થઈ સગો;
પળમાં છોડી પ્રાણુ, સ્વદેશને દીધો દગો. ૧૪
કર્યું ઘણું શુભ કામ, ધરી ધારણા ધારમિક;
સત્વર કરી સલામ, થયો માર એ મારમિક. ૧૫
કરતાં કોકિલ કીર, કલોલ કવિતા વાડિમાં;
આજે રડે અધીર, દુઃખિયારા થૈ દાડિના. ૧૬
વિધવા કરે વિલાપ, પિતુ વિના પુત્રી રડે;
સમાય કયમ સંતાપ, ફરે મિત્ર તું નાં જડે. ૧૭
ફરે કાળ જે ઘાત, અરે કાગ જે આકરો;
ખરે દુશ્મની દાવ, આજ દાઝ જે આ કર્યો. ૧૮
પ્યારા તારો પ્યાર, અપાર એ કયમ વીસરે;
સ્મરતાં સાંજ સવાર, અભાગી જીવ ન નીસરે. ૧૯
હજિ નથિ વળી નિરાંત, નરમદ સૂર્ય સિધાવનાં;
આટલો નહીં ઉપરાંત, કૃતાંત તું કચવાવતો. ૨૦

અપૂર્ણ.

પ્રતાપરાય શિવલાલ
જામનગર.

// મानवधर्म.

પુસ્તક ૧ લું. પૌષ. સંવત ૧૯૪૩. અંક ૩ જો.

## ધર્મવિચાર.

( સાંધણ પૃષ્ટ ૨૦ થી )

પ્રથમ અમારા કહેવામાં આવી ગયું છે કે હાલ કળિયુગના મહાત્મ્યથી આ પૃથ્વીપર ઘણા જુદા જુદા ધર્મો ફેલાવો પામ્યા છે, તેમાંથી કયો ધર્મ ખરો અને ગ્રહણ કરવા લાયક તથા કયો ધર્મ ખોટો અને ત્યાગ કરવા લાયક છે એ શોધી કાઢવું ઘણું મુસ્કેલ થઈ પડયું છે; અને કેટલાક મનુષ્યો એ બાબતનો વિચાર કરતાં થાકી ગયા. કંઈ સૂઝ્યું નહિ માટે નિશ્ચય કરી બોલી ઉઠયા કેઃ—

श्रुतिर्विभिन्नास्मृतयोविभिन्नाः
नैकोऋषिर्यस्यमतंप्रमाणं ॥
धर्मस्यतत्वंनिहितंगुहायां
महाजनोयेनगतःसपन्थाः ॥ १

અર્થ શ્રુતિનો વિચાર કર્યો, સ્મૃતિનો તપાસ કર્યો, પણ એવો એકે ઋષિ નથી કે જેનો મત પ્રમાણ થાય. માટે એમ સિદ્ધ થાય છે કે ધર્મનું તત્વ ગુપ્ત રાખેલુંછે, અને તેથી કરીને મહાજન ( મોટા માણસો ) જે રસ્તે ચાલ્યા હોય તેજ ખરો ધર્મ. આ પ્રમાણે નિશ્ચય કરી બેસતાં ઘણી અડચણો આડી આવતી નજરે જોવામાં આવેછે. કારણ કે મોટાં માણસ એ નામ પંડીતને ઘટે છે; અને હાલમાં કેટલાક પંડિતો દક્ષિણાના લોભથી અથવા તો પગારના લોભથી ધર્માચાર્યો પાસે રહી તેના ગુણ કથન કરવા મંડી જાયછે માટે તેમના બોલવા ઉપર વિશ્વાસ રાખી તે જે બતાવે તે ખરેઃ

ધર્મ એમ કહેવું ઘણું મુશ્કેલ થઈ પડયું છે. આમ થવાનું મુખ્ય કારણ એટલુંજ કે તેઓએ પણ પોતાનો ધર્મ ભૂલી ગયા. અમારા જાણવા તથા સમજવા પ્રમાણે વિદ્વાન લોકોનો ધર્મ એજ છે કે તેઓએ સ્વતંત્ર રહી પોતાના વિચાર લોકોમાં જાહેર મૂકવા. પણ હાલ એમ કાંઇ રહ્યું નથી તેઓ પૈસાના લાલચુડા થઇ પરતંત્ર થઇ પડયા. અને પૈસોજ પોતાનો ધર્મ માની બેઠા માટે જે જે પરતંત્ર તેને પુષ્ટિ મળે એવા વિચાર જાહેર કરવાની તેમને ફરજ પડેછે, તેથી એવા વિદ્વાનો પોતાના ખરા વિચારો જાહેરમાં મૂકી શકતા નથી; અને એમ થાય તો તેવા વિદ્વાનોના બોલવા ઉપર વિશ્વાસ કેમ મૂકી શકાય, અને તેઓને મહાજન એવું નામ પણ કેમ આપી શકાય. આપણાં પ્રાચીન ધર્મ પુસ્તકોમાં બ્રાહ્મણો સ્વતંત્ર રહી પોતાના ખરા વિચાર જાહેર કરે અને તેથી દુનિયાં આડે રસ્તે ચાલતી બંધ થાય તેટલા માટે સ્વતંત્ર રહેવા માટે અને તેઓની આજીવિકા નિર્વિઘ્ને ચાલી જાય તેટલા સારૂ ઘણું સારૂં ધોરણ બાંધ્યાંછે. તેમાંનો એક દાખલો એકે તે શાસ્ત્રકારોએ બ્રાહ્મણો માટે શિલોચ્છ વૃતિ પસંદ કરી. શિલોચ્છ વૃતિ એટલે ખેડૂતો ખેતરમાંથી દાંણા વિગેરે ઉપાડી ગયા પછી પછવાડે જે કણ પડી રહ્યા હોય તે તથા દુકાનદારો દુકાન બંધ કરી ગયા પછી જે દાણા પડી રહ્યા હોય તે લાવી પોતાની આજીવિકા ચલાવવી. અથવા નદી કિનારે પોતાનો આશ્રમ બાંધી તેની આસપાસ પોતાનું ગુજરાન ચાલે તેટલી જગામાં અનાજ વાવવું અને તેથી પોતાનું ગુજરાન ચલાવવું. આ પ્રમાણે બ્રાહ્મણોએ ગુજરાન ચલાવવું એવું આપણાં ધર્મ શાસ્ત્રોપરથી જણાય છે. બ્રાહ્મણોને માટે ગુજરાન ચલાવવાની આવી રીતિ ઠરાવી તેનું કારણ માત્ર એટલુંજ જણાયછે કે તેઓ સ્વતંત્ર બુદ્ધિના થાય અને બુદ્ધિ સ્વતંત્ર થાય ત્યારેજ તેઓ પોતાના ખરા વિચાર લોકોને જણાવી શકે. આ પ્રમાણે પ્રાચીન ઋષિઓએ પોતાની સ્વતંત્ર બુદ્ધિથી જે જે ધર્મશાસ્ત્રો બાંધ્યાં તથા તેમાં બ્રાહ્મણાદિ ચાર વર્ણોને માટે જે જે ધર્મ અથવા ફરજ બતાવી છે તે પ્રમાણે હાલમાં વર્તવામાં આવતું નથી. દરેક વર્ણના લોકો પોતાની મરજીમાં આવે તે ધંધો પસંદ કરવા લાગ્યા અને પોતાની ઈચ્છામાં આવે તે પ્રમાણે વર્તવું તેનેજ સ્વતંત્રતા સમજી બેઠા. બ્રાહ્મણો શુદ્રનો ધંધો પસંદ કરવા લાગ્યા; શુદ્રે ક્ષત્રિનો ધર્મ પસંદ કર્યો અને ક્ષત્રિઓએ બ્રાહ્મણના ધર્મપર

પ્રીતિ બાંધી; એ પ્રમાણે તપાસતાં સઘળું ઊંધું થઇ ગયું. આ સઘળું પાછું પોતાની અસલ સ્થિતિમાં આવે, ને સઘળી વર્ણના લોકો પોતાનો ખરો ધર્મ સમજતા થાય તેટલા માટે આપણા ધર્મ શાસ્ત્રકારોના દરેકવર્ણને માટે જે જે ફરમાનો છે તે સઘળાં સહેતુક છે એમ બનતી રીતે સિદ્ધ કરી આપવુંછે. જો કે ॥ હેતુવાધરહિતંધર્મશાસ્ત્રં॥ આમ પણ વચન છે, એટલે. ધર્મશાસ્ત્રના નિયમોમાં આ શા માટે અને શું પ્રયોજન છે એમ કદી પણ કહેવું નહિ, પણ તેમાં જે જે કહેલુંછે તે સઘળું ખરું છે એમ માની તે પ્રમાણે વર્તવું, કારણ કે રાજાની આજ્ઞા જેવી ધર્મની આજ્ઞા સમજવી. પણ એમ કહેવાથી હાલના જમાનાના લોકોને તે બાબતપર વિશ્વાસ બેસતો નથી. માટે જે જેમ સમજે તેને તેમ સમજાવી આખર રસ્તે લાવવા એ અમો અમારી પહેલે દરજે ફરજ સમજીએ છીએ. તેથી હવે પછી આપણા ધર્મ શાસ્ત્રોના સઘળા નિયમો સહેતુક છે એમ સિદ્ધ કરી આપવા અગાઉ આ ધર્મ વિચાર વિસ્તારવાની ફરજ પડીછે. અપૂર્ણ.

---

## હાલનો સુધારો.

( સાંધણ પૃષ્ટ ૨૪ થી. )

લોકોની સંસારિક સ્થિતિ સુધારવી તેની વિરૂદ્ધ અમે નથી. તે શરૂઆતમાં કહી ગયા પણ સુધારાવાળાઓના મત પ્રમાણે કેવળ પ્રપંચ ધર્મમાંજ પ્રવૃત થઈ સુખનાં સાધનો મેળવવાં, અથવા આર્ય ધર્મના સિદ્ધાંતોનો અનાદર કરી આર્યની પ્રૌઢતાનો ઉચ્છેદ કરવો અને કેવળ સુખ વિલાસ અર્થે મલિન પ્રયત્ન કરવાં તેમાં આપણું આર્ય લોકોનું ભૂષણ નથી. માટે અમે કહીએ છીએ કે આપણા પૂર્વજોની જે પ્રૌઢતા, નિતિ અને સત્યતા છે, તેને વળગી રહી જેમ સુખ મેળવાય તેમ મેળવવાં. પ્રવૃતિવાળા ઉદ્યોગથી તાત્કાળિક સુખનો અનુભવ થાય, પણ અંતે એવી રીતે મેળવેલું સુખ દુઃખ રૂપ થવાનો સંભવછે. લોકોની સ્થિતિ સારી રહેવી એ જેમ તેમની કરણી ઉપર આધાર રાખેછે તેમ તેના દેશ, કાળ, કર્મ, સ્વભાવ ઉપર પણ આધાર રહેલો છે, જે સ્વાભાવિકપણે લોકોનાંપર પોતાનો અમલ ચલાવે જાયછે.

લોકો હમેશાં પોતાના સ્વભાવ પ્રમાણે કર્મો કરેછે. પછી બે બાજુની

ખેંચ તાણથી એકનો વધારે સહવાસ હોવાથી, થોડાનું બીજી રીતે આકર્ષણ થાય. તેમ પશ્ચિમના લોકોના સહવાસને લીધે આર્ય સ્વભાવ અને આર્ય સત્કર્મોને મૂકીભર હિંદુઓ ભૂલી ગયા હશે, થોડા હિંદુઓ દહિં દૂધમાં પગ રાખતા હશે અને થોડાને બન્ને તરફનું ખેંચ તાણ થતું હશે. તોપણ તે સંખ્યા ઘણી થોડીછે, ને અંતે તેઓને પોતાના વિચારો ફેરવવા પડેછે, એ સિદ્ધ થઇ ચૂક્યુંછે. ઉંટ ફરી ફરીને અંતે મારવાડ સામું જુએ તેમ ચ-ળેલ સુધારાવાળાઓનું અંતે સ્વાભાવિક રીતે પોતાના ઉમદા ગુણો ગ્રહણ કરવાનું આકર્ષણ થાયછે ને ઠેકાણે આવેછે. હિંદુઓ સ્વભાવથીજ નિવૃતિ ધર્મ પૂજકછે તેથી તેમને તો તેમાં સુખનો અનુભવ થાય—સ્વભાવથી-ઉલટું થાય તે દુઃખ રૂપજછે, તેઓ જુના કાળથી એક ઠેકાણે વસતા આવ્યા તેમણે બીજા લોકોનો થોડોજ સહવાસ કર્યો, કેમકે તેને બીજાના સ્વભાવ સાથે હળ્યું નહિ. મુસલમાનો નવસેં વરસ સુધી હિંદુસ્તાનના ધણી રહ્યા, અને દેશી વસ્તી થઇને રહ્યા, તેમની સાથે પણ હિંદુઓ ભળ્યા નથી. પરદેશીઓની સામા થયા, ને ફાવ્યું નહીં તો પોતાનો ધર્મ અને પોતાનું ઘર ઝાલી બેશી રહ્યા. તેમના સુખ ભોગમાં કે તેમનાં કર્મોમાં મોહ ન પામ્યા. પોતાના સ્વભાવથી અને પોતાની બુદ્ધિથી પોતાનું શ્રેય કરવાવાળા હિંદુઓ જેઓ દેશ ધર્મ, કુળ ધર્મના ઐક્યમાં રચી પચી રહેલા છે તે-મને જુદી રીતનો બોધ હજીજ કેમ ?

ત્યારે હિંદુઓએ દિનતાથી સઘળું સહન કરી બેસી રહેવું અને ઉ-ત્કર્ષ માટે પ્રયત્ન ન કરવો ? અથવા બાળલગ્નાદિક કુચાલોથી જે દુઃખો નિપજે છે, તેના નિવારણ અર્થે પ્રયત્ન ન કરવા ? કરવા. પણ, તે હાલની કહેવાતી સુધરેલી રીતથી નહીં, પણ આર્ય ધર્મની નીતિ ને મોટાઇને વ-ળગી રહીને.

સ્ત્રીઓના સમાન હક અને તેમને અપાતી છુટ બાબત પ્રથમ સુ-...વાળાઓના અને અમારા વિચારોનો મુકાબલો કરી લોકોની આગળ મુ-કીએ છીએ. તે ઉપરથી વાંચનારાઓએ પોતાના વિચાર પહોંચાડવા અને જે રસ્તો શોભા આપનારો લાગે તે રસ્તો ગ્રહણ કરવો ઉચિત છે.

પશ્ચિમની પ્રજા સ્ત્રી પુરૂષના સમાન હક ગણેછે અને તેથી પુરૂષના જેટલીજ સ્ત્રીને છૂટ અને હક તથા દરજ્જો આપવામાં આવે છે, તેજ જે-

શુ જોઇ સુધારે સ્ત્રીના સમાન હક અને છુટ વિષે વિચારો બહાર પાડ્યા. અને સ્ત્રી કેળવણીને ગજાવી મૂકી. કુદરતના નિયમ પ્રમાણે પ્રાણી માત્રને સમાન હક છે એટલે ઈશ્વરે તેમને સુખ દુઃખના સમ ભાગી કરેલાં છે, તે ખરૂ છે, પણ સ્ત્રીઓની સ્થિતિ, શરીર રચના, સ્વાભાવિક મનનું બળ અને શક્તિ ઉપર વિચાર કરતાં તે પુરૂષની બરાબરી કરવાને ના લાયક છે તો તેના પ્રમાણમાં તેને કામ સોંપાય અથવા થોડી છુટ અપાય. તેમાં શું અઘટિત છે, તે સમજાતું નથી. સ્ત્રીથી નોકરી થઈ શકેજ નહિ અપવાદ રૂપે કદી અમીર લોકોની સ્ત્રીઓ કે જેમની પાસે ચાકર તરફનાં પૂરતાં સાધનો છે, તેમને એવાં કામ બળ અશક્ય નથી. પણ સાધારણ લોકો. જેની સંખ્યા દુનિયામાં મોટી છે, તેમની સ્ત્રીઓને પુરૂષની પેઠે નોકરી કરવાનું કામ ઘણું મુશ્કેલ અને અડચણ કારક માલમ પડશે,

સરાસરી ત્રણ ત્રણ વર્ષે સ્ત્રી ગર્ભ ધારણ કરેછે, ઋતુસ્ત્રાવ થાય તે તેનાં અસહ્ય દુઃખો સહન કરવાં તેની સાથે એકથી પાંચ દશ બાલકોનું પોષણ કરવું, એ અશક્યજછે, અને તેથી સ્ત્રીને પરમેશ્વરે—પુરૂષ વ્યાપાર, કરવાને લાયક કરી નથી તો પછી તે બાબતોમાં સ્ત્રીને પુરૂષની પાયરીએ મૂકવી એ કેવું ભૂલભરેલુછે. જ્યારે સ્ત્રી નોકરી કરવાને કે પોષણ અર્થે અર્થ પ્રાપ્તિ કરવાને અશક્તછે, ત્યારે તેને તેવાં સાધનો મેળવવા લાયક થવાનો ફોકટ શ્રમ લેવાની જરૂર નથી એટલે તેને પુરૂષના જેવી ને જેટલી કેળવણીની જરૂર નથી. સ્ત્રીને નીતિની કેળવણી, ગૃહ ધર્મના નિયમો, બચ્ચાં ઉછેરવાનું જ્ઞાન, અને પત્ની તથા માતા તરીકેની ફરજ તથા ઘરનો કારભાર કરવાની આવડત—આટલાં વાનાં જાણવાની જરૂરછે. તેટલોજ અનુભવ ને જ્ઞાન મળે એ સ્ત્રી જાતિની કેળવણી છે. સ્ત્રીઓએ જાહેરમાં આવી લોકોની સાથે છૂટ છેડે પટપટ વાતો કરવી, મિત્ર મંડળને આમંત્રણ દેવાં, સોભાયમાન સાડી અને બૂટસ્ટોકીંગની મજા માણવી, એ સ્ત્રી કેળવણી ન હોય— અમે સ્ત્રીઓને ગુલામ બનાવવા માગતા નથી. સ્ત્રીયોને ઘરની દેવી તરીકે માંન આપવું, તે રાજીરહે તેમ તેની સાથે વર્તવું. મન્વાદિ ઋષિઓ પણ લખેછે કે ઘરમાં સ્ત્રીએ સ્વતંત્રતાથી કાંઇ પણ કામ કરવું નહીં, પછી તે ગમેતેવયની હોય. પુરૂષોએ પોતાની સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી ન જોઇએ. જ્યારે સ્ત્રીઓ મોજશોખમાં પડે, ત્યારે પુરૂષોએ તેમને કબજામાં રાખવી

જોઇએ, કેમકે પિતાબાળપણમાં રક્ષણ કરનારછે, પતિ યુવાનીમાં રક્ષણ કરનારછે, અને પૂત્રો ઘડપણમાં રક્ષણ કરનારછે. સ્ત્રીને સ્વતંત્રતા જોઈએજ નહિ." પણ તેની સાથે સ્ત્રીઓનું સર્વ વાતે રક્ષણ કરવા પુરૂષોને મનુ ભલામણ કરેછે, માટે અમારો આધિન મન એવો છે કે. સ્ત્રીઓને હદ ઉપરાંત પુરૂષના જેટલું સ્વતંત્રપણું કેછૂટ ન જોઇએ. એવી છૂટથી કેવાં માઠાં પરિણામ થાય છે, તે યુરોપનો ઇતિહાસ બતાવા આપે છે. સ્ત્રીઓની નીતિ સંબંધી બિગાડાને માટે કદી યુરોપની પ્રજાને બહુ ધીટ કે તિરસ્કાર નહીં લાગતો હોય પણ નીતિ એ આર્ય મહિલા સમાજનું વહલામાં વહાલું ભુષણ છે. તેને કલંક લાગે એ આર્યના અંતઃકરણને તો ઉદ્વેગ પમાડનારી વાત થાય— અપૂર્ણ.

---

## ન્યાય.

( સાંધણ પૃષ્ટ ૨૮ થી )

આ વિષય આગળ ચલાવ્યા પહેલાં મેં ઉપર વાપરેલા "શરીર, મિલકત અને આબરૂના સંરક્ષણ માટે હક, ફરજો અને શિક્ષાના સર્વોપરી સત્તા તરફથી બહાર પડેલા નિયમો" આવી રીતનાં વાક્યનું વિવેચન કરવું અવશ્યનું છે તેમાં પ્રથમ શરીરના સંરક્ષણ સંબંધી તેમજ તે સંબંધી ઉત્પન્ન થતા હકો, ફરજો તથા શિક્ષા સંબંધી જણાવવું શરૂ કરૂં છું.

દરેક માણુસ પોતાની કુદરતી સ્થિતિમાં પણ પોતાના શરીર સંરક્ષણ-અર્થે બીજા બધા કરતાં વધારે નજર રાખશે; કારણ એક જંગલી માણુસને તમે સોટાવતી મારશો તો તે જો તેનામાં શક્તિ હશે તો તમારી સામો થશે અને નહિ તો તે મારથી બચવા ભાગવા પ્રયત્ન કરશે. જેથી શરીર સંરક્ષણ કરવું એ કુદરતી નિયમછે. આ [illegible] જ્યારે માણુસો મંડળી બાંધીને રહ્યાં ત્યારે આ નિયમ બધાના કરતાં વધારે સચવાવો જોઇએ, અને તેમ હોવાથી તે સંબંધીના હક, જવાબદારી તથા શિક્ષા વધારે મોટાં જોઈએ. દરેક માણુસે પોતાને કરેલાં અપકૃત્યનું વેર લેવું એ કુદરતી નિયમ જણાયછે. પણ આ વેરની મર્યાદા રાખી સર્વોપરી સત્તાને સોંપવું એ મંડળીના દરેક અંગભૂતની ફરજ છે. જો તેમ ન થાય તો મંડળીના અંગભૂતની સ્થિતીમાં અને કુદરતી રીતે રહેનાર માણુ-

સની સ્થિતિમાં કશો તફાવત પડે નહિ અને સંરક્ષણનો હેતુ પાર ન પડે. હવે શરીર સંરક્ષણ સંબંધીના હક, ફરજે તથા શિક્ષા એવી જોઇએ કે સંરક્ષણનો હેતુ પાર પડે. ઉપર પ્રમાણે જે વૈર લેવાનો કુદરતી નિયમ જે કે સર્વોપરી સત્તાને સોંપી દીધેલ હોય તે જો સર્વોપરી સત્તા તરફથી અમલમાં ન આવે તો ગમે તે માણસ ગમે તેને મારી નાખી શકે અથવા બીજી રીતની વ્યથા કરે. ત્યારે આ બાબતનો નિયમ એવો જોઇએ કે સદરહુ અપકૃત્ય કરનારની મરજીપર અસર કરે અને તે પહેલે દરજ્જે તો સદરહુ અપકૃત્ય કરેજ નહિ. આ નિયમનું નામ શિક્ષા. ત્યારે જો શિક્ષા ઘણીજ સખ્ત હોય તો દરેક માણસની મરજી ઉપર વધારે અસર થાય અને તે અપકૃત્ય કરતાં અટકે. આ વિચાર દરેક માણસને વાજબી લાગશે અને તે વિચારને અનુસરીનેજ આપણા મનુ વગેરે કાયદા બાંધનારે ભયંકર શિક્ષાઓ ઠરાવીછે; જેવી કે ચોરનાં કાંડાં કાપવાં વગેરે. આવી રીતે થવાથી શિક્ષાનો ખરો હેતુ પાર પાડવાને બદલે ઉલટી ક્રુરતા ગણાયછે. કાયદાનો મૂળ હેતુ મંડળીના દરેક અંગભૂતના શરીર, મિલ્કત અને આબરૂનું રક્ષણ કરવું અને આ પ્રમાણે આખી મંડળીનું સંરક્ષણ કરવું એવો છે. હવે જે ચોરનાં કાંડાં કાપવામાં આવે તે પણ મંડળીનો એક અંગભૂત છે અને અંગભૂત તરીકે આખી મંડળીનો મદદગાર છે. કાંડાં કાપવાથી તે મંડળીને અમુક રીતે મદદ કરતો બંધ થશે, અને મંડળીને મળતી મદદમાંથી અમુક મદદ ઓછી થશે. હવે તેણે કરેલ અપકૃત્ય તરફ નજર કરીએ તો તેણે એક માણસને નુકસાન કરેલું છે, તેથી એક માણસને નુકસાન અને ઉપર પ્રમાણે આખી મંડળીને નુકસાન આ બન્નેનાં પ્રમાણ સરખાવતાં મંડળીને નુકસાન વધારે જોખમ ભરેલું છે. ત્યારે આ વૈરનુ પ્રમાણ એવી રીતનું હોવું જોઇએ કે એક માણસના નુકસાનના પ્રમાણમાં મંડળીને થતા નુકસાનનું પ્રમાણ બરોબર આવે. અને તેનો હેતુ એવો હોવો જોઇએ કે તેનો દાખલો લેઈ બીજા મંડળને નુકસાન ન કરે, તેમજ તેનાં અંગભૂતને પણ નુકસાન ન કરે કારણ કે અંગભૂતને થએલ નુકસાન પણ મંડળીને થતું નુકસાન ગણાય. જે ઉપરથી દરેક પ્રજામાં શિક્ષાના નિયમો ઘણા સખ્ત નહિ હોતાં ફરીથી એવું નુકસાન ન થવાને દાખલો બેસાડવા ખાતર તેમજ જેનાં વિરુદ્ધ અપકૃત્ય કર્યું હોય તેને બદલો (વૈર) મળવા ખાતર અપકૃત્ય કરતા-

રને મારા જણાવેલા પ્રમાણમાં શિક્ષા થવી જોઇએ. આ જગોએ મારે જણાવવું જોઈએ કે તમામ અપકૃત્યના મોટામાં મોટા બે ભાગ છે. દીવાની (Civil) અને ફોજદારી (Criminal) જો કે મારા આગળ જણાવેલા સિદ્ધાંત પ્રમાણે મંડળીના એક માણસને નુકસાન એ આખી મંડળીને નુકસાન છે, તોપણ ન્યાય અને કાયદા કરનારાઓએ ઘણોજ પુખ્ત વિચાર કરી દીવાની અને ફોજદારી એવા બે ભાગ પાડયાછે. કારણ જો પુખ્ત વિચાર કરશો તો દિવાની એટલે અમુક સખ્સને થએલ નુકસાનવાળી મિલકત તેના કબજામાંથી નીકળી બીજાના એટલે અપકૃત્ય કરનારના કબજામાં જાયછે, જેથી પરિણામે મંડળીને તે હિસાબે ટોટો નથી. જેથી આ બાબત ફરીયાદ કરવા અગર ન કરવાનો હક નુકસાન ખમનારને આપેલોછે. જે હક અમલમાં લાવવો તે તેની મરજીપર આધાર રાખેછે. પણ જો એક માણસ બીજાની મરજી વગર તેની પાસેથી લઈ લે તો તેમાં પરિણામે આખી મંડળીને ટોટો આવે. કારણ કે જો એમ છૂટ હોય તો દરેક સખ્સના જાનમાલ આપતિમાં આવી પડે, અને પરિણામે આખી મંડળી નહિ જેવી થય. જેથી એવી રીતના અપકૃત્યને ફોજદારી કૃત્ય અગર ગુન્હો એવું નામ આપેલું છે. ગુન્હો આ શબ્દની બીજી રીતે વ્યાખ્યા કરીએ તો મંડળીને નુકસાનકારક કાયદાથી મના કરેલું અપકૃત્ય એવો અર્થ થઇ શકે. આ પ્રમાણે જે અપકૃત્ય ગુન્હો છે તેના કરનારને શિક્ષા કરવાનું કામ મંડળીએ પોતાના સ્વાધીનમાં લીધુંછે.

અપૂર્ણ.

---

## उष्णोदकनो दवा तरीके उपयोग.

૧. આપણે જાણીએ છીએ કે ન્હાવાથી તેમજ ખસુસ કરીને ગરમ પાણીવડે ન્હાવાથી શરીરનો મેલ ધોવાય છે, ને તે બરાબર સાફ થાયછે. કેટલાએક ચેપી ત્વચા રોગ ઉષ્ણોદકથી ન્હાનારા આદમીને થતાજ નથી. ખસ, ખરજવું, લુખસ, દાદર, વિગેરે કેટલાએક ચામડીના રોગનું જોર ગરમ પાણીવડે ન્હાવાથી કમી થાયછે, તથા તેમાંની ચળ હલકી પડે છે. દરેક જાતના ક્ષત, ચાંદાં, તથા જ્યાં જ્યાં સડેલો ભાગ વાગેલો હોયછે, તે તે ઠેકાણે ઉષ્ણોદકનો ઉપયોગ ઘણો ફાયદાકારક છે; તેમજ બીજી ની-

કારાદાર દવા લગાડવામાં આવી હોય તે પણ જો ઉના પાણી વડે ધોવાય તો તેનું દુઃખ ઘણું કમતી જણાયછે. ઉઠેલી આંખો જ્યાં ચીપડા ઘણા વળગેલા હોયછે તથા કાન વગેરે જેમાંથી પરૂ ઘણું વહેતું હોયછે, તે પણ ગરમ પાણીથી સાફ કરવામાં આવે છે.

૨. આવી રીતે સાફ કરવાનાં કામ સિવાય તે પાક કરવામાં અતી ઉપયોગી છે. નાનાં મોટાં ગુમડાં, પાઠું, ઝામરો, સાતપડો, પેની પાકવી, સ્તનપાક, બદ, ગળગંડ, વીગેરે જ્યાં સુધી કાચાં હોય છે ત્યાં સુધી તેમને ગરમ પાણીનો શેક કરવામાં આવેછે. ગરમ પાણીની અંદર ફલાલીનનું કપડું બોળી નીચોવી સહેવાય એવું દુઃખતા ભાગ ઉપર લગાડવું. આવી રીતે તેની અંદરની વરાળની અસરથી તેનો જલદી પાક થાય છે. તથા દરેક કાચો ભાગ જ્યારે પાકેછે ત્યારે તેમાં કેટલીક પીડા થવાનો સંભવ છે. તે પીડા ગરમ પાણીનો શેક કરવાથી ઘણી કમતી થાય છે. જુદી જુદી જાતની લોપરીઓ (પોલ્ટીસ) અગર બીજા દવાના લેપો જે પકાવવાને વાસ્તે વાપરવામાં આવે છે તેમાંનો એકે ઉપાય પાકક્રિયામાં ગરમ પાણીની તુલનાએ આવે એમ નથી. પાકની સાથે જે સોજો ચડી આવ્યો હોય છે તે પણ ગરમ પાણીથી હઠે છે, ને દરદ થોડી જગામાં આવી ભરાઈ રહે છે. પાકનો ભયંકર સોજો પણ બે ત્રણ દિવસની અંદર તદન નાબુદ થઇ જાય છે. જે ગડ પકાવવા જેવા નથી હોતા તેવા ગડને ગરમ પાણીનો શેક પકાવવાને બદલે શાંતપણે બેસાડી દેછે. દરદીને પીડા ઓછી જણાય, તેટલા માટે અફીણનાં ડોડવાં, અફીણ, કસુંબો, વિગેરે બીજી પીડા શામક દવા ગરમ પાણીમાં નાખવામાં આવે છે.

૩. ગરમ પાણીના શેકથી પેટનો સખત દુખાવો, (કોઈ પણ જાતના ચરમને લીધે અંદર થયો હોય તો તે) છાતી અને પાંસળાની અંદરનું શળ, તથા મુંઝારાની ગાંઠની સખત પીડામાં સારો ફાયદો થાય છે. ઘણું કરીને આવે સમયે ત્યાં પાક થતો હોય છે, અગર લોહીનો જમાવ થયો હોય છે. જેમાં આ શેકમાં અવશ્ય જરૂર છે. જમાવ થએલા લોહીને તે તોડી નાંખે છે.

૪. મગજના કેટલાએક વ્યાધિમાં દરદીને ગરમ પાણીની અંદર બેસાડવાની જરૂર પડે છે. આંચકી તથા ધનુર રોગમાં દરદીને ક્મરખુડ આ-

વારે દશ પંદર મિનિટ સુધી ગરમ પાણીમાં રાખ્યો હોય તો તેથી સારો ફાયદો જણાય છે. બાળકને જ્યારે ખેંચતાણ થાય છે ત્યારે આમ કરવાની અવશ્ય જરૂર છે. બ્રોમાઇડ ઓફ્ પોટેસ્યમ તથા ક્લોરલ હાઈડ્રેટ વખતે કામ નથી કરતાં ને ગરમ પાણી ઘણો સારો ફાયદો કરે છે.

૫. ગર્ભાશયના કેટલાક વ્યાધિમાં ને તેમાં ખસુસ કરીને નષ્ટાર્તવ અને પીડિતાર્તવમાં જો સ્ત્રીઓના પગ ઘુંટણ સુધી ગરમ પાણીમાં બોળી રાખ્યા હોય તો તેને સારી અસર જણાય છે. બરાબર ફાયદો જણાવવાને માટે ગરમ પાણીની અંદર રાઇનો ભૂકો નાંખવામાં આવે છે. જનનેંદ્રિયના કોઇ પણ ભાગની અંદર જો કાંઈ પાક થતો હોય તો ગરમ પાણીનો શેક પેટ ઉપર કરવાથી તેનો તરત પાક થાય છે. તેજ પ્રમાણે વૃષણના વરમ ઉપર પણ ગરમ પાણીનો શેક કરવામાં આવે છે. થરો પવન અગર શરદી લાગવાથી જો મૂત્ર માર્ગનો સંકોચ થયો હોય, પેશાબ ઉતરતો ન હોય, ને પેડુની અંદર સખત પીડા થતી હોય ત્યારે દરદીને નવશેકા પાણીમાં પા કલાક સુધી બેસાડવાથી પેશાબ છુટે છે. કેટલીક વખતે પેડુ ઉપર ગરમ પાણીનો શેક કરવાથીજ આરામ થાય છે. પેશાબ ઊતારવા સારૂ સળી (કેથેટર) નાખ્યા પછી કેટલીક વખતે પેડુમાં સખત દુઃખાવો થાય છે ત્યારે ગરમ પાણીનો શેક કરવો યોગ્ય છે.

૬. ગળાની અંદર અગર શ્વાસનળીકામાં જો કોઈ પણ જાતનો પાક માલમ પડે અગર ચોરીઆનો તીક્ષ્ણ વરમ જણાય ત્યારે ગળા ઉપર ગરમ પાણીનો શેક કરવો જોઈએ. જ્યારે મોહું આવી જાય છે, અવાળું પાકે છે અને મોઢામાં ચાંદાં પડે છે ત્યારે ગરમ પાણીના કોગળા કરવાથી તેની અંદરની બળતરા શાંત થાય છે. દાંત પડી ગયા પછી અગર દાંત કાઢી લીધા પછી જો પીડા થતી હોય તો ગરમ પાણીના કોગળા કરવા એ સારો ઉપાય છે.

૭. સારાના કેટલાએક વ્યાધિમાં જ્યારે સખત બંધકોષ્ટ માલમ પડે છે ને રેચ આપવા છતાં પણ બીલકુલ અસર થતી નથી ત્યારે ગરમ પાણીની સાદી બસ્તીથી મળ બહાર નીકળી આવે છે. ગરમ પાણીની સાથે બીજી રેચક દવા એ પણ મેળવવામાં આવે છે. કેટલીક વખતે પખવાડીઆનાં અથવા મહિનાદિના સખત બંધકોષમાં ગરમ પાણીની બ-

રતીથી ફાયદો થએલો આપણા જોવામાં આવે છે.

૮. પાણી અત્યંત ગરમ કરી, તેની વરાળ લેવાથી શરીરમાંથી પુશ્કળ પસીનો છૂટે છે. જ્યારે તાવ સખત ભર્યો હોય છે તથા સ્વેદલ દવાઓ આપવા છતાં પણ ઉતરતો નથી તેવા સંતતજ્વર, સતતજ્વર અને બીજા અણઉનાર તાવમાં ગરમ પાણીનો બાફ પસીનો લાવવા ચૂકતો નથી.

૯. રેચક અને વમનકારક પદાર્થો ગરમ પાણી સાથે લેવાથી વધારે સારી અસર કરે છે, ને તેટલા માટે રેચક દવાઓ હમેશાં ગરમ પાણી સાથે અપાય છે.

૧૦. સુવાવડની અંદર અને બીજાં કેટલાંએક દરદોની અંદર જ્યાં થંડું પાણી પીવાથી દાંત કળી પડે છે ને જડબું તણાઇ જવાની ધાસ્તી રહે છે, તેવે સમયે આપણા દેશમાં ગરમ પાણી પીવાનો રીવાજ ચાલેછે.

---

## भाषान्तर.

ભાષાન્તર એ ક્રિયા હાલમાં લોકોમાં ઘણીજ પ્યારી થઇ પડી છે, અને અલબત તે વિષે પ્યાર લગાડવો એ અત્યુત્તમ કામ છે, એમ કહેવાને અમો પણ ઘણીજ હોંસ ધરાવીયે છીયે. તથા દિન પ્રતિદિન તે કામની વૃધ્ધિ થતી જોવાને ઘણાજ આતુર છીયે. આથી લોકોને ઘણો ફાયદો થવા સંભવ છે. અને તેવાં ભાષાન્તર કરનારને ઘણું માન ઘટે છે.

પ્રાચીન કાળમાં ભાષાન્તર કરવાનું કામ જુજ હોય કિંવા ન હોય એમ હતું. અને ખરૂં કહીએ તો ભાષાન્તર કરવાનું કામ અર્વાચિન કાળમાંજ ધમધોકાર ચાલતું થયું છે. પ્રાચીન કાળમાં ભાષાન્તર કરવાની રીત નહોતી તેનું કારણ એમ કલ્પી શકાય છે કે સંસ્કૃત ભાષાનું જ્ઞાન લોકોમાં વિશેષ હતું અને તે ઘણુંકરીને દેશ ભાષા હતી. તેથી તે વખતે હાલની પેઠે ભાષાન્તરો કરવાની જરૂર નહોતી. પ્રાચીનકાળમાં ભાષાન્તર કરવાની રીત હતી એમ કહીયે તો માત્ર એટલીજ કે મૂળ ગ્રંથ ઉપર તેજ ભાષામાં ટિકાઓ કરી તેની મૂળ મતલબ વિસ્તારથી સમજાવતા હતાં. જેમકે વેદના અર્થ સમજવાને માટે સ્મૃતિયઈ, સ્મૃતિ યથાર્થ તાત્પર્ય સમજવાને માટે ઇનિહાસ થયા, જેવા કે રામા-

પણ અને મહાભારત, અને ઈતિહાસ ઉપરથી પુરાણ રચાયાં. ભાષાન્તર કરવાનો હેતુ એટલોજ હોવો જોઈએ કે જે ભાષામાં મૂળ ગ્રંથ રચાયો હોય તે ભાષા નહિ સમજનાર લોકોને તેના ગ્રંથોથી જાણીતા કરવા માટે તેઓ સમજી શકે એવી ભાષામાં તેનો તરજુમો કરવો જોઈએ. વેદની ભાષા ઘણી કઠણ અને ટુંકી હોવાથી તે અતી વિદ્વાન માણસોથીજ સમજી શકાય, તેથી સાધારણ રીતે વિદ્વાન માણસો સમજી શકે એવા હેતુથી વિદ્વાનોએ વેદનાં ભાષ્યો અને સ્મૃતિઓ બનાવી, અને તેથી પણ સાધારણ ભણેલા માણસો સમજી શકે એવી ભાષામાં ઈતિહાસો અને પુરાણો બન્યાં. તેથી સ્મૃતિને વેદનું ભાષાન્તર અને ઈતિહાસને સ્મૃતિનું ભાષાન્તર કહીયે તો બહુ અઘટતું નથી. અને તેથી ભાષાન્તરની વ્યાખ્યા એવી થઈ શકે કે સંસ્કૃતાદિ ગ્રંથોમાં જે અર્થ રહ્યો છે, તે ભાષાના શબ્દોથી અથવા ગુંથણીથી વાંચનારના સમજવામાં તરત આવે એવું લખાણ કરવું તેનું નામ ભાષાન્તર.

શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે અમો ભાષાન્તર રસમને પસંદ કરીએ છીયેં. પણ જ્ઞાનવિના નામનું ભાષાન્તર કરવું એ હાલના સુધારાની બાબતને નડતું થવાથી નુકસાનકારક છે. એમ કહ્યા વિના અમોને ચાલતું નથી. કહેવત છે કે "નીમ હકીમ ખતરે જાન" એટલે અરધો વૈદ તે ધમકાર પહોંચાડનાર છે. બીજી કહેવત "ઉંટ વૈદુ" એ શબ્દથી ઓળખાય છે. તે પણ જગ પ્રસિદ્ધ વાત છે. હવે વિશેષ જોવાની વાત

નિયાંની અંદર ફક્ત પૈસાની ધારણા માટે લોકોનું શું કલ્યાણ કે અકલ્યાણ થાય છે તે તો જોતું નહિ એમ બનાવ બને છે, અને ભાષાન્તર કરવું એ જો કે ખરી રીતે વિચાર કરતાં શ્રેષ્ટ છે, તથાપિ જ્યારે તેનો હેતુ પાર પડતો નથી અને વખતે અર્થનો અનર્થ થાય છે ત્યારે તેવાં ભાષાન્તરને પણ ઉપર કહેલી કહેવતો લાગુ પડશે.

ભાષાન્તર કરવાનું શરૂ કરતાં પહેલાં પક્કી રીતે વિચારવું જોઈએ કે ભાષાન્તર એ શું ચીજ છે. પ્રથમ તો ભાષાન્તર કરતાને મૂળ ભાષા અને તેનો જે ભાષામાં તરજુમો કરવાનો હોય તે બન્ને ભાષાનું પૂરતું જ્ઞાન હોવું જોઈએ. ભાષાન્તર કરવું એટલે એક ભાષાના શબ્દોને બીજી ભાષાના શબ્દોમાં ગોઠવી દેવા એટલુંજ નહિ પણ મૂળ ભાષામાં જે ખુબી અને ગ્રંથકારની મતલબ રહેલી છે તે મતલબ આબેહુબ ઉઠવી જોઇએ; પણ તેને ફેંકી દેવી અથવા ચુંથીને મારી નાખવી એમ નથી. ભાષાન્તર કરનારને ભાષાઓનું પૂરતુ જ્ઞાન હોવું જોઇએ એટલુંજ નહિ પણ તે વિષયનો પણ પૂરો અનુભવ જોઇએ છીએ. ધારો કે એક માણસ ટ્રેનિંગકાલેજમાં પાસ થએલો સારો મેહેતાજી ગુજરાતી ભાષામાં વિદ્વાન, અને દર વરસ સારા વિદ્યાર્થીઓને ભણાવી તૈયાર કરે એવો છે, તથાપિ તે એમ કહેવા અથવા કરવા માગે કે હું લુહાર, સુતાર, દરજી, વગેરે હરકોઈ ધંધાદારીનો ધંધો શીખવી શકું અથવા કરી શકું, તો તેમ બનેજ નહિ. શું તે તેમની કૃતિ જાણી શકે? શું તે વિષે જે કૃતિનું તેણે બ્યાન કર્યું તે પરથી લોકોને પૂરતો અનુભવ થાય? નહિજ. તેમ વૈદ વિદ્યા ન જાણનારો વૈદકનું ભાષાન્તર કરે તો પછી તે ગ્રંથ ખરેખર યમદ્વાર જવાની છુટીની ચીઠીજ થાય તેમાં નવાઈ શી; અથવા જ્યોતિષ્ વિદ્યા ન જાણનારો જ્યોતિષ્‌ના ગ્રંથનું ભાષાન્તર કરે તો પછી તે ભાષાન્તર યમદ્વાર જવાનું શુભ મુહૂર્ત સૂચવનાર પત્રિકા થાય એમ કહેવામાં શું ખોટું? તેમજ પુરાણ જાણનારો તેવા ગ્રંથનું ભાષાન્તર કરી લોકોનો કાળ ગુમાવી અકલ્યાણ કરનારી અને બિગાડ ઉપજાવનારી વાતનો લોકોના દીલમાં જન્મ આપે એમ શા માટે નહિ મનાય.

અમો ફરી ભલામણ કરીએ છીએ કે આવી રીતે ભાષાન્તર કરી ભાષાને પણ ચુંથી નાખવી તથા લોકોને ફંદમાં નાખવા. તે ઘણું ખોટું

છે. માટે ઉપરની બાબતો ધ્યાનમાં રાખી ભાષાન્તર કરવું જોઈએ અથવા તેમ ન બને તો બગાડવા કરતાં બહેતર એ છે કે તે સદા અમર કીર્તિવાળા ગ્રંથો તેમના તેમજ રહેવા દેવા. હાલમાં વૈદક, પુરાણ, જ્યોતિષ, વિગેરે ગ્રંથોનાં ભાષાન્તરો ઘણાં જોવામાં આવે છે. કેટલાક માણસો તેવા ગ્રંથોનાં ભાષાન્તરો બીજા પાસે તૈયાર કરાવી ચોપાનીયાદ્વારા તથા ગ્રંથદ્વારા પ્રસિધ્ધ કરે છે, જો કે આમ થવાથી બીજી કોઈપણ જાતની હરકત નથી, પણ ભાષાન્તર કરાવનાર અને કરનાર ફક્ત પૈસાના લોભથીજ તે પ્રયત્ન આરંભે અને લોકોનાં હિતાહિતનો વિચાર ન કરે તો તેના જેવું બીજું કાંઈ પણ વધારે હાનિકારક નથી. એક ગ્રંથને તેની મૂળ ભાષામાંથી બીજી ભાષામાં મૂકવો એ વાસ્તવિક તપાસતાં ઘણું કઠણ કામ છે, અને વૈદિક જેવા ઉપયોગી ગ્રંથો કે જેનાપર માણસ માત્રના જીવતરનો આધાર છે, તેમાં જરા પણ ઉલટું થાય તો કેટલો બધો અનર્થ થાય. માટે જેવી રીતે સરકાર અમુક પરીક્ષામાં પસાર થએલા એટલે તે કામને લાયક થએલા તરજુમા કરનારને 'ટ્રાન્સલેટર'ની સનદ આપે છે, એટલે પછી બીજાથી તરજુમા થાયજ નહિ, તેમ સંસ્કૃત જેવી પ્રૌઢ ભાષાના ગ્રંથોનું ભાષાન્તર કરવાનું લોકોની મરજી ઉપર ન રાખતાં અમુક વિદ્વાનોની મંડળીનેજ તે કામ સોંપવામાં આવે તો કોઇ જાતની હાની ન થાય એમ અમારૂં માનવું છે.

---

## कवि बुलाखी विरह बावनी.

( સાંધણ પૃષ્ટ ૩૨ થી. )

છંદ ઉપજાતીની ચાલ.

કેની કુળે દિવ્ય પ્રકાશી દીવો, ગયો થઈ શુભ ઘણું ન જીવ્યો;
અંધારી આ આર્ય જમીન રાખી, જતાં બુલાખી ગુજરાત ઝાંખી. ૨૧
કવીત્વ કિરણો સઘળે પ્રસારી, પવીત્ર જોઇતિ કરી જ્યોત જારી;
સુજે ન સાચું બુઝતાં બુલાખી, જતાં બુલાખી ગુજરાત ઝાંખી. ૨૨

ફરી રવી દેશ વિદેશ ફેરો, શું જાણીએ ક્યાં થઇ અસ્ત હેરો;
દ્રષ્ટી વિનાની કરી સૃષ્ટી આખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૨૩
રૂડી કવિતારૂપિ તાર બાંધી, પ્રદેશીઓમાં પણ પ્રીત સાંધી;
લઘુ વયે માન મહાન ચાખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૨૪
સુતર્ક સિંધુ તરી જાય તેનો, સમાજની લાજનું ઝાઝ જેવો;
વીમાઇ ગયો નાંગર તોડી નાંખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૨૫
ગમારને મારી સુબોધ બાણુ, સુમાર વેળા કરવા સુજાણુ;
ઉપાયમાં કાયમ નામ રાખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૨૬
ચતુરમાં ચંદ્ર ગણાઈ ચારૂં, હરી ગયો તુર નકી અમારૂં;
અરે પાખ ભૂંસાવી પાખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૨૭
ધટી ગયો ક્યાં ધટ કોતરીને, વટી ગયો છેવટ છેતરીને;
લેટી ગયો ક્યાં લટકાવી રાખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૨૮
વરી ગયો કોણુ સ્વદેશ વીરો, હરી ગયું હાથથી કોણુ હીરો;
કોણે કર્યું કામણુ મૂંઠ નાંખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૨૯
ખપી ગયો ક્યાં ખટકો કરીને, છપી ગયો ક્યાં છત આદરીને;
ટપી ગયો ક્યાં કવિ ટાંપ રાખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૩૦
અરે ગયો ક્યાં અમને રડાવી, ખરે કરી યાર ઘટે ન આવી;
ફરેબ દઈ મિત્ર મણું ન રાખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૩૧
અતી અમારી કરવા ખરાબી, મતી મતા દૂર ગયો તું દાબી;
ગતી કરી ક્યાં તજી સૃષ્ટી આખી, જતા ખુલાખી ગુજરાત ઝાંખી. ૩૨
અપાર આપી દિલથી દિલાસા, સિપારસે પ્યારથી પૂરી આશા;
અત્યારથી હામ હરાવી નાંખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૩૩.
પુરે પુરાં પાપ મળ્યાં અમારાં, જરૂર જે નિત્ય ન થાય ન્યારાં;
અમાપ નૈકષ્ટ શકાય સાંખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૩૪
પ્રસાદીથી ટાળી સદા પ્રમાદી, આભારી કીધાં બહુ મર્દ માદી;
નહિ વીસરે ઊમર કોઈ આખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૩૫
સુધારવા સર્વ રીતે સ્વદેશી, બહુ કર્યું કામ રહ્યો ન બેશી;
તે તું ગયો તુર્ત ત્રછોડી નાંખી, જતાં ખુલાખી ગુજરાત ઝાંખી. ૩૬
રૂડા ગણી રમ્ય ગુલાબી રોપો, ઉખેડવા કેમ તું કાળ કોપ્યો;

કોહાડી કાં તારી ન ભાંગી નાખી, જતાં ભુલાખી ગુજરાત ઝાંખી. ૩૭
છળી ગયો કયાં કરીને તમાસો, વળી કર્યો કયાં દિન રાત વાસો;
રળી ગયો રંમન વીખી નાખી, જતાં ભુલાખી ગુજરાત ઝાંખી. ૩૮
સવીત્ર જેવો સૌ મિત્ર માને, પવીત્રતા તારિ પુરી પિછાને;
અમાસની રાત અમારી રાખી. જતાં ભુલાખી ગુજરાત ઝાંખી. ૩૯
વીચારતો ફાટતી છેક છાતી, થતી ઉપાધી ઉરમાં ન માતી;
અચીક શું ઈશ્વર એક સાખી, જતાં ભુલાખી ગુજરાત ઝાંખી. ૪૦

અપૂર્ણ.

પ્રતાપરાય શિવલાલ.

જામનગર.

---

## પરચુરણ.

જુલાબ વારંવાર જુલાબપણુ આપવા નહિં, તેમ કરવાથી જુલાબની ટેવ પડી જાયછે, અને ફાયદાને બદલે ગેરફાયદો થાયછે જુલાબપણુ બનતાં સુધી હલકોજ આપવો. જુલાબ લીધા પહેલાં અને લીધા પછી એક ટંક અથવા એક દિવસ હલકો ખોરાક લેવો ભારે તથા વાયુ કરનાર પદાર્થને જુલાબને લીધે હલકાં થએલાં હોજરી તથા આંતરડાં પાચન કરી શકતાં નથી તેથી બગાડ થાયછે

હજામત—માથું લોડાવતાં ઉલટો (આડો અસ્ત્રો) લેવરાવવાથી કેટલું બધું નુકશાન છે તે ઘણા લોકો સમજતાં નથી ઉલટો લેવરાવવાથી મગજને ને આંખને ઘણીજ ઇજા થાયછે માટે કોઇએ કદિપણુ ઉલટો લેવરાવી શોભા માટે શરીરની સુખાકારીનો ભોગ આપવો નહિં જોઇએ.

આંચકી—બાળકની આંચકીને માટે સર્વોત્તમ ઈલાજ અજમાવી જોવો હોયતો ફકત આજ છે—બાળકને આંચકી થઇ હોયતો પાટીયો ટંકણ ખાર દેવતા પર ફૂલાવી તેમાંથી વાલ ૧ માના ધાવણુ સાથે મેળવી બાળકને આપવો ખાત્રી છે કે એક વાલથી આંચકી શાંત થશે—પણ કદિ ન ફેર પડેતો એક કલાક પછી બીજો અરધો વાલ એજ પ્રમાણે આપવો.

# માનવધર્મ.

પુસ્તક ૧-લું. માહા. સંવત ૧૯૪૩. અંક ૪ થો.

## ધર્મ વિચાર.

(સાંધણ પૃષ્ટ ૩૫ થી)

હવે આ સંસારમાં શુભ અને અશુભ કર્મના પરિપાકથી ઉંચ અને નીચ યોનીમાં ફરતાં સઘળાં મનુષ્યો સ્વભાવથીજ દુઃખનો દ્વેશ કરનારાં અને સુખની ઇચ્છા રાખતાં જણાય છે. એ સઘળાં મનુષ્યોને માટે ઋગ્વેદમાં સુખનું સાધન આ પ્રમાણે બતાવેલું છેઃ—

हविर्भिरेकेस्वरितःसचंतेसुन्वंतएकेसवनेषुसोमान् ।
शचीर्मदन्तउतदक्षिणाभिर्नेजिह्मायन्त्योनरकंपतामैति ॥

અર્થ—કેટલાક સત્પુરૂષો વિધિ પ્રમાણે હોમેલા પુરોડાશાદિ હવિના સાધનથી આ લોકમાંથી સ્વર્ગને પામેછે. અને કેટલાક અગ્નિષ્ટોમાદિ યજ્ઞને વિષે સોમવલ્લીને ખાંડીને સ્વર્ગને પામેછે. અને કેટલાક પુરૂષો દક્ષિણારૂપી યજ્ઞ કરવાથી સ્વર્ગને પામેછે. અને પાપને આચરણ કરનારા પુરૂષો નરકમાં પડેછે. વળી બૃહદારણ્ય ઉપનિષદ્‌માં સુખનું સાધન એ બતાવવામાં આવેલ છે કેઃ—तरतिशोकमात्मवित् । અર્થ—આત્માને ઓળખનાર પુરૂષ શોકને તરી જાયછે, અર્થાત્ સુખને પામેછે. વળી તૈત્તરીય શાખાના બ્રહ્મવલ્લી ઉપનિષદ્‌માં, आनंदंब्रह्मणोविद्वान्नबिभेतिकदाचन ॥ બ્રહ્મના આનંદને જાણનાર પુરૂષ કદી બીતો નથી; અર્થાત્ સુખ પામેછે. આ પ્રમાણે વેદે બતાવેલ કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગમાં ચાલેલાં મનુષ્યો દુઃખથી વિરક્ત થઇ સ્વર્ગ અથવા અપવર્ગને પામેછે. ભલે એમ હોય. પણ આ ઠેકાણે માત્ર એટલીજ શંકા ઉઠે છે કે કેવળ સુખને માટેજ યત્ન કરતાં છતાં કેટલાક મનુષ્યો કુદૈવથી દુઃખનાજ ભાગી થાયછે,

અને કેટલાક મનુષ્યો સુખને માટે યત્ન નહિ કરતાં છતાં ભાગ્યના બળથી રાજાઓ પણ જેની ઇચ્છા કરે એવા સુખના ભાગી થાયછે. ત્યારે પ્રાણીઓને જે સુખ દુઃખની પ્રાપ્તિ થાયછે તેમાં કેવળ દૈવેચ્છા એજ પ્રમાણ છે કે શું ? ના ત્યારે એમ કલ્પના થઇ શકેછે કે સત્કર્મ કરનારાં પ્રાણીને દુઃખ ઉત્પન્ન થાયછે, તે જન્માન્તરનાં અસત્કર્મનાં ફળની પ્રાપ્તી હોવી જોઈએ; અને સુખની ઇચ્છા પણ જેને થતી નથી, છતાં પણ તેને અનુત્તમ સુખ મળેછે, તેમાં પણ જન્માન્તરનાં સત્કર્મનું ફળ હોવું જોઈએ. અને એમ પણ સિદ્ધ થાયછે કે ઘણાં દુષ્કૃત્યોનો નાશ ઘણાં સત્કર્મોથી થાયછે. અને તેનેજ મળતું ભાષા પરિચ્છેદમાં કહ્યું છે કેઃ—

सुखंतुजगतामेवकाम्यंधर्मेणजन्यते ।
अधर्मजन्यंदुःखंस्यात्प्रतिकूलंतुचेतसां ॥

અર્થ—આખું જગત્ જેની ઇચ્છા કરેછે તે સુખ માત્ર ધર્મથીજ પ્રાપ્ત થાયછે, અને તેથી ઉલટું જે દુઃખ તે અધર્મથી ઉત્પન્ન થાયછે.

ઉપરના શ્લોકમાં એમ લખેલ છે કે सुखंधर्मेणजन्यते ॥ ધર્મથી સુખ ઉત્પન્ન થાયછે. ત્યારે ધર્મ એટલે શું તેનો વિચાર કરવાની આ ઠેકાણે આવશ્યકતા છે. ધર્મ એ શબ્દ માનવની સાથેજ સંબંધ ધરાવે છે. કારણ કે શાસ્ત્રકારોએ મનુષ્યથી ઈતર પ્રાણીને ધર્માદિ સાધન સંપત્તિની આવશ્યકતા છે, એમ કોઇપણ ઠેકાણે કહ્યું નથી. અને ધર્મ શબ્દના યોગથી માનવ એ શબ્દ પણ મનુષ્યને કહેવાવાળો છે. જો કે માનવ એ શબ્દનો અર્થ મનુના વંશમાં ઉત્પન્ન થનાર છે, અને તેથી માનવ એ શબ્દ મનુથી ઉત્પન્ન થએલાં સર્વ પ્રાણીઓને લાગુ પડેછે. તેટલા માટે અહિં માનવ એ શબ્દ ધર્મ શબ્દના યોગથી મનુષ્ય જાતિનેજ લાગુ પડેછે એમ વિદ્વાન પુરૂષોએ સમજવું.

મનુષ્ય બે પ્રકારનાં છે. એક આર્ય અને બીજાં અનાર્ય. હવે આર્ય સકળ જગત્‌ને ઉપકાર કરનારાં છે અને અનાર્યથી ઉત્પન્ન થતા પરાભવને દૂર કરનાર છે. તેટલા માટે પ્રથમ તેનો ધર્મ બતાવવો જોઈએ. જે આર્યોનો ધર્મ બતાવવાને અમો અહીં શરૂ કરીએ છીએ, તે આર્ય જનોની મૂળ ઉત્પત્તિસ્થાન વિગેરેનાં વર્ણનનો જુનો ઈતિહાસ આ ઠેકાણે થોડો લ-

ખવામાં આવે તો વધારે સારૂ એમ અમારૂં માનવું છે. જેથી આપણે આર્ય જનો કોણ છીએ, એ બરોબર આપણા જાણવામાં આવે. જો કે ગહર્ષિથી માંડી આજ પર્યંત સુધી આર્યોનો અવિચ્છિન્ન ઇતિહાસ મળે એવો કોઈ પણ ગ્રંથ નથી. જો કે ઇતિહાસ મિશ્રિત શ્રુતિ, સ્મૃતિ પુરાણાદિ ધર્મ શાસ્ત્રો છે, તોપણ તેમાંથી જેવો જોઇએ તેવો ઇતિહાસ મળતો નથી. કારણ કે શ્રુત્યાદિમાં મુખ્યત્વે કરીને ધર્મ નિરૂપણ કરેલું છે. પણ શાસ્ત્રકારોનો એવો નિશ્ચય છે કે અપ્રકૃત વિષય પણ જો પ્રસંગોપાત આવી ચડે તો તેની ઉપેક્ષા ન કરવી, પણ મૂળ વિષયને મજબૂત કરવા જેટલો ગ્રહણ થઇ શકે તેટલો ગ્રહણ કરવો. માટે જો અહીં સનાતન કાળમાં ચાલતો એવો આર્યનો ધર્મ લખવામાં આવે તો તે વખતના આર્યો નામનો ધર્મ, વ્યવહાર, રીતિ, વિગેરે આપણા જાણવામાં આવે, અને તેથીજ તેનો ઇતિહાસ પણ સ્પષ્ટ જણાઇ આવે. પણ આ ઠેકાણે કેટલાકનું એમ માનવું હોય કે જે વાત તમો અહીં લખવા ધારોછો તે શ્રુત્યાદિ ગ્રંથ તપાસવાથી જણાઇ આવે છે, અને તેથી આ તમારો પ્રયાસ વ્યર્થ છે, પણ એમ નથી. જોકે દહીંમાં માંખણ રહેલું છે તોપણ તેના મંથનની જરૂર છે, તેમ આ પ્રયત્નની પણ જરૂર છે. કારણ કે દહીંના કરતાં માંખણમાં વધારે સ્વાદ રહેલો છે. તેમ અમોએ આ આરંભેલ સરંભમાં રસ વિશેષ રહ્યો હોય એમ અમારૂં માનવું છે. અને વિશેષમાં એ દેશ ભાષામાં લખવામાં આવે છે.

---

## હાલનો સુધારો.

(સાંધણ પૃષ્ટ ૩૮થી.)

કેટલાક સુધારાવાળા માનેછે કે મૂર્તિપુજા એ ઢોંગછે, અને મૂર્તિની પૂજા કરવાથી ઈશ્વરનું મહાત્મ્ય ઘટેછે. આ બાબત અમારો અભિપ્રાય એવોછે કે નિરાકાર એકેશ્વરની ઉપાસના કરવી એ ઉપાસનાનો ઉત્તમ પક્ષ છે પણ નિરાકાર પરમેશ્વરની માનસિક ઉપાસનામાં વિરક્ત લોકો સિવાય બીજાઓનું ચિત્ત ચોંટી શકે નહીં. જે લોકો માનસિક ધ્યાન એક ધારણાથી ધરી શકેછે, તેમને તો મૂર્તિપૂજા કરે યા ન કરે તે બધું સરખુંજ છે. પ-

ણ સંસારમાં લુબ્ધ થએલાં મનુષ્યોનું ચંચળ ચિત્ત માનસિક ઉપાસનામાં લાગી શકતું નથી, માટે તેમને ઇશ્વરમાં શ્રદ્ધા બેસવા માટે મૂર્તિપૂજાની ઘણી જરૂર છે. ઇશ્વરોપાસનામાં શ્રદ્ધા એજ મુખ્ય કારણ છે. પણ આ શ્રદ્ધા પ્રાપ્ત થવી એજ મુશ્કેલ છે, માટે મૂર્તિપૂજા દ્વારે ઇશ્વરની ઉપાસના કરવાની રીત ચલાવવામાં ઘણું ડહાપણ વાપર્યું જણાય છે. મૂર્તિપૂજા વડે ઇશ્વરમાં શ્રદ્ધા બેસે તો તેમ કરવામાં શું દોષ છે તે અમે સમજી શકતા નથી. મૂર્તિ હમેશાં પથ્થરની, ધાતુની કે લાકડાની કરવામાં આવેછે, અને જ્યાં સુધી તેમાં ઐશ્વર્ય આપણે શ્રદ્ધાથી માની નથી ત્યાં સુધી તો તે પથ્થર, ધાતુ, કે લાકડુંજ છે, તે અમે પણ કબુલ કરીએ છીએ. પણ જેમ લોર્ડરેલિંગ્ટનનું બાવલું તેણે કરેલાં લોકપ્રિય કામો વડે જોનારના મનપર પ્રીતિની પ્રતિમા ઓળખી તેને લોર્ડવેલિંગ્ટનજ પ્રતીત કરાવેછે, તેમ ઇશ્વરનું કે ઈશ્વરાંશ અવતારી પૂજ્ય પુરૂષનું મૂર્તિમાં નિરૂપણ કરી તેને શ્રદ્ધાથી માનીએ છીએ ત્યારે તે સાક્ષાત્ ઇશ્વર કે અવતારી પુરૂષ છે એવું પ્રતીત થયા વિના રહેતું નથી.

શિવની મૂર્તિને લિંગ કહેછે તેને માટે કેટલાક મૂર્ખ લોકો એવી કલ્પના કરેછે કે લિંગ એ મહાદેવનું ઉપસ્થેંદ્રિય હશે. પણ તે કેવળ ખોટી કલ્પના છે. ઉપસ્થેંદ્રિયને લિંગ નામ આપવાનું એવું કારણ છે કે ઉપસ્થેંદ્રિય શબ્દ બિભત્સ છે માટે ભાષામાં ન વપરાય તેથી તેને ઠેકાણે લિંગ શબ્દ વાપર્યોછે. લિંગ શબ્દનો ખરો અર્થ 'ચિન્હ' છે, જેમકે સ્ત્રીલિંગ, પુલિંગ, ભજનની દરેક આકૃતિને લિંગ નામ આપવામાં આવેલુંછે, તેપરથી લિંગ એટલે દેવ અથવા અવતારી પુરૂષનું ચિન્હ એમજ સમજવું. માટે જે લોકો લિંગ શબ્દનો અર્થ બિભત્સ શબ્દના જેવો કરેછે, તેઓ પોતાનું નાસ્તિકપણું બતાવવાની સાથ મોટો અનર્થ કરનારા ઠરેછે.

દેવ એ શબ્દમાં દિવ્ ધાતુછે, તેનો અર્થ પ્રકાશનું થાયછે. ઇશ્વરની સૃષ્ટિમાં જેટલા જેટલા પ્રકાશમાન એટલે મહાન શક્તિવાળા પદાર્થો છે, તે બધાને વેદમાં દેવ કલ્પેલાછે. એવા ૩૩ દેવો એટલે બળવાન શક્તિઓ છે, કે જેને જોઇને નિરાકાર પરમેશ્વરના અસ્તિત્વનો અને તેની શક્તિના આપણા મનપર તાજેને તાજે આભાસ અને યાદગીરી રહે છે.. તેમજ જે પદાર્થોમાં વધારે શક્તિ તેમ તેમાં વધારે ઐશ્વર્ય એટલે ઇશ્વરાંશ છે, તેથી-

જ તેમને અંશાવતારી-પુરૂષો કહેછે. આપણે તેમને ઈશ્વરના અવતાર માનીએ છીએ તેમાં કાંઇ પણ ખોટું નથી, કેમકે તેઓ ઇશ્વરાંશ ધારણ કરી પૃથ્વીપર પ્રગટ થાયછે ને પોતાનાં ઐશ્વર્યના પ્રભાવ અને બળ વડે દુષ્ટ પ્રાણીઓનો પરાજય કરી અનાચારનો અટકાવ કરી જગત્નો ઉદ્ધાર કરે છે. આ કારણથી તેઓ ઈશ્વર તુલ્ય પૂજાય છે. અંગ્રેજ લોકો પણ મહાન પુરૂષોનાં બાવલાં ઉભાં કરેછે તે શા-માટે? તેમણે મહાન કાર્યો કર્યાં અને દેશની સેવા બજાવી લોકોની પ્રીતિ મેળવી તેની દરેક નવી પ્રજાના મનપર તાદૃ્શ અસર થાય ને તેવા મહાન પુરૂષોનું સ્મરણ દાખલારૂપ કાયમ રહે. તેજ પ્રમાણે રામ કૃષ્ણાદિ અવતારી પુરૂષોની પ્રતિમા એટલે મૂર્ત્તિઓ તેમના સ્મરણાર્થ કરી રાખેલીછે. જે પ્રમાણે તેમણે સિંહાસને બેશી લોકોને સભાના રૂપમાં બોધ કર્યો અને તેમને સન્માર્ગે ચાલવા પવિત્ર આજ્ઞાઓ આપેલી-તેજ પ્રમાણે તેવાજ આકારમાં તેમની મૂર્ત્તિઓને અધ્યક્ષ સ્થાને પધરાવીને;આગળ મંડપની ગોઠવણ કરીછે તે સભાસ્થાનની પ્રતિમા સમજવી. અને તેમને શ્રોતા એટલે ભક્તજનોએ જેવીરીતે પ્રીતિથી પુષ્પ ચંદનાદિ સુગંધી યુક્ત પદાર્થો અર્પણ કરેલા, તેજ પ્રમાણે તેમની પ્રીતિથી સેવા કરવામાં આવેછે. તેમણે જે બોધ કર્યો તે વેદ પ્રતિપાદ્ય ધર્મ સમજવો. હાલમાં દેવ મંદિરોમાં પુરાણાદિ કથાનાં કીર્તન થાયછે, તે તેમણે આપેલ બોધનીજ નકલ છે. આ મૂર્ત્તિઓ કેવળ સ્મારક પ્રતિમાઓ છે, જે મને જોઈને તેમના અદ્ભુત કાર્યો અને પવિત્ર આજ્ઞાઓ યાદ આપવાથી લોકો તે તરફ વળેછે. જે લોકો પ્રતિમાઓનો દ્વેષ કરતા નથી અને પુષ્પ ચંદનાદિ પદાર્થો વડે તેમની પૂજા કરવાનો નિયમ રાખેછે, તેમની, ફરવાના બાગબગીચામાં સુંદર પુષ્પો, તુળશી વગેરે દ્રષ્ટિએ પડવાથી તેમને તે અવતારી પુરૂષોનું તેમનાં ચરિત્રોનું તથા તેમણે કરેલાં ઉપદેશોનું પૂજા નિમિત્તે સ્મરણ થાયછે. પણ નાસ્તિક લોકો જેઓ મૂર્ત્તિને કે અવતારી પુરૂષોએ પૂજ્ય ગણતા નથી, તેમને પુષ્પ વગેરે જોઈ મોજશોખ અને વિષય સુખનુંજ સ્મરણ થાયછે. માટે મૂર્ત્તિપૂજા એ લોકોને સન્માર્ગે દોરનાર અને ઇશ્વરમાં શ્રદ્ધા રખાવનાર પ્રબળ સાધન છે.

જગતમાં વિચિત્ર પ્રકૃતિના માણસો છે, તેમની જુદી જુદી પ્રકૃતિને અનુકુળ ધર્માચાર અને આહાર વિહારાદિ કર્મો કરવાથીજ સુખપ્રાપ્ત થાય

ણ સંસારમાં લુબ્ધ થએલાં મનુષ્યોનું ચંચળ ચિત્ત માનસિક ઉપાસનામાં લાગી શકતું નથી, માટે તેમને ઇશ્વરમાં શ્રદ્ધા બેસવા માટે મૂર્તિપૂજાની ઘણી જરૂર છે. ઇશ્વરોપાસનામાં શ્રદ્ધા એજ મુખ્ય કારણ છે. પણ આ શ્રદ્ધા પ્રાપ્ત થવી એજ મુશ્કેલ છે, માટે મૂર્તિપૂજા દ્વારે ઇશ્વરની ઉપાસના કરવાની રીત ચલાવવામાં ઘણું ડહાપણ વાપર્યું જણાય છે. મૂર્તિપૂજા વડે ઇશ્વરમાં શ્રદ્ધા બેસે તો તેમ કરવામાં શું દોષ છે તે અમે સમજી શકતા નથી. મૂર્તિ હમેશાં પથ્થરની, ધાતુની કે લાકડાની કરવામાં આવેછે, અને જ્યાં સુધી તેમાં ઐશ્વર્ય આપણે શ્રદ્ધાથી માની નથી ત્યાં સુધી તો તે પથ્થર, ધાતુ, કે લાકડુંજ છે, તે અમે પણ કબુલ કરીએ છીએ. પણ જેમ લોર્ડરિપિંગ્ટનનું બાવલું તેણે કરેલાં લોકપ્રિય કામો વડે જોનારના મનપર પ્રીતિની પ્રતિમા ઓળખી તેને લોર્ડરિપિંગ્ટનજ પ્રતીત કરાવેછે, તેમ ઇશ્વરનું કે ઈશ્વરાંશ અવતારી પૂજ્ય પુરૂષનું મૂર્તિમાં નિરૂપણ કરી તેને શ્રદ્ધાથી માનીએ છીએ ત્યારે તે સાક્ષાત્ ઇશ્વર કે અવતારી પુરૂષ છે એવું પ્રતીત થયા વિના રહેતું નથી.

શિવની મૂર્તિને લિંગ કહેછે તેને માટે કેટલાક મૂર્ખ લોકો એવી કલ્પના કરેછે કે લિંગ એ મહાદેવનું ઉપસ્થેંદ્રિય હશે. પણ તે કેવળ ખોટી કલ્પના છે. ઉપસ્થેંદ્રિયને લિંગ નામ આપવાનું એવું કારણ છે કે ઉપસ્થેંદ્રિય શબ્દ બિભત્સ છે માટે ભાષામાં ન વપરાય તેથી તેને ઠેકાણે લિંગ શબ્દ વાપર્યોછે. લિંગ શબ્દનો ખરો અર્થ 'ચિન્હ' છે, જેમકે સ્ત્રીલિંગ, પુલિંગ, બાજનની દરેક આકૃતિને લિંગ નામ આપવામાં આવેલુંછે, તેપરથી લિંગ એટલે દેવ અથવા અવતારી પુરૂષનું ચિન્હ એમજ સમજવું. માટે જે લોકો લિંગ શબ્દનો અર્થ બિભત્સ શબ્દના જેવો કરેછે, તેઓ પોતાનું નાસ્તિકપણું બતાવ્યાની સાથ મોટો અનર્થ કરનારા ઠરેછે.

દેવ એ શબ્દમાં દિવ્ ધાતુછે, તેનો અર્થ પ્રકાશનું થાયછે. ઇશ્વરની સૃષ્ટિમાં જેટલા જેટલા પ્રકાશમાન એટલે મહાન શક્તિવાળા પદાર્થો છે, તે બધાને વેદમાં દેવ કહેલાછે. એવા ૩૩ દેવો એટલે બળવાન શક્તિઓ છે, કે જેને જોઈને નિરાકાર પરમેશ્વરના અસ્તિત્વનો અને તેની શક્તિના આપણા મનપર તાજેને તાજો આભાસ અને યાદગીરી રહે છે. તેમજ જે પદાર્થોમાં વધારે શક્તિ તેમ તેમાં વધારે ઐશ્વર્ય એટલે ઇશ્વરાંશ છે, તેથી-

## ન્યાય.

(સાંધણ પૃષ્ટ ૪૦ થી.)

એટલે તમામ અપકૃત્ય અગર ગુન્હામાં પોતાને નુકસાન થતી રકમનો બદલો લેવાનો અખત્યાર ખાનગી અગર મંડળીના દરેક અંગભૂતનો હક રાખેલો છે, જે ઉપરથી એવો સિદ્ધાન્ત નીકળી શકે કે—દરેક ગુન્હેગાર બે જવાબદારીમાં આવે છે. એક મંડળીની અને બીજી ખાનગી સક્ષની. આમાંની પહેલી જવાબદારીમાંથી તે મુક્ત થઇ શકતો નથી અને બીજી જવાબદારી વિષે સદરહુ ખાનગી સક્ષની મરજી ઉપર આધાર રહે છે. આ ઉપરથી વારંવાર વપરાતા હક શબ્દની વ્યાખ્યા એવી થાય છે કેઃ—કંઇ કૃત્ય કરવું અગર ન કરવું એ મરજી ઉપર રાખેલું હોય તો તે હક કહેવાય અને જ્યારે કંઇ કૃત્ય મરજી પર ન હોય પણ કરવુંજ જોઈએ ત્યારે તે જવાબદારી કહેવાય. આ પ્રમાણે હક અને જવાબદારી આ શબ્દોમાં તફાવત છે. અપકૃત્ય શબ્દની અંદર કરવાનું ન કરવું અને ન કરવાનું કરવું આ બન્ને વાતનો સમાવેશ થાય છે. શરીર મિલકત અને આબરૂના સંરક્ષણ સંબંધીના હકો તથા જવાબદારી તથા શિક્ષા સંબંધી વાત ચલાવતાં તે હકો તથા જવાબદારીમાંથી ઉત્પન્ન થતાં અપકૃત્યમાં હમેશાં ત્રણ વાતને કૃત્ય થતાં પહેલાં ઉત્પન્ન થાય. અપકૃત્ય કરનારનો ઈરાદો, તૈયારી અને કોશીશ. આમાંથી ઇરાદો અને તૈયારી, એ વાત અપકૃત્ય નથી. જ્યારે કોશીશ અગર કૃત્ય થાય ત્યારેજ અપકૃત્ય થાય. ટુંકામાં જ્યારે કૃત્ય થાય ત્યારે ઈરાદો, જેમાં ઈચ્છા, કસુર, બેદરકારપણું, અગર ઉતાવળમાં તૈયારી એ તે કૃત્યનું કારણ થાયછે, જેને કાયદાની ભાષામાં દાવાનું કારણ કહેછે. જો ઇરાદો, કસુર, બેદરકારપણું, ઉતાવળીયાપણું અગર તૈયારી ન હોય તો દાવાનું કારણ ઉત્પન્ન થાયજ નહિ, જેથી જો કે કૃત્ય થયું હોય, તોપણ કૃત્ય કરનાર જવાબદાર નથી. આમાં વાપરેલા શબ્દોના અર્થનો સંબંધ તત્વજ્ઞાન ઉપર આધાર રાખે છે, તોપણ તેનું ટુંકામાં વિવેચન કરવું અવશ્યનું છે. વિચાર કરવાની શક્તિ અગર મન ઇશ્વરે દરેક મનુષ્યને અર્પણ કરેલ છે. જ્યારે આ શક્તિનો ઉપયોગ કંઇ કૃત્યનું પરિણામ શું થશે એમ લક્ષમાં લઇને કરે ત્યારે તે ઇરાદો કહેવાય. જ્યારે આ શક્તિનો ઉપયોગ કંઇ કૃ-

નારી સત્તા કહેછે. કેટલીક મંડળીમાં આ બન્ને સત્તા એકજ સત્તામાં સ-માએલ હોયછે. અને જ્યાં રાજાને મંડળીએ સર્વોપરી સત્તા સોંપેલી હોય ત્યાં ઘણું કરી આવો નિયમ જોવામાં આવેછે. પણ કાયદાનો ખરેખરો હેતુ, મારા ધારવા પ્રમાણે, જો બે જુદી જુદી સત્તા હોય, અને તે એક બીજીથી કેવળ સ્વતંત્ર હોય, તો વધારે સારી રીતે પાર પડેછે. પણ આ વાત વિષે વિસ્તારથી નહિ જણાવતાં મારા ધારેલા હેતુની ખાતર કાયદા બાંધનારી સત્તાએ કયા ધોરણને અનુસરી કોઈપણ કૃત્યને અપકૃત ઠરાવવું, એ ધોરણ જણાવવું અવશ્યનું છે. કારણકે તે ધોરણ ઉપરથીજ દરેક કાયદો બહાર પડેતોજ તે મંડળના કલ્યાણ અર્થે કહેવાય. મેં આગળ જ-ણાવ્યું તે પ્રમાણે માણસોએ મંડળી બાંધીને રહેવું અને એક બીજાને સહાયતા કરવી. એ કુદરતી રીતે દરેક માણસની ફરજ છે. આ ઉપરથી એક એવો સિદ્ધાંત નીકળી શકે કે કુદરત સર્વ પ્રાણીનું સુખ ઈચ્છેછે, અને આ સિદ્ધાન્ત ઉપરથી ત્રીજો સિદ્ધાન્ત એ નિકળે કે આખી મંડળીને સુખ સંપાદન થાય એવો નિયમ આખી મંડળીએ ગ્રહણ કરવો જોઈએ. આ ઉપરથી એમ ઠરે કે આખી મંડળીને જે કૃત્યથી દુઃખ અથવા નુકસાન થાય તેવાં કૃત્યથી દૂર રહેવું જોઇએ. પણ મંડળી ઘણાં માણસોની બનેલી છે. ત્યારે જો તેમાંનો દરેક માણસ તેવાં કૃત્યથી દૂર ન રહે તો મંડળીને સુખ થાય નહિ. આ ઉપરથી દરેક માણસનાં એવાં કૃત્યો કયાં કે જેથી આખી મંડળીને સુખ થાય. આ સિદ્ધાન્તને અનુસરી દરેક કાયદો થવો જોઇએ. ટુંકામાં આખી મંડળીને સુખરૂપ કૃત્યો કરવા દરેક માણસને હક આપવો અને આખી મંડળીને દુઃખરૂપ કૃત્યો અટકાવવા ફરજ નાખવી. દાખલા તરીકે-ભુખે મરતું માણસ બીજાનું લઇ ખાઇ જાય તોપણ તે કૃ-ત્ય હાલ ચોરી કહેવાય છે. એટલે. અપકૃત્ય અગર ગુન્હો કહેવાય. બીજી તરફ જોતા જઈએ તો દરેક માણસને વાજબી લાગે કે ભુખે મરતું મા-ણસ કોઈનું અનાજ હાથ પડયું તે ખાઇ લીએ તો કાંઇ ખોટું ન કહેવાય. પણ જો આગળના સિદ્ધાન્તને અનુસરી જોઈશું તો આ વાત તરતજ ખોટી પડશે. કારણકે જ્યારે ભુખે મરતાં માણસને એ પ્રમાણે છૂટ આપે ત્યારે બીજાં ઘણાં એવાં થાય. કારણકે બીજા પણ વિચારે કે જેમ એકને ભુખે મરતી સ્થિતિમાં હોવાથી મફત મળેછે તેમ આપણને પણ મળશે.

એ પ્રમાણે એક પછી એક એવું ધારે તો છેવટ આખી મંડળી એક સ્થિતિમાં આવી પડી મંડળીનો હેતુ રદ જાય. તેમજ એક ધનાઢ્ય માણસના પૈસા ગરીબને વહેંચી આપવાનો નિયમ પણ તેવીજ રીતે પરિણામે ખોટો જણાશે. ટુંકામાં ઉપરના સિદ્ધાન્તને અનુસરી દરેક કૃત્ય અપકૃત્યનો કાયદા બાંધનારી સત્તાએ નિર્ણય કરવો જોઇએ. જો તે નિયમને અનુસરી કાયદા બાંધવામાં ન આવે તો તે કાયદા ઘણાજ જુલમ ભરેલા, ગેરવાજબી, અને નુકસાન કારક ગણાય.

જ્યારે કાયદો બાંધનારીજ સત્તા કાયદો અમલમાં લાવનારી સત્તાપણ હોય, તો ઉપરના સિદ્ધાન્તને અનુસરી કાયદો બાંધવામાં આવ્યો હોય તોપણ મંડળીનો હેતુ પાર પડે નહિ. કારણ કાયદો અમલમાં આવતો બંધ કરવાને અગર અમલમાં લાવવાને ગમે તે વખતે અને ગમે તેવી રીતે તે વર્તી શકે અને તેથી એકની બાબતમાં એક તો તેજ બાબતમાં બીજો એ પ્રમાણે એકજ બાબતમાં જુદા જુદા સખ્સોપર જુલમનો વરસાદ વરસે માટે બે જુદી જુદી સત્તાઓ કેવળ એક બીજાથી સ્વતંત્ર જોઇએ. બ્રિટિશ સત્તાનું ધોરણ હાલ તે પ્રમાણે છે, અને તેટલાજ માટે તેમનું રાજ્ય તથા કાયદો વખણાયછે. અપૂર્ણ.

---

## अफीण.

અફીણ અત્યંત ઉપયોગી દવાછે. તેનો ગુણ ગ્રાહી, પીડાશામક, નિંદ્રાલાવનાર, સ્વેદલ તથા પુરૂષત્વ આપનાર છે ખસખસના છોડના ડોડવા જ્યારે કાચા હોય ત્યારે તેમાં છરકા દેવાથી તેનો રસ બહાર નીકળી જામી જાય તેને અફીણ કહેછે. આપણા કરતાં તુર્કસ્તાનનું અફીણ ઉંચું આછે. આપણા દેશમાં અફીણનો મોટો પાક માળવા, પટના તથા હિમાલયની તળાટીમાં થાયછે. અફીણ અત્યંત ઝેરી પદાર્થછે. ને આત્મઘાત કરવામાં લોકો તેનો બહુ ઉપયોગ કરેછે. થોડું અફીણ લેવાથી શરીરમાં કાંટો રહેછે, ને તેથી કેટલાક લોકોને દિવસમાં બે ત્રણ વખત અફીણ લેવાની ટેવ હોય છે. આપણા દેશના લોકોમાં અફીણ ખાવાની ટેવ બહુજ છે. ચીનની અંદર અફીણને લોકો હુકામાં પીએ છે. કેટલીક માતાઓ બાળ-

કને બાળાગોળી ખાવાની ટેવ પાડે છે, અને બધી જાતની બાળાગોળીમાં અફીણનો ભાગ આવે છે, ને તેથી જરૂર વગર એવી ટેવ પાડવી એ અત્યંત નુકસાનકારક છે.

અફીણની અસર—થોડી માત્રા દેવાથી પ્રથમ શરીરમાં કાંટો આવેછે. ચહેરો પ્રફુલ્લિત રહેછે. આંખો સતેજ રહેછે અને મગજ ખુશાલીમય વિચારથી ભરપૂર થાયછે. પાછળથી જ્યારે અફીણની અસર જતી રહેછે ત્યારે માથું ભારે થઇ રહેછે. આદમી ઉઠવા માંડે તો તેને ચકરી આવેછે. ભૂખ લાગતી નથી તથા ઝાડો કબજ થઈ ગએલ હોયછે.

જો માત્રા જરા વધારે થાય તો શરીર પ્રફુલ્લિત થાય છે પણ તે સ્થિતિમાં માણસ ઘણી થોડીવાર રહેછે, ને એકદમ ઝોકા ખાવા માંડે છે, તેને કાંઈ ભાન રહેતુ નથી ને બેસવાની શક્તિપણ તેનામાં રહેતી નથી. અને દરદી લાંબો થઇ પડવા માંડેછે. ને જો અફીણ ઘણુંજ વધારે લીધેલ હોય તો દરદી એવો બેભાન થઈ પડેછે કે તેને રાડોપાડી પોકારવાથી અગર તેને અત્યંત હલાવવાથી અથવા નાક ઉપર કોઇ પદાર્થ ઘસવાથી અથવા ભીનો રૂમાલ મોંઢા ઉપર મારવાથી પણ બોલતો નથી. આંખની કીકી સાંકડી થઇ જાયછે, ને તેને અજવાળા અંધારાનું ભાન રહેતુ નથી.

કોઈ માણસને ઝાઝું, કોઈને થોડુ અફીણ ખાવાથી આવાં ઝેરનાં ચિન્હ થઇ આવે છે. બાળકને અફીણનું જોર સહન કરવાની શક્તિ ઘણીજ થોડી હોય છે.

અફીણ ઘણાં દરદો ઉપર લાગુ પડેછે, અને બીજી કેટલીક જુદી જુદી દવાઓની સાથે મળવાથી તેની અસરમાં કેટલોક ફેરફાર થાય છે. જે લોકોને અફીણ ખાવાની ટેવ નથી હોતી તેમને ઘણું થોડુ અફીણ આપવાથી પણ દવાની અસર જણાઈ આવે છે. બાળકને અફીણ વાળી દવા આપતાં ઘણી સાવચેતી રાખવી પડેછે.

ઉપયોગ—ઝાડામાં અફીણ સૌથી ઉપયોગી છે. અફીણ ઝાડો કબજ કરેછે, એ વાતથી ઘણાં થોડાં માણસો અજાણ્યમાં હશે. તીક્ષ્ણ મરડો, છૂટો મરડો, સંગ્રહણી, અતિસાર, રક્તાતિસાર, કોલેરામાં અફીણનો બહુજ ઉપયોગ કરવામાં અફીણની સાથે બીજા ઘણા પદાર્થો પણ મેળવવામાં આવેછે. આવાં દરદોમાં અફીણ આપવાથી કેટલાક વખતે ઝાડો ક-

બજ થઈ પેટ ચડી આવે છે તેથી તેની સાથે પાચન અને દીપન પદાર્થો મેળવવાની જરૂર પડેછે. તીક્ષ્ણ અજીર્ણમાં જ્યારે ઝાડા થાયછે ત્યારે અફીણની સાથે વિલાયતી એરંડિયું અથવા બીજી કોઈ સારક દવા મેળવવામાં આવેછે. પેટમાં ચૂંક આવવાથી શૂળ નીકળતું હોય અગર સખત વાઢ થતી હોય તો એકલું અફીણ દેવાથી દરદીના દુઃખમાં કેટલોક ફાયદો થાયછે. જો સખ્ત પેટ પીડની સાથે થોડો ઘણો તાવ હોય અગર પેટમાં કોઈપણ જગોએ વરમ છે એમ માલમ પડે તો અફીણને પારાની કોઈ દવા સાથે મેળવી આપવાથી ફાયદો થાયછે. આ સિવાય વાંસામાં, પડખામાં, કમરમાં, ખભામાં, અગર ગમે તે જગાએ શૂળ નીકળતું હોય તો અફીણ તેને દબાવેછે. પેટમાં ગમે તેવું શૂળ નીકળતું હોય, અગર શા કારણથી પેટમાં દુઃખે છે તે નક્કીન થાયત્યાંસુધી અફીણ દેવાનોરીવાજ છે.

ઉન્માદ રોગમાં અફીણ ઘણી સારી અસર કરેછે. ઉન્માદની શરૂઆતમાં અફીણ યોગ્ય વખતસર આપવામાં આવે તો વખતે ઉન્માદ થતો અટકે છે. ઉન્માદમાં જ્યારે દરદીને પોતાના શરીરની ધારતી રહેછે, અને જેમાં વખતો વખત જોરસો ચડઉતર થાયછે, ને જ્યારે આપઘાત કરવા મન ખેંચાય છે, તેવા ઉન્માદમાં અફીણ ઘણો ફાયદો કરેછે. આવી વખતે ઓછામાં ઓછું એક ઘઉંભાર અફીણ આપવું જોઈએ. ઉન્માદ જેમાં ચેહેરો લાલચોળ થઇ આવતો નથી અગર કપાળની અને મોઢાની નસોંમાં લોહી ચડયું નથી, ચહેરો ફિક્કો તથા નાડી મંદ ચાલતી હોય, અને ઉજાગરાને લીધે શરીર ક્ષીણ થતું હોય તો તેવા ઉન્માદમાં પણ અફીણ સારો ફાયદો કરેછે, આંચકી, ખેંચતાણ, ધનુર, વિગેરે દરદોંમાં અફીણ ખવાય છે.

કટીશૂળ, મસ્તકશૂળ, આધાશીશીમાં અફીણ આપવાથી પીડા શાન્ત થાયછે. ઝામરો, બળવું, પાઠાં, અશ્મરી, અર્બુદ, વાગવાની વિગેરેની અસહ્ય વેદના દરદીને ન જણાય એટલા માટે અફીણ આપવામાં આવેછે. જે ભાગમાં દુઃખાવો હોય તે ભાગ ઉપર અફીણ ચોપડવાથી આરામ થાયછે, અથવા તેને ગરમ પાણીમાં નાખી તે ગરમ પાણીનો શેક કરવાથી પણ આરામ થાયછે. અફીણ ચોપડવામાં એટલી સંભાળ રાખવાની છે કે, ચામડી અગર છોલાએલી જગોપર તે ચોપડવું નહિ. આવે ઠેકાણે ચોપડ-

વાથી તે લોહીમાં એકદમ પેસી જાયછે, ને પછી તેની ઝેર તરીકે અસર થાય છે.

પાર્શ્વશળમાં અફીણ કામ કરેછે. ઉધરસ, શ્વાસ, દમ, ક્ષય, દબાવવા અફીણ કામે લાગેછે. રક્તપિત્તમાં જ્યારે ઉધરસની સાથે લોહી પડેછે ત્યારે અફીણ ઘણો સરસ ફાયદો કરેછે. તંબોળીઆ ખેનમાં અફીણની અસર ઘણી વખણાયછે. આ દરદમાં અફીણને આકડાનાં રેવાયડાં તથા વડાગરાં મીઠાંની સાથે ગોળી કરી આપવાથી અત્યંત ફાયદો થાયછે રાત્રે સખત હેરાન કરતી ઉધરસ જે એકદમ જોસબંધ આવછે ને પાછી બંધ થઇ જાયછે તથા પાછી આવેછે તેવી ઉધરસમાં અફીણની કડી દીવે શેકી ખાવાથી ઉધરસ જરા હલકી પડેછે. ગાર્ભિણી સ્ત્રીને ગર્ભાશયના જ્ઞાનતંતુ ઉપર દબાણ થવાને લીધે કેટલીક વખત એટલી સખ્ત ઉધરસ આવ્યા કરે છે કે તેવી વખતે ઉલટી થઇ જાયછે, તથા દરદીને ઉંઘ આવવા દેતી નથી. તેવી ગભિણી સ્ત્રીની ઉધરસ ઉપર, ઉપર કહ્યા પ્રમાણે અફીણ શેકીને આપવાથી ફાયદો થાયછે. અફીણ જ્યારે ઉધરસના દરદની સાથે તાવ ભર્યો હોય ત્યારે તેને આપવું ન જોઇએ. ઉધરસ, શ્વાસ, દમ, અફીણની જ્યાંસુધી અસર હોય ત્યાંસુધી જોર કરતાં નથી, તેથી કેટલાક આવા રોગથી પીડાતા માણસો નિરંતર અફીણ સેવેછે.

પીડિતાર્તવ તથા અત્યંતાર્તવમાં અફીણ વપરાય છે પીડિતાર્તવમાં પેડુની પીડ તથા વાંસાની ફ્રોટને અફીણ દબાવે છે. તથા અત્યંતાર્તવમાં ઘણું લોહી જતું હોય તેને બંધ કરેછે. ગર્ભિણી સ્ત્રીને ત્રીજે અગર ચોથે મહિને જ્યારે લોહી વહેવા માંડે કે તરતજ જો અફીણનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો ગર્ભપાત થતો અટકે છે. તેમજ સ્ત્રીને જણતી વખતે અથવા જણવા પહેલાં અગર જણવા પછી જો અત્યંત લોહી વહેતું હોય તે બંધ ન થતું હોય તો અફીણ આપવાથી તે બંધ થાયછે. સાદી ઉલટી અગર ગર્ભિણી સ્ત્રીની ઉલટી દબાવવામાં અફીણ કામે લાગે છે. પ્રમેહમાં જ્યારે ઈંદ્રિ વાંકી થઈ જાયછે ને વચમાં ખાંચ પડી રહેછે ત્યારે અને જ્યારે ઇંદ્રિ જાગ્રત થાય ત્યારે અત્યંત પીડા થાયછે ત્યારે આ દરદમાં અફીણ ને કપુર સાથે આપવાથી પીડા દબાયછે એટલુંજ નહિ પણ આવી વાંકી થઇ ગયેલી ઈંદ્રિને સીધી કરે છે.

આંખો ઉઠી હોય ત્યારે અફીણ ને અજમાની પોટલીથી શેક કરવામાં આવે છે, તથા અફીણ અને ફુલાવેલી ફટકડી ભેગાં કરી તેનું ટીપું આંખમાં નંખાય છે કર્ણ શૂળની અંદર પણ અફીણનું ટીપું નાખવાથી ચસકા બંધ થાય છે. દાંત દુઃખતો હોય અગર અંદર કોતર પડયું હોય તો અફીણની કટકી દાંત ઉપર તુળસીનાં પાંદડાંની સાથે મોઢામાં રાખવાથી ફાયદો થાયછે. જ્યારે મોઢામાંથી થુંક બહુ આવેછે ત્યારે તથા મોઢું આવવામાં આવેછે ત્યારે થુંક બંધ કરવાનાં તથા મોઢું પાકું વાળવામાં અફીણ કામે લાગેછે. વાતરક્ત, ફિંદરનું ઝેર, કુષ્ટ તથા વિચર્ચિકા જેવાં મહા અસાધ્ય લત્દર્દ ઉપર અફીણ કેટલોક ફાયદો કરેછે એમ લોકોના માનવામાં છે. આવા કેટલાક મહા રોગીઓ નેટલા સારૂ અફીણનું બંધાણ કરેછે. જો કે અફીણથી આવાં દરદો મટેછે એમ હું કહી શકતો નથી, તોપણ એટલી તો મારી ખાત્રી થઇછે કે અફીણ આવા રોગને દાબમાં રાખી વધવા આપતો નથી.

પિંડીની અંદરની સખત કળતર અફીણ બેસાડી દેછે. માથાંની ઉંદરી ઉપર અફીણને લીંબુના રસમાં મેળવી ચોપડવામાં આવેછે. અફીણની અંદર વૃષ્ય (વીર્ય વૃદ્ધિ કરવાનો) ગુણ નથી પણ તેમાં સ્તંભન ગુણ હોવાને લીધે તે ટકાવ કરી રાખે છે. આટલા સારૂ કેટલાક વિષયી પુરૂષો (અધુરૂ.)

---

## कवि बुलाखी विरह बावनी. ( સાંધણ પૃષ્ટ ૪૮ થી ).

### શાર્દૂલવિક્રીડિત છંદ.

ઝાંખી રાખિ બુલાખી આખી દુનિયાં ક્યાં ગયો ક્યાં રમી;
દાખી પ્યાર અપાર યાર અમને કાશી પીસા કારમો;
થોડી ઉમરમાં કરી ન સ્થિરતા આણી ઉરે આંચકો;
દોડી દૂર ગયો જરૂર જગથી ધાર્યાં વિના દઇ ધકો. ૪૧

### પુષ્પિતાગ્રા છંદની ચાલ.

ચલકતિ ફિરતી ચતુર તારી, ચલકતિ તે કવિતા કરી વધારી;
ચલકતિ મતીથી સુજાડી સંધુ, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૪૨
ઘડીઘડી ઘટના ઘટીત કીધી, ધણિધણિ રીત થવા સદાય સિદ્ધિ;

--ભણિ ભણિ તરીઆ અસાર સિંધુ, છલ કરી ક્યાં છપિ ગયો બુલાખી બંધુ ૪૩
અટપટી દુનિયાં તજી ઉતારો, ઝટપટ ત્યાં જઈને થશે શું? તારો;
ખટપટી જગ આ ખચીત ખધું, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૪૪
વગ કરી વધનો લાભ ન લીધો, જગત હિતાર્થ કૃતાર્થ જન્મ કીધો;
લગતી વિગતથી લખી નિબંધુ, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૪૫
રૂડિ હિન જનને દયા જણાવી, કુડિ રીતથી કરવી ધટે ન આવી;
ગુણિહિણ જગ સૌ જરૂર અંધુ, છલકરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૪૬
ગડુળ તીગુગ ભેદ્યો તોપ તારી, ધરડતી રાયફલો* ફુગવનારી;
હડડ હાવતી ફીતુર ફંદુ, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. . ૪૭
વતન તજી ગયો વીરા તૂં ભાગી, રતન છતાં અમને ક્યાં અભાગી;
કતલ કરો રૂડું શું કામ કીધું, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૪૮
સલગતી સગડી શરીર સાથે, વલતી નિરાંત નથીજ દીનરાતે;
ચલકી ચપલ થઈ ઉગેલ ઇંદુ, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૪૯
ધલ ધલું ગલું થઈ ધણુંક દાઝે, બલબલતું દિલમાં સવાર સાંજે;
સરસ ગુણી ગ્રહી ધણી સનંદુ†, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૫૦
અરરર દુઃખ આ નથી ખમાતું, ધર ગરતાં આધરૂ અતી જણાતું;
સરર સર્વદા છપાવી છંદુ, છલ કરિ ક્યાં છપિ ગયો બુલાખી બંધુ. ૫૧
હરહર હરી તેં હરેલ હીરો, કરકરથી બખશીશ કે ખુશીરો;
શરણુ થઈ સદા પ્રતાપ વંદુ, છલ કરિ ક્યાં ગયો છપિ ગયો બુલાખી બંધુ. ૫૨

પ્રતાપરાય શિવલાલ માંકડ.

---

## परचुरण.

સૂવાવડ—સૂવાવડી સ્ત્રીની બરોબર માવજત ન રાખવાથી ધણા રોગો ઉત્પન્ન થાયછે; અને સૂવાવડમાં થએલા રોગો ધણું કરીને દુ:સાધ્ય હોયછે. સૂવાવડી સ્ત્રીને ફરી રજો દર્શન. એટલે ઋતુપ્રાપ્ત થાય ત્યાં સુધી તે સૂવાવડ સંબંધી ભયથી મુક્ત છે એમ સમજવું નહિ માટે સૂવાવડી સ્ત્રીએ સાધારણ સૂવાવડના જે જે નિયમો પાળવાના છે તે દોઢ માસ સુધી અથવા ફરી ઋતુ પ્રાપ્ત થાય ત્યાં સુધી પાળવા ચૂકવું નહિ.

ગર્ભસ્ત્રાવનો અટકાવ કરવાના ઉપાય:—

૧લે મહિને ગર્ભસ્ત્રાવ થતો હોય તો-જેઠીમધ, સાગનું બીજ, ક્ષીરકાકોલી, અને દેવદારનું ચૂર્ણ (ભૂકો) દૂધ સાથે પાવો.

---

* રફલ. † સર્ટિફિકેટ.

૨જે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—ધમલપાત્રક, કાળાતલ, મજીઠ અને શતાવરીનું ચૂર્ણ દૂધ સાથે પીવું.

૩જે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—કમરો, ક્ષીરકાકોલી, ગંધપ્રિયંગુ અને કાળી ઉપલસરીનું ચુરણ દૂધ સાથે પીવું.

૪થે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—ધમાસો, ઉપલસરી, રાસના, પદ્મા અને જેઠીમધનું ચૂર્ણ દૂધ સાથે પીવું.

૫મે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—બે જાતની રીંગણી, કાશ્મીરી, વડની ટીશીઓ તથા છાલ અને ઘી, દૂધ સાથે પીવાં.

૬ઠે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—પ્રશ્નિપર્ણી, બલા, સરગવો, ગોખરૂ અને ગળો તેનું ચૂર્ણ દૂધ સાથે પીવું.

૭મે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—શૃંગાટક, કમળનું બીસું, ધાખ; કશેરૂ (એક જાતનું ખડ) જેઠીમધ તથા સાકરનું ચૂર્ણ દૂધ સાથે પીવું.

૮મે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—કોઠનું મૂળ, બીલીનું મૂળ, બોરીંગણીનું મૂળ, પટોળનું મૂળ, શેરડીનું મૂળ, અને રીંગણીનું મૂળ, દૂધ સાથે ઉકાળી પીવાં.

૯મે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—સારીવા, ક્ષીરકાકોલી, અને જેઠીમધ દૂધમા ઉકાળી પીવાં.

૧૦મે મહિને ગર્ભસ્રાવ થતો હોય તો—ક્ષીરકાકોલી અથવા જેઠીમધ, સુંઠ, અને દેવદાર, દૂધમાં નાખી ઉકાળીને પીવાં.

## પુસ્તકોની પહોંચ.

નીચે લખ્યાં પુસ્તકો તેમના કર્તા તરફથી અમને ભેટ મળ્યાં છે. ને ઉપકાર સાથે સ્વીકારવામા આવેલ છે.

'શિવગીતાનું ભાષાન્તર'—છપાવનાર મુંબઇના શા॰ ઓધવજી વલ્લભજી અને કંપની કિંમત રૂ. ૧. આ પુસ્તક કર્તા પાસેથી તેમજ અમારી પાસેથી રોકડી કિંમતે મળશે.

'મનોરંજક પ્રતાપકાવ્ય'—કર્તા જામનગરના કવિ પ્રતાપરાય શિવલાલ માંકડ. કિંમત ૨૦-૧-૦

ચંદ્રીતરંખડનું ભાષાન્તર—છપાવી પ્રગટ કર્તા જામનગરના વિશ્વનાથ ગોવિંદજી કિંમત ૩૦-૧૨-૦

ભાષાન્તર કરવાની હાલનિ પદ્ધતિ વિષે અમે ગયા અંકમાં વિવેચન આપ્યુંછે, ને વળી પણ તે સંબંધી પ્રસંગોપાત લખવા ચુકશું નહિં.

# માનવધર્મ.

પુસ્તક ૧ લું. ફાગણ. સંવત ૧૯૪૩. અંક ૫

## જીવની આસક્તિ.

### શાર્દૂલ વિક્રિડિત છંદ.

જેથી થાય અપાર ખેદ તુજને શાંતિ ન લેશે મળે,
ચિંતાથી ચકચૂર આ હૃદયતો જેથી અતિશે બળે;
વિશ્રાંતિ ઘડિ એકની પણ કદી પામી સુખે ના ઠરે,
તોયે તે વિષયો વિષે મન થકી શું જીવ આસક્તરે. ૧
સ્વપ્નાની સમ આ બધું દિલવિષે દેખાય દ્રષ્ટિ થકી,
શાસ્ત્રોથી પણ તેમ સર્વ મનમાં ભાસે હમેશાં નકી;
જેથી દુઃખ ઘડી ઘડી નજરની પાસેજ આવી ફરે,
તોયે તે વિષયો વિષે મન થકી શું જીવ આસક્તરે. ૨
આધિ વ્યાધિ ઉપાધિથી સ્મરણતો જેથી પ્રભુનું જરા,
શાંતિમાં રહિને નહિ બનીશકે આવે તથાપિ જરા;
જેથી જન્મ વિનાશનો ભય ચપે આનંદને જે હરે,
તોયે તે વિષયો વિષે મનથકી શું જીવ આસક્તરે. ૩
આદિમાં સુખરૂપ હોય તદપિ જે દુઃખ અંતે કરે,
જેથી દુર્ગુણ સૌ વધે શુભ ગુણો જેથીજ પાછા ફરે;
જેથી તત્વ ખરૂં જણાય નહિ ને જેથી ન કાર્યો સરે,
તોયે તે વિષયો વિષે મનથકી શું જીવ આસક્તરે. ૪
ધિક્કારે જન જેથી દુર્જન તણા દુર્વાક્ય બાણો પડે,
જેથી અંતરે દુઃખ થાય અતિશે જેઓ હમેશાં નડે;
સાચા માર્ગ વિષે જવા પણ ખરે, તું મૂર્ખ જેથી ઠરે,
તોયે તે વિષયો વિષે મન થકી શું જીવ આસક્તરે. ૫

વારંવાર ભવાબ્ધિમાં ભટકતાં દુઃખી થતાં જે થકી,
કર્મોના ફળ ચાખતાં મનુજને જેથી જુવે તું નકી;
જેથી ગાફલ સૌઝની અવનિમાં સત્કૃત્યનેન્ત સ્મરે,
તું તેના વિષયો વિષે મનથકી શું જીવ આસક્તરે. ૬
જેનો મોહ મહાજનો પણ કદી પૂરો ન મૂકી શકે,
જાણે દુઃખદ તોય ધીરજ કદી જેની ન પાસે ટકે;
જેથી થાય ખુવાર બાર યગના આવી ગળે આખરે;
તોયે તે વિષયો વિષે મન થકી શું જીવ આસક્તરે. ૭
જેમાં ત્યાગિ જનો ઘણા પણ વળી નિત્યે ફસાઈ રહે,
જેની અદ્દભુત જાળથી નહિ જનો મુક્તિ થવાને ચહે;
જાણેછે મનમાં અવશ્ય કદિ એમાંથી નહિ તું તરે,
તોયે તે વિષયો વિષે મન થકી શું જીવ આસક્તરે. ૮

શાસ્ત્રી કેશવલાલ વિ. રેવાશંકર.
જામનગર.

---

## ધર્મ વિચાર.

( સાંધણ પૃષ્ટ ૫૨ થી )

આપણા પ્રાચીન આર્યોની રીતભાત કેવી હતી, તેઓ કેવી રીતે વર્તતા હતા, તે જાણવાથી હાલમાં આપણી અને તેઓની રીતભાતમાં શો તફાવત પડેછે, તથા કેવી રીતે વર્ત્તવું તે વધારે સારૂં છે, તે સઘળું સ્પષ્ટ જણાઇ આવેછે. પ્રાચીન આર્યોની રીતભાતના જ્ઞાન પહેલાં તેઓની મૂળ ઉત્પત્તિ સ્થાનનું જ્ઞાન થવા માટે આ જગોએ થોડું લખવામાં આવે તો તે [1]અપ્રસ્તુત નહિ ગણાય. આર્યજનોનું મૂળ ઉત્પત્તિ સ્થાન કુરૂક્ષેત્રાદિ ભૂપ્રદેશ છે એમ મનુજી પોતાના બીજા અધ્યાયમાં કહેછે જેમકે

कुरुक्षेत्रंचमत्स्याश्चपंचालासूरसेनकाः॥
एषब्रह्मर्षिदेशोऽयंब्रह्मावर्त्तादनन्तरम् ॥ १ ॥

---

૧. વિષય બહાર.

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ॥
स्वंस्वंचरित्रंशिक्षेरन्पृथिव्यांसर्वमानवाः ॥ २ ॥

અર્થ—કુરૂક્ષેત્ર, મત્સ્યદેશ, પાંચાળ દેશ, સુરસેન દેશ, બ્રહ્માવર્તની નજીક બ્રહ્મર્ષિનો દેશ. એટલા દેશમાં ઉત્પન્ન થએલ બ્રાહ્મણ પાસેથી પૃથ્વીમાં રહેલા સર્વ મનુષ્યોએ પોતપોતાના સદાચાર શીખવા. વળી કુરૂક્ષેત્રાદિ ભૂપ્રદેશની પ્રશંસા વેદમાં પણ છે. શતપથ બ્રાહ્મણના પ્રવર્ગ્ય કાંડમાં કહ્યુંછે કેઃ—तेषांकुरुक्षेत्रंदेवयजनमास ॥ તેઓમાં કુરૂક્ષેત્ર દેવોના યજન કરવા લાયક થયું. આ વાક્યો તથા બીજાં કેટલાંએક વેદ વાક્યોથી જણાયછે કે ગંગા તથા યમુના નદી વચ્ચેના ભૂપ્રદેશો આર્ય લોકોનાં નિવાસ સ્થાન છે. આ ઠેકાણે કેટલાએક એમ કહેછે કે આર્યોનું હિંદુ એવું નામ છે, તે ઉપરથી તેઓ કોઇ બીજા દેશના મૂળ રહેનારા હોવા જોઇએ. આ વાતની પુષ્ટીમાં નીચે પ્રમાણે વાત ચાલેછે.

આગળ કોઇ વખતે મોટો જલ પ્રલય થયો, તેમાં સઘળાં મનુષ્યો ડુબી મુવાં. પણ કાકેસસ નામના પર્વત ઉપર કોઈ એક સખસ જીવતો રહ્યો. કાળે કરી વૃદ્ધિને પામેલ તે પુરૂષની સંતાનરૂપ લતાનો એક તંતુ યૂરોપમાં જઇ વસ્યો, અને બીજો તંતુ પારસી[1] દેશમાં જઈ રહ્યો. ત્યાંથી કેટલેક કાળે વૃદ્ધિ પામેલ તે બીજો વંશ સિંધ નદના બન્ને કાંઠાપર આવી રહ્યો. તેના વંશના લોકોને બીજા લોકો તે દેશના નામ પ્રમાણે હિંદુ એવા નામથી બોલાવવા લાગ્યા. તે આ ભરતખંડમાં વસનારા આર્ય લોકોછે; પણ તેઓનું મૂળ ઉત્પત્તિ સ્થાન ભરતખંડ નથી. આ કલ્પના બધી રીતે મળતી આવતી હોય એમ જણાતું નથી કારણકે એ મહાજલ પ્રલય સઘળે ઠેકાણે થયો અને તેમાં તે એકજ પુરૂષ બચ્યો એ સંભવતુ નથી. અને તે પુરૂષે જેનો આશ્રય કરી પોતાના પ્રાણ બચાવ્યા તે એકજ પર્વત પ્રલયના સપાટામાં ન આવ્યો એમ કહેવું તે કેવળ અશ્રદ્ધા ઉત્પન્ન કરનારૂંછે પણ હિંદુ નામ આર્ય લોકોનું કેમ પડયું તેનો વિચાર કરતાં એમ જણાય છે કે પોતાનો દેશ છોડી ભરતખંડમાં આવી રહેલા અનાર્ય લોકોનો પ્રથમ પરિચય સિંધુ દેશમાં રહેનારા આર્ય લોકો સાથે થયો. તેથી તે દેશના

---

[1] ઇરાન.

નામથી આર્યોનું અનાર્ય લોકોએ હિંદુ નામ કર્યું. હવે મહાજલ પ્રલયની વાત કેટલેક દરજ્જે મળતી આવેછે. કારણ કે શતપથ બ્રાહ્મણમાં તથા ભારત રામાયણાદિ ગ્રંથોમાં મત્સ્યાવતારની કથા જોવામાં આવે છે. તેમાં લખેલું છેકે તેપ્રલયના વખતમાં ભગવાને મત્સ્યાવતાર ધારણ કરી પોતાના એક શિંગડાંથી એક વહાણને પ્રલય પયોધિના[1] પ્રચંડ[2] તરંગ[3] તાંડવ-માંથી[4] બચાવ્યું. તે વહાણમાં મનુ પોતાના પરિવાર સહિત બેઠા હતા. પછી પ્રલય કાળ શાંત થયો ત્યારે પરમેશ્વરની કૃપાથી પ્રાપ્ત થએલછે સકળ સમૃદ્ધિ જેને એવા મનુ પુત્ર પૌત્રાદિ વંશ પરંપરાથી બધા મનુષ્યોનો મૂળ પુરૂષ થયો; અને તે ઉપરથી બધા દ્વિજાતિ જનનાં મનુજ, મનુષ્ય, માનવ વગેરે નામથી સનાતન લોક વ્યવહાર ચાલતો થયો.

હવે કેટલાએકનું એવું કહેવું છે કે હિમાલય ગિરિનો ઉત્તર ભૂપ્રદેશ એજ આર્યોનું મૂળ ઉત્પત્તિસ્થાન છે કારણ કે ત્યાં તિબેટ એવા નામનો દેશ છે અને તિબેટ એ ત્રિવિષ્ટપ શબ્દનો અપભ્રંશ છે. અને ત્રિવિષ્ટપ એ સ્વર્ગનો પર્યાય[5] શબ્દ છે. તેથી એમ સિદ્ધ થાયછે કે એ દેશ આર્યોનું ઉત્પત્તિસ્થાન છે. જો કે તિબેટ એ ત્રિવિષ્ટપ શબ્દનો અપભ્રંશ છે તોપણ પૃથ્વી ઉપર આવેલ તે દેશ સ્વર્ગ છે એમ આર્યોનું માનવું નથી. કારણ કે ભૂલોક અને અંતરિક્ષ લોકથી સ્વર્ગ લોક જુદોજ છે એમ આર્ય લોકો માનેછે. કારણ કે શ્રુતી સ્મૃત્યાદિ બધા પ્રાચીન ગ્રંથોમાં તથા કોશ કાવ્યાદિ અર્વાચિન ગ્રંથમાં સ્પષ્ટ બતાવેલ છે કે હિમાલયના ઉત્તરદેશ એ આર્યનોજ દેશ છે, અને અનાર્યના નથી એમ આર્ય લોકોનું માનવું છે, કેમકે ત્યાં આર્ય લોકોનાં પવિત્ર ધર્મક્ષેત્ર છે, અને તેથીજ મહાભારતાદિક ગ્રંથોમાં શ્વેતગિરિ કૈલાસ, માનસરોવર વિગેરે ઉત્તરકુરૂ નામના દેશો તીર્થયાત્રાના પ્રસ્તાવમાં[6] દેવતાના આક્રીડન[7] સ્થાન છે, એમ લખ્યું છે. આ ઉપરથી એ પવિત્ર સ્થળો એજ સ્વર્ગ છે, અને એથી જુદું દેવતાઓનું સ્થાન સ્વર્ગ નથી, એ પ્રમાણે શ્રુતિ સિદ્ધાંતી છે એમ કહી શકાતું નથી. અને એનેજ સ્વર્ગ કહીએ તો આ શ્રુતિ સાથે વિરોધ આવેછે. જેમકે:—

---

૧ સમુદ્ર. ૨ ભયંકર. ૩ મોજાં. ૪ ઉછાળા. ૫ બીજો શબ્દ. ૬ વર્ણન. ૭ રમવાનું.

प्रजापतिरकामयतप्रजायेयभूयान्स्यामितिसंतपोतप्यततप्त्वेमान्‌लोकानसृजतपृथिवींमंतरिक्षांदिवं ॥ આ શ્રુતિનો ભાવાર્થ એવોછે કે પ્રજાપતિ, પૃથિવી, અંતરિક્ષ અને સ્વર્ગને સરજતો હવો. આ ઠેકાણે પૃથિવી શબ્દથી સ્વર્ગને જુદું પાડેલ છે, તેથી પૃથ્વી ઉપર આવેલ તે તિબેટને સ્વર્ગ કહી શકાય નહિ. જો કે આર્યોની ઉત્પત્તિસ્થાન તે દેશછે એમ માનવાનાં બીજાં કેટલાંએક કારણો મળી આવેછે.

હવે ભરતખંડમાં આવેલા દેશોનાં નામ બ્રહ્માવર્ત્ત, આર્યાવર્ત્ત, બ્રહ્મર્ષિદેશ વગેરે છે. તેમાં બ્રહ્માવર્ત્ત શબ્દની વ્યુત્પત્તિ કરતાં તેનો અર્થ એમ નિકળે છે કે બ્રાહ્મણો જેમાં ઉત્પન્ન થયા તે બ્રહ્માવર્ત્ત. તેમજ આર્ય લોકો જેમાં ઉત્પન્ન થયા તે આર્યાવર્ત્ત; અને બ્રહ્મર્ષિના દેશ તે બ્રહ્મર્ષિદેશ. આ ઉપરથી તેમજ બીજાં કેટલાંએક કારણો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભરતખંડ એજ આર્ય લોકોનું મૂળ ઉત્પત્તિસ્થાન છે. અપૂર્ણ.

---

## હાલનો સુધારો.

( સાંધણ પૃષ્ટ ૫૪ થી )

પુનર્વિવાહ સંબંધી હાલમાં ઠામ ઠામ ચરચા થઈ રહી છે, અને ઘણો ભાગ પુનર્વિવાહ કરવો એમ કહેવાને તત્પર દેખાય છે. પરંતુ જે નાતોમાં આ રીવાજ નથી તે નાતવાળા પુનર્લગ્નની પક્ષમાં બોલનારા છતાં દૈવ જોગથી તેમનેજ એવો પ્રસંગ આવે તો બોલે છે તે પ્રમાણે કરી બતાવે કે નહિ, તેનો તો આપણને અનુભવ થયો છે. ઘણા સુધારાના આગેવાનો પણ એવે વખતે બહાનાં બતાવી લોકાપવાદને લીધે આખાડા કરી જતાં આપણે આપણી હયાતીમાં જોયા છે, તોપછી બીજા લેભાગુ બોલીને પાળે નહિ તેમાં શું નવાઇ! ઘણો ભાગ બોલેછે તે પ્રમાણે વરતી શકતો નથી, કેમકે નાત જાતની અડચણ નડે છે, અથવા ઘણો ભાગનો પોતાને સુધરેલા કહેવરાવવાના ઢોંગીજ માત્ર બોલેછે, પણ બહાર પડવાને અંતરમાં રાજી હોતા નથી, બલકેજ પુનર્લગ્નની તરફેણમાં બોલનારા થોડા છે, તો તે પ્રમાણે વરતનારાની સંખ્યા તો ગણીગાંઠીજ હોવી જોઇયે. તેથી પુનર્લગ્નનો જબરો પોકાર ઉઠી નીકળ્યો છતાં પણ વિરૂદ્ધ મતનું સાજનું નીચુ ને ની-

સુંજ રહેલું છે. એ્લવા પ્રમાણે અમલનો મુઠીભર લોકોથીજ પગેલો છે, પુનર્લગ્નની રીતે આર્ય લોકોની નીતિ રીતિને હજી એવી છે કે નહિ તેનો વિચાર કરતાં કેટલાક સુધરેલા વિચારના લોકો પણ વિચારમાં પડ્યા છે, ને તેનો અમલ કરતાં આંચકો ખાય છે, તેથી પુનર્લગ્નનો વિષય લાંબો કાળ થયાં ચરચામાં ને ચરચામાંજ રહ્યોછે. પણ કાંઈ પરિણામ આવ્યું નથી, ને આવવાનો હજુ તો કાંઈ સંભવ લાગતો નથી.

. એક તરફથી એમ કહેવામાં આવે છે કે પુનર્લગ્ન ન થવાથી વિધવાઓ વધી પડી છે, ને વ્યભિચારની વૃદ્ધિ થઇ છે. બીજી તરફથી એવી દલીલ થાયછે કે વિધવાઓ વધી પડી છે, ને વ્યભિચારની વૃદ્ધિ થઈ છે એ વાત તકરારની ખાતર કબુલ રાખીએ તોપણ તેમ થવાનું કારણ પુનર્લગ્નનો અભાવ એજછે એમ નથી પણ બાળ લગ્નને લીધે તે કડવા પરિણામો આવ્યા છે એટલુંજ નહિ પણ સ્ત્રીઓના સમાન હકની હિમાયતી થવાથી ચંચળ મનની સ્ત્રીઓને અઘટિત છૂટ મળે છે એ પણ અનર્થનું એક બીજુ કારણ છે. આ બીજી દલીલ ( બાળલગ્ન અને સ્ત્રી છૂટક ) અમને વધારે વજનદાર લાગેછે; અને તેથી જે વાતનો અટકાવ થવો જોઇએ તે ન થતાં બીજી વાતને વળગી રહેવાથી એકે વાત પાર પડતી નથી, અને માથું દુઃખતાં પેટ કૂટવા જેવું થાય છે.

આર્ય ધર્મશાસ્ત્રોમાં લગ્નને પવિત્ર ધર્મની ક્રિયા માની છે તે લગ્ન એકજ અને અખંડિત હોવું જોઇએ. જ્યારે લગ્નને ધર્મની ક્રિયા માનીછે, ત્યારે, ધર્મનાં જેટલાં વ્રત એટલાં બધાં હમેશાં દુઃખ ઉત્પન્ન કરનારાં છે, એટલે તે દુઃખ વડેજ થઇ શકેછે; તેથી લગ્નને એકજ વખત ઠરાવતાં દૈવેચ્છાથી વૈધવ્યપણું પ્રાપ્ત થાય તો આર્ય નીતિ રીતિને અનુસરીને દુઃખના દિવસ ગુજારે છૂટકો; કેમકે દેખીતું દુઃખ લાગેછે પણ અંતે તેજ નીતિ પરલોકમાં સુખ મેળવી આપનારી છે. વૈધવ્યપણાનું દુઃખ વિચારતાં કેટલીક વખત ત્રાસ છૂટેછે, તે દૂર કરવા પુનર્લગ્નની આવશ્યકતા જણાય, તે કરતાં દુઃખકારક પણ સખી નીતિ પાળવાની અધિક આવશ્યકતા છે, ને તેથી અધિક ફળની આશા છે. વળી પવિત્ર પ્રેમથી બંધાએલું જોડું ખંડિત થએથી પણ પછવાડે રહેલ સ્ત્રી અથવા પુરૂષની બીજી વૃત્તિ થતી નથી; અને જો થાય તો તે લગ્ન બંધાવામાંજ ખામી છે, જે જ્ઞાતિ-

માં પુનર્લગ્નનો ચાલ છે, તેમાં પણ પૂર્ણ પ્રેમથી બંધાએલાં જોડાંમાંનું કોઈ ખંડિત થાય તો સ્વાભાવિક રીતેજ બીજાપર સ્નેહનું આકર્ષણ થતું નથી; એટલુંજ નહિ પણ ઉલટી અદેખાઇ આવી પોતાનાં શુદ્ધ શરીરને અભડાવ્યા બરાબર સમજી આંચકો ખાયછે. જ્યારે પ્રેમનું આવું કારણ છે, ત્યારે પ્રેમ પાકો બંધાવાને વાસ્તે જોડાં પ્રથમથીજ દીર્ઘ વિચારથી ભવિષ્યમાં દંપતી ધર્મમાં જોડાવાનાં સ્ત્રી પુરૂષના ઉભયના પરસ્પરના ગુણનું જ્ઞાન થયા પછી પસંદગી કરીને પણ વડિલોની સંમતિ વિના ન બંધાવું જોઇએ. જો બાળલગ્ન દૂર થઇ આ પ્રમાણે જોડાં પ્યારથી બંધાય તો જે ફરીયાદો થાયછે તે ફરીયાદોનુ કારણ રહે નહિ. પુનર્વિવાહને કોઇ એકાદ સ્મૃતિકારના લખવા પ્રમાણે શાસ્ત્રસંમત ગણીએ તોપણ તેથી લાભ કેટલો છે ને હાની કેટલી છે તે બન્ને બાબતોને ત્રાજવે ચડાવી તોલ કરવો જોઈએ. પુનર્લગ્નના અભાવથી સુધારાવાળાઓ જે હાનીઓ બતાવે છે, અને પુનર્લગ્ન થવાથી જે હાનીઓ દૂર થવાની તેઓ આશા રાખેછે તે આશા પૂર્ણરીતે ફળીભૂત થાય એમ અમારૂં માનવું નથી. બાળલગ્નનો અટકાવ થવાથી સઘળી અડચણો દૂર થઈ શકે એમછે, માટે પ્રથમ આખા મંડળે મળીને અગર નાતે નાતમાં બાળલગ્નનો અટકાવ થવો જોઈએ. જ્યાંસુધી બાળલગ્નનો અટકાવ ન થાય ત્યાંસુધી વિધવાઓની વૃદ્ધિ, પ્રજા નબળી, અને વ્યભિચારની વૃદ્ધિ એ બધા અનર્થો આપણી નજરે વૃદ્ધિ પામતા દેખાશે. જ્યાંસુધી બાળલગ્નનો અટકાવ ન થાય ત્યાંસુધી વિધવાઓને પુનર્લગ્નનો અટકાવ કરવો એ પણ ન્યાયની રીતથી ઉલટું લાગેછે ખરૂં, પણ અમારૂં માનવું છે કે પુનર્લગ્નનો નવો રીવાજ ચાલતો કરવામાં જેટલી મુશ્કેલી છે તે કરતાં બાળલગ્નનો ચાલ બંધ કરવામાં ઓછી મુશ્કેલી છે, તેમજ પુનર્લગ્નની રીતથી જે અનર્થો દૂર થઇ શકેછે તે કરતાં બાળલગ્નની બંધી થવાથી વધારે અનર્થોનો અટકાવ થાયછે. પરન્તુ તે સુખ ખાતેજ માટે પુનર્લગ્ન થવું જોઇએ એમ બોધ કરશું તો એક ધણી પસંદ નહિ પડે તો બીજો કરવાની વૃત્તિ થશે, અને ધણીની હયાતીમાં તો તેમ થઈ શકે નહિ માટે ધણીને દૂર થતો જોવાને પણ કેટલીક કુલટા સ્ત્રીઓ ઇચ્છશે અને મલિન પ્રયત્નો આદરશે એ જોતાં પણ પુનર્વિવાહની રીત ન્યાયની રીતે ઉપર ઉપરથી સારી લાગેછે તોપણ તેમાં પણ કેટલાક અનર્થો સમાએલા છે તે સૂક્ષ્મ વિચારતાં જણાશે. અપૂર્ણ.

## ન્યાય.

( સાંધણુ પૃષ્ઠ ૫૮ થી )

હવે મારે શરીર સંરક્ષણ સંબંધીના હકો, જવાબદારી, તથા શિક્ષાઓ તરફ લક્ષ ખેંચવું જોઇએ. આને માટે દરેક સખ્સનો ખાનગી હક, ખાનગી જવાબદારી તથા ખાનગી શિક્ષા—મંડળનો હક, જવાબદારી તથા શિક્ષા; એટલે કે દીવાની અને ફોજદારી એ જુદા જુદા ભાગ આગળ જણાવ્યા પ્રમાણે પાડી તેમાંથી દીવાની હકો, જવાબદારી તથા શિક્ષા બાબત શરૂ કરૂં છું.

દરેક સખ્સના હકો, જવાબદારી અને શિક્ષા, એકલોહી લગ્ન અને કરાર ઉપરથી ઉત્પન્ન થાયછે. એક લોહીમાં મુખ્ય વારસો છે. વારસાની બાબતમાં આપણા હિંદુ શાસ્ત્રમાં કાયદા બાંધનારાઓએ ઘણાજ વિસ્તારથી દરેક હક, ફરજ અને શિક્ષાનું વર્ણન કરેલું છે. આ વિષે આગળ જણાવતાં પહેલાં મારે એક વાત જણાવવી જરૂરની છે. દરેક માણસને સાધારણ રીતે સવાલ ઉઠશે કે હિંદુશાસ્ત્ર, મુસલમાની સરેહ, વગેરેના નિયમો સર્વોપરી સત્તા તરફથી બહાર પડેલા નથી; માટે તે કાયદો ન કહેવાય. સર્વોપરી સત્તાએ આ વાત જુદા જુદા લોકમાં જુદી જુદી રીત, રૂઢી અને રીવાજને લીધે નિર્ણય કરવાને અશક્ત હોવાથી મારા આગળ જણાવવા પ્રમાણે કાયદો બાંધવાના સિદ્ધાંતને અનુસરીને નિર્ણય કરવાનો અખત્યાર કાયદો અમલમાં લાવનારી સર્વોપરી સત્તાને સ્વાધીન કરેલો છે, એટલે સર્વેથી ઉંચા દરજાની કોર્ટ આ વાતનો નિર્ણય કરેછે. જ્યારે આવી રીતે અખત્યાર આપવાથી સદરહુ સર્વથી ઉંચા દરજાની કોર્ટના ફેંસલાઓ ઉપરથી અમુક નિયમો નીકળી શકે. આ નિયમ ખરી રીતે જોતાં સર્વોપરી સત્તામાંથીજ નીકળે છે પણ જુદા જુદા ફેંસલાપરથી આવી રીતના નિયમ કાઢવા એ કામ ઘણુંજ વિદ્વતાનું તેમજ મુસ્કેલ છે. અને આવી રીતના નિયમોના કાયદાનો તેટલા માટે જુદોજ ભાગ પાડ્યો છે, તેનું નામ જડજનો બનાવેલ કાયદો એવું રાખ્યું છે. બીજી રીતનો વિચાર કરતાં તે કાયદો કાયદા બાંધનારી સત્તા તરફથી બહાર પડતા કાયદાના જેટલોજ બળવાન છે, અને તેને આધીન સર્વે માણસોને રહેવાના ફરજ છે.

હવે જડજ તરફથી બહાર પડતા કાયદા વિષે બીજે પ્રસંગે જણાવવું મુલતવી રાખી ચાલતા સંબંધનો વિચાર કરીએ.

ઉપર જણાવેલ કારણોથી હિંદુશાસ્ત્રની બાબતમાં વારસા સંબંધી થએલા ઉંચામાં ઉંચી કોર્ટના ફેંસલાપરથી નીકળતા નિયમો કાયદો છે. હિંદુશાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ, પ્રજા ઉત્પત્તિ તથા સંપ આ બે છે. હિંદુ શાસ્ત્રનેતાના મત પ્રમાણે દરેક કુટુંબે સંયુક્ત રહેવું જોઈએ, અને એક બીજાને મદદ કરવી જોઈએ. વારસાના હકો વગેરે શરીરપરથી મિલકતપર જાયછે. પણ મિલકતની બાબત આપણે થોડો વખત મુલતવી રાખવાની છે. વારસાથી ઉત્પન્ન થતા શરીર સંબંધીના હકોમાં મુખ્ય હક ગુજરાન વગેરે છે. કુટુંબના મેનેજરને (વ્યવસ્થાપક) પોતાના કુટુંબીઓનું ગુજરાન ચલાવવાની ખાસ ફરજ છે. જો આ ફરજનો ભંગ કરેતો શિક્ષા થાય. આ વિષે ફકત દાખલા તરીકેજ આ જગાએ સૂચવવું યોગ્ય ધારી લગ્ન સંબંધનો વિચાર કરીએ. આ સંબંધનો ખરેખરી રીતે કરારપર આધાર રાખેલો છે, કારણ કે કરાર વગર લગ્ન થાય નહિ. લગ્ન સંબંધથી શરીર સંબંધીના ઘણા હકો, જવાબદારી તથા શિક્ષા ઉત્પન્ન થાયછે. ત્રીજો કરાર આ ઉપરથી પણ ઘણા હકો વગેરે ઉત્પન્ન થાયછે. કરાર એ શબ્દનું વિવેચન આગળ ઉપર કરવામાં આવશે.

શરીર સંબંધીના ખાનગી અગર દીવાની હકો, જવાબદારી અને શિક્ષા વિષે ઉપર જણાવ્યા પ્રમાણે ઘણુંજ ટુંકામાં બતાવી એજ વાત સંબંધી સાર્વજનિક અગર મંડળીનો કે ફોજદારી હક, ફરજો તથા શિક્ષા વિષે શરૂ કરૂંછું.

આગળ જણાવવા પ્રમાણે શરીર સંરક્ષણ એ કુદરતનો મૂળ હેતુછે. આ સંબંધી અપકૃત્યમાં પ્રથમ સાપરાધ બળ છે. હાલના ચાલતા પેનલ કોડમાં સાપરાધ બળ આ શબ્દની વ્યાખ્યા ઘણીજ સારી આપી છે એટલે આ જગોએ લખવા દુરસ્ત ધારતો નથી. સાપરાધ બળપરથી હુમલાનું અપકૃત્ય થાય. અને આ બે ગુન્હાઓ ઉપરથી શરીર સંબંધીના કાયદામાં વર્ણવેલા તમામ ગુન્હા બનેછે. તે ગુન્હાઓનું જુદું જુદું વર્ણન આ જગોએ કરતો નથી. કારણ આ બાબત હાલના ચાલતા કાયદાઓમાં ઘણીજ બારીકીથી આપેલી છે.

આગળ મેં ન્યાય અગર કાયદાની જુદી જુદી શાખાઓ બતાવી છે, તેમાંની દરેકનું વિવેચન કરી તે હાલના ચાલતા ધોરણને અનુસરે છે કે નહિ એ બતાવવું તે પરીણામે મારો હેતુ છે. જેથી તેમાંથી સર્વોપરી સત્તા તરફથી સ્થપાએલ કાયદા વિષે હું લખું છું.

પાછળ જણાવ્યા પ્રમાણે આખી મંડળીને સુખ થાય એવાં કૃત્યો કરવાનો દરેક માણસને હક આપવો. અને આખી મંડળીને દુઃખ થાય એવાં કૃત્યો કરનાર ઉપર જવાબદારી નાંખવી. આ સિદ્ધાંતને અનુસરી કાયદાનું બંધારણ હોવું જોઈએ. આ સિદ્ધાંતમાં વાપરેલા દુઃખ અને સુખ શબ્દોનો મેં ચાલતી ભાષાથી જરા વિસ્તારવાળો અર્થ લીધેલો છે તે એકે સુખ શબ્દની અંદર માણસને પોતાના શરીર, મિલકત અને આબરૂ જે વિષે વિવેચન કરવું એ દરેક કૃત્ય આપકૃત્યનું કામ છે, તેના સંરક્ષણનો સમાવેશ થાયછે; અને જ્યારે આ ત્રણેનું સંરક્ષણ હોય એટલે બીજી રીતે જ્યારે માણસનું શરીર અને મન સુખમાં હોય ત્યારે તે સુખ કહેવાય. બીજી તરફથી જ્યારે શરીર, મિલકત અને આબરૂ આપત્તિમાં હોય ત્યારે તે દુઃખ કહેવાય. યાદ રાખવું જોઈએ કે આમાંથી સુખ દુઃખ શબ્દોની વ્યાખ્યામાંથી ઈશ્વરી અગર કુદરતી સુખ દુઃખનો ભાગ બંધ કરવો જોઇએ; કારણ કે કુદરતી કાયદાની સાથે સંબંધ રાખે છે. મિલકત અગર વસ્તુના બે પ્રકાર છે. સાકાર અને નિરાકાર. સાકાર વસ્તુઓ કે જે આપણી આંખે જોઈ શકાય તે. અને નિરાકાર એટલે જેનું જ્ઞાન આંખથી નહિ પણ ફકત સ્પર્શેન્દ્રિયથીજ થાય તે. દરેક હક કોઇ પણ સખ્સની અંદર સમાએલ હોય છે અને તે કોઈ બીજા સખ્સ અગર વસ્તુની ઉપર અસર કરેછે. ન્યાય કરતાઓએ આ બીજા સખ્સનો સમાવેશ પણ વસ્તુ અગર મિલકત શબ્દની અંદર કરેલો છે જે સખ્સની અંદર હક સમાએલા હોય તે સખ્સને વ્યાકરણની ભાષામાં બોલીએ તો તેનો 'કર્તા' કહેવાય. અને જે વસ્તુ અગર મિલકતને અસર કરે તેને તેનું 'કર્મ' કહેવાય. જે હક બીજા સખ્સને જાણે કે તે વસ્તુ હોય તેવી રીતે અસર કરે તેના દાખલામાં આગળના વખતમાં ગુલામગીરીનો ચાલ હતો ત્યારે ગુલામપરનો હક મુખ્ય ગણાતો. પણ ગુલામગીરીનો નિયમ ઉપર જણાવેલ ઈશ્વરી અગર કુદરતી સિદ્ધાંતથી વિરૂદ્ધ હોવાથી હાલ સરકારે બંધ

કરેલો છે. માબાપના પોતાના છોકરા પ્રતિ વાલીપણાના હક, પુરૂષનો પોતાની સ્ત્રીપ્રતિ તેના ધણીપણાનો હક વગેરે બીજા ઘણા હકો આવી રીતના હોયછે. ત્યારે આવા હકોને ટુંકામાં માણસના શરીરને અસર કરતા હકો એવું નામ આપી શકાય. અને વસ્તુ અગર મિલ્કત સંબંધીના હકો મિલ્કતને અસર કરનારા હકો એમ કહેવાય. આ પ્રમાણે હકના બે ભાગ થયા. આ બન્ને ભાગના હકો પહેલા દરજ્જાના હકો કહેવાય. કારણ તે એક લોહીના સગપણથી લગ્ન સંબંધીથી અગર કરારથી ઉત્પન્ન થાય છે. હવે આ હકો જે સખ્સના શરીરને અગર મિલ્કતને અસર કરે તે સખ્સની જવાબદારી ઉત્પન્ન થાયછે. આ ઉપરથી જ્યારે એક સખ્સની અંદર હક હોય ત્યારે બીજા સખ્સની અંદર જવાબદારી હોય. ઘણા હકો એવા હોય છે કે કોઈ પણ જવાબદારીને તરત અસર કરતા નથી. જેમકે દરેક માણસને પોતાના શરીર, મિલ્કત અને આબરૂના સંરક્ષણનો હક છે. પણ આ હકની જવાબદારી અમુક સખ્સમાં સમાએલ નથી. જ્યારે શરીર, મિલ્કત અગર આબરૂના સંરક્ષણના હકનો કોઈ તરફથી ભંગ કરવામાં આવે ત્યારેજ સદરહુ ભંગ કરનાર સખ્સમાં જવાબદારી ઉત્પન્ન થાય છે. આવા હકો બીજા દરજાના હકો કહેવાય છે. કારણ કે તે હકો ખરી રીતે જવાબદારીમાંથી ઉત્પન્ન થાયછે. એટલે આ બીજા દરજાના હકોમાંથી જવાબદારી ઉત્પન્ન થતી નથી પણ તે હકો જવાબદારીમાંથી થાય છે. બીજી રીતે બોલીએ તો જેને મેં પહેલા દરજાના અને બીજા દરજાના હકો એવું નામ આપેલું છે તે સ્વતંત્ર રીતે ઉત્પન્ન થએલા હકો અને જવાબદારીમાંથી ઉત્પન્ન થએલા હકો કહેવાય. સ્વતંત્ર રીતે ઉત્પન્ન થએલા હકો એક લોહીના સગપણથી, લગ્ન સંબંધથી અને કરારથી ઉત્પન્ન થાયછે, અને જવાબદારીમાંથી ઉત્પન્ન થતા હકો એક લોહીના સગપણ, લગ્ન સંબંધ અને કરારથી ઉત્પન્ન થતી જવાબદારી તે જવાબદારીનો ભંગ થવાથી ઉત્પન્ન થાયછે. આમાંના પહેલા દરજાના હકો હમેશાં દીવાની અગર ખાનગી હોયછે, અને બીજા દરજાના હકો દીવાની તેમજ સાર્વજનિક હોઇ શકે. જ્યારે આ બીજા દરજાના હકો દીવાની હોય ત્યારે તેના બે ભાગ થઇ શકે. પહેલા ભાગમાં હાલના ચાલતા કરાર આકટમાં કરાર તોડવાથી થતા પરિણામના નિયમો વિષેનો ભાગ આવી જાયછે. તેમાં આવી રીતના હકો તેમ-

જ તે ઉપરથી. પાછી ઉત્પન્ન થતી જવાબદારીનું સારી રીતે વર્ણન કરેલ છે. બીજા ભાગમાં ટાર્ટ શાસ્ત્ર અગરઅપકૃત્ય શાસ્ત્રનાં તમામ નિયમો આવી જાય છે. આ બંને વિષે આગળ લખવામાં આવશે.

અપૂર્ણ.

---

## દેશી વૈદ્ય.

હાલમાં મનુષ્ય જાતનું જીવિત ઘણું ટુંકું થયું હોય એમ અનુભવથી કાળનો મુકાબલો કરતાં સ્પષ્ટ જણાઈ આવેછે. કેટલું ટુંકું થયું છે તેનો અડસટો પણ નીકળી ચુક્યો છે. તળ નવા નગરનું મૃત્યુપત્રક તપાસતાં માણસની સરાસરી આવરદા ૨૨ વર્ષ, ૪ માસ, ૧૨ દિવસ, ૧૧ કલાક, ૩૨ મિનીટ અને ૧૫.૬ સેકંડ આવી રહી છે, તે જોઇ ખરેખર ઘણો ખેદ ઉત્પન્ન થયા વિના રહે નહિ. આ સરાસરી આવરદા ઉપરથી આખા હિંદુસ્તાનના વાસીઓની સરાસરી આવરદાનો આંકડો ૨૫ કરતાં વધારે ચડે નહિ એમ અમારૂં માનવું છે.

આ પ્રમાણે ટુંકી આવરદા થવાનાં કેટલાંક વ્યવહારિક અને સંસારિક બંધનોને લગતાં કારણો છે, તે સિવાય આ દશકાનાં ઢોંગસેઢગ વૈદો પણ, લોકોની આવરદાને આડખીલીરૂપ થતા અમારી નજરે જોવામાં આવે છે લોકો શરીર સંરક્ષણના નિયમોથી ઘણીરીતે અજ્ઞાન હોયછે, તેની સાથે હાલમાં બીજા ધંધાની પેઠે અમારા વૈદકના ધંધામાં પણ ઘણા પ્રકારનો ગડબડાટ દાખલ થયો છે, જેથી લોકો ખરીવાત સમજવાને અશક્ત થયા છે, અને ઘણા લોકો ઊંટવૈદાંની ઠગાઈ ના ભોગ થઇ પડેછે. અંગ્રેજી વૈદામાં સરકાર પસંદ કરીને (ડાક્ટરોને) નીમેછે તેથી તેમાં બિગાડ થવાનો થોડો સંભવછે, પણ દેશી વૈદોનું કાંઇ પ્રમાણ રહ્યું નથી, અને કેટલાક વૈદ નહિ છતાં વૈદનું નામ ધરીબેસે છે, અને થોડાં ઓસડીઆં મેળવી દવા બનાવી પ્રસિદ્ધ કરેછે, અને પોતાની દવાનાં ગીતડ ગાવા મંડી જાય છે. પોતાની દવા ઘણી સારી છે, એવો લોકોમાં વિશ્વાસ બેસાડવા માટે અનેક યુક્તિ પ્રયુક્તિ કરી મલિન પ્રયત્નો વડે સર્ટિફિકેટો મેળવી બહાર પાડેછે. કેટલાક વગસગથી મોટાં માણસોનાં સર્ટિફિકેટ મેળવેછે, અને કેટલાક ખુશામતથી

ખુશી કરી સર્ટિફિકેટ મેળવેછે, અને ખુશામતથી ખુશી થનારા મોટા માણસો પણ પોતાની મોટાઈને ભૂલી જઈ લોકોને ઠગવાનું સર્ટિફિકેટરૂપી સાધન આપવામાં આંચકો ખાતા નથી. આમ થવાથી એવું બનેછે કે કેટલાક સારા વૈદો ઢંકાઈ જાયછે અને નામના વૈદો એક વખત કદિ ફાવી જાયછે, પણ અંતે અવિશ્વાસ બેસતાં સારા વૈદોપણ તેમની સાથે અવિશ્વાસના ભોગ થઈ પડેછે. દેશી વૈદોની પરીક્ષા લઈ લાયકી પ્રમાણે વૈદાંનો ધંધો કરવાની છૂટ આપવામાં આવે તો આ બધો ગોટાળો દૂર થાય. આ વાત લોકોના આગેવાન માણસોએ ધ્યાનમાં લેવી જોઈએ અને છેવટ સરકાર દરમીઆન બંદોબસ્ત થવો જોઈએ. આવો કાંઇ બંદોબસ્ત ન થાય ત્યાંસુધી લોકો વૈદોની ઠગાઇમાંથી મુક્ત થઇ શકે એમ નથી. રીતસર દેશી વૈદાંનો અભ્યાસ કર્યા વગર તથા અનુભવ મેળવ્યા વિના વૈદ બની બેસવાથી લોકોને હવે દેશી વૈદાં ઉપર વિશ્વાસ કમ થતો જાયછે, તે જોઈ અમને ખેદ થાયછે; કેમકે દેશી લોકોને માટે દેશી વૈદુંજ વધારે અનુકુળ છે, અને ઘણી વખતે અંગ્રેજી ડાક્ટરોથી જે કામ નથી થઇ શકતું તે દેશી વૈદો કરેછે, તે દેશી વૈદાંની આવી સ્થિતિ થાયછે. સરકારે મોટાં મોટાં શેહેરોમાં અંગ્રેજી વૈદાંની દવાશાળાઓ (ડિસપેન્સરી) ઉઘાડી છે, ને લોકોને મફત ઓસડ આપવામાં આવેછે પણ ત્યાં ડાક્ટરો તરફથી તથા તેમના તાબાનાં માણસો તરફથી દેશી લોકોના કેવા ભાવ પૂછાયછે, તેનો અમને અનુભવ થયોછે, અને જે લોકો ડિસપેન્સરીને બારણે ચડયા હશે તેમને ઘણો અનુભવ થયો હશે. અલબત બધા ડાક્ટરો એવા બેદરકાર હોતા નથી પણ ઘણે ભાગે જ્યાં અમલદારોની અને મોટા લોકોની જેટલી સંભાળ લેવાય છે તેટલી બીજા લોકોની સંભાળ લેવાતી નથી; અને દેશી વૈદો પૈસા લઇને પણ દરદીની વાત ધ્યાન દઇ સાંભળે અને બનતી સંભાળ લેજ, તે જોતાં દેશી વૈદું લોકોને વધારે પસંદ પડેજ. પણ ઉપર જણાવ્યા પ્રમાણે દેશી વૈદામાં થતો ગોટાળો દૂર થાય. સારા અનુભવી વૈદોના હાથથીજ કામ લેવામાં આવે અને દેશી વૈદુ ઉત્તમ સ્થિતિએ પાછું પહોંચે, એવા ઉપાય લેવામાં આવે તેમાં અમે ઘણી હોંસ ધરાવીએ છીએ.

અમારી શાળાની દવાઓ ઘણો અનુભવ કરી ઘણી સંભાળથી બનાવવામાં આવેછે તે પરદેશમાં પણ બહુ ફેલાયછે, ને લોકોને પસંદ પડે

છે. તેમ સૌ વૈદોએ લોકોનું કલ્યાણ ઇચ્છી સારી દવાઓ અનુભવ કરી-નેજ બનાવી તેનો ઉપયોગ કરવા અમે નમ્રતા પૂર્વક વિનંતિ કરીએ છીએ, જેથી આગળ જણાવ્યા પ્રમાણે દેશી વૈદાંની હલકાઈ ન થાય. જે વૈદો પોતાની બનાવેલી સારી દવાઓ અમારી શાળામાં અજમાએશ કરવા માટે મોકલશે તો અમે ઉપકાર સાથ તેનો અમારાં દરદીઓ ઉપર ઉપયોગ કરી તેના ગુણની ખાત્રી કરીશું અને સારી નીવડેથી તેનો ફેલાવ થવા માટે અમે અમારાથી બનશે તેટલો પ્રયત્ન કરી એવી ઉત્તમ દવા બનાવનારાઓને ઉત્તેજન આપશું, એટલુંજ નહિ પણ તેમને અમારી શાળા તરફથી યોગ્ય સર્ટિફિકેટ આપશુ, જેથી સારી દવા ઉપરજ લોકોનો વિશ્વાસ બેસે, સારા વૈદોને ઉત્તેજન મળે ને લોકો ઠગાતા મટે. અમે આશા રાખીએ છીએ કે જે દવાઓનો અનુભવ કરી અમારી શાળા તરફથી સર્ટિફિકેટ આપવામાં આવશે તે દવાઓથી કદિપણ કોઈને કાંઈ નુકસાન થવાનું નથી. તે લોકો અમારાં સર્ટિફિકેટ ઉપર વિશ્વાસ રાખી દવા મગાવશે અને તે દવાથી તેને કોઈપણ જાતનું નુકસાન થશે તેના ઠપકાના પાત્ર અમે થઈશું.

કેટલાક વૈદો પોતાની બનાવેલી દવાની જાહેર ખબરો અમારા ચોપાનીઆમાં છાપવા મોકલે છે, પણ તે દવાનો અનુભવ કર્યા વિના તેની જાહેર ખબર પણ અમારા ચોપાનીઆમાં લઈ શકતા નથી, કેમકે તે દવા સારી ન હોય તો અમારા ચોપાનીઆમાં છાપવાથી નઠારી દવાને ઉત્તેજન મળે ને તેથી લોકો ઠગાય તેમાં અમે એક જાતનું પાપ સમજીએ છીએ. સારી દવા હશે તે અમારા અભિપ્રાય સહિત અમારા ચોપાનીઆમાં દાખલ કરશું.

---

## શીતોદક.

ટાઢું પાણી પણ ઊના પાણીની પેઠે દવા તરીકે વપરાયછે. ટાઢાં પાણી વડે નહાવાથી ગરમ પાણીની પેઠેજ શરીરનો બળ પોષાય છે. ઉનાળાની ઋતુમાં તનદુરસ્ત માણસોએ હમેશાં શીતોદકથી નહાવું યોગ્ય છે. તેથી શરીરની ગરમી શાન્ત થાય છે, તથા શરીર ઠંડું થાય છે. આ-

વી રીતે બે ત્રણ વખત નહાવાથી અળાઈ, ગુમડ વિગેરે પિત્તાધિક્યત્વક દોષ[1] થવાનો ઉનાળામાં જે સંભવછે તે દૂર થાયછે. બીજી ઋતુમાં પણ મનુષ્યોએ શીતોદકથી સ્નાન કરવું જોઈએ. પણ જો અતિ કમ કૌવતીને લીધે શરીરમાંથી ધ્રુજ છુટતી હોય અગર ઘણી થંડી રુતુમાં જે સ્વભાવીક રીતે ધ્રુજ છુટવા સંભવછે ત્યારે માણસોએ ટાઢા પાણી વડે નહાવું નહીં. ભર્યેપેટે અગર પુષ્કળ જમ્યા પછી ટાઢા પાણી વડે નહાવું એ અયોગ્ય છે; જેથી જઠરાગ્ની મંદ થાયછે. તથા ખાધેલું અનાજ પચતું નથી.

ગુણ=ગરમી શામક, સંકોચકૃત, રક્તસ્તંભક[2] તથા સંજ્ઞાસ્થાપક[3].

ઉપયોગ=ગરમી શામક તરીકે ટાઢા પાણીનો ઉપયોગ ઘણી રીતે કરવામાં આવેછે. આંખે ચડેલી ગરમીને પણ થંડુ પાણી શાન્ત કરેછે. દરેક વખતે ઉંઘી ઉઠયા પછી આંખે ટાઢુપાણી છાંટવાનો રીવાજ રાખવો એ ઘણું ફાયદા કારકછે, તેથી સુસ્તી દૂર થાયછે, તથા આંખની અંદર થતો દાહ શાન્ત થાયછે. ઘણાખરા અભ્યાસ કરનારાઓને આંખે પાણી છાંટતાં આપણે જોઇએ છીએ. આ રીત દૃષ્ટિને ઘણી મજબુત કરનારછે. બહુ વાંચવાથી ચડેલો થાક તે ઉતારેછે; તથા કાગળની ગરમીને તે હરેછે. હાથ પગમાં તેમજ શરીરના બીજા ભાગમાં જ્યારે સખત દાહ થાય છે ત્યારે ટાઢાં પાણીના પોતાં મુકવાથી આરામ થાય છે. આવા દરદીને વખતો વખત લીલી વનસ્પતી ચોપડવાનું બતાવવામાં આવેછે પણ વનસ્પતી કરતાં દાહ શમન કરવાને માટે તેની અંદરનો રહેલો ટાઢો રસ વધારે ઉપયોગી થઇ પડેછે. વાતરક્તમાં દરદીને ઉનાળામાં જ્યારે સખત દાહ થાયછે. ત્યારે તેના ખાટલા નીચે દશવીશ બેડાં પાણી છાંટવાથી અગર જે બાજુ તરફથી પવન આવતો હોય તે બાજુ તરફ પાણીથી છાંટેલ ઘાસની વાળાની અગર પોકેરાંની તટી રાખવાથી દરદીનો દાહ શાન્ત થાય છે. તાવના દરદમાં જ્યારે સખત તાવ ચડેછે ત્યારે દરદીને ટાઢાં પાણીના કપડાં શરીરપર વીંટવામાં આવેછે. અને કેટલીક વખત તેના મસ્તક ઉપર ટાઢાં પાણીના ગાભા બાંધવા પડેછે. સખત સતત્જ્વરમાં, અને મગજના.

અધુરૂ.

૧ ચામડીના રોગ. ૨ લોહી રોકનાર. ૩ સિદ્ધિમાં લાવનાર.

## પરચુરણ.

વસંત ઋતુમાં—શરીરમાં કફનો સંચય થાય છે માટે, ભારે, ચકું, ચીકણું, ખાટું અને મીઠું ભોજન ન કરવું. દિવસે સૂવું નહિ.

ગ્રીષ્મ ઋતુમાં—ખારૂં, તીખું અને ખાટું અનાજ, કસરત તથા સૂર્યનો તડકો એટલાં વાનાનો ત્યાગ કરવો. તથા એ ઋતુમાં હલકું, ચીકણું, ઠંડું, પાતળું તથા મીઠું અન્ન ખાવું.

વર્ષા ઋતુમાં—અગ્નિમંદ થાયછે, તેથી ખાટું, ખારૂં, સૂકું, મધ મેળવેલું તથા હલકું ભોજન કરવું. તથા એ ઋતુમાં નદીનું પાણી પીવું નહિ, દિવસે સૂવું નહિ અને તડકાનો ત્યાગ કરવો.

શરદ્ ઋતુમાં—ભૂખ ખુબ લાગે ત્યારે સાળના ચોખા, મગ, સાકર તથા કડવું, મધુર તુરૂં અને હલકું ખાવું.

હેમંત તથા શિશિર ઋતુઓમાં—મધુર, ખાટા તથા ખારાં પદાર્થોનું સેવન કરવું.

જેને ચાદું થયું હોય, રક્તપિત્તનો રોગ થયો હોય, આંખો દુ:ખતી હોય, વિષ, મૂર્છા કે મીણો ચડવાથી જેને પીડા થતી હોય, જેને શોષ રોગ થયો હોય તે બધાએ તાંબૂલ (નાગર વેલનું પાન) ખાવું નહિ.

ઠંડુ પાણી પીવાથી મદાત્યય (કેફી પદાર્થ ખાવાથી ઘણો મદ ચડે તે) ગ્લાની, મૂર્છા, ખારી, થાક, ફેર, તરસ, બળતરા, પિત્ત અને લોહીના વ્યાધિ દૂર થાય છે.

ઉનું પાણી જઠરાગ્નિને દીપન કરનારૂં, અહારને પાચન કરનારૂં, કંઠને સુધારનારૂં, હલકું, ગરમ, તથા મૂત્રની શુદ્ધિ કરનારૂં છે.

હેડકી, પેટનું ચડવું, નવો તાવ, દાસો, અજીર્ણ, પીનસરોગ, શૂળ, એ રોગોમાં ગરમ પાણી પીવા આપવું.

નહાવામાં જેટલુ ખમી શકાય તેટલું ગરમ પાણી કરી નહાવું. પણ વધારે ગરમ કરેલા પાણી સાથે ઠંડુ પાણી મેળવી કદિ નહાવું નહિ, તેમજ સૂર્યના તડકાથી ગરમ થએલ પાણીથી પણ નહાવું નહિ, કારણ કે તેથી શરીરમાં કેટલીક જાતના વ્યાધિ ઉપજ્ન થાયછે.



# માનવધર્મ.

પુસ્તક ૧ લું. ચૈત્ર. સંવત ૧૯૪૩. અંક ૬. ઠો.

## आत्मबोध.

### માલની છંદ.

ભજ ભજ પરમાત્મા, જીવ જાત્રું મરીને;
નવ નવ કહિ રેવું, ભ્રાતુમાંતો કરીને;
નહિ નહિ નહિ કીધું, પાપનું માપ ભૂલી;
કદિ કદિ નહિ છોડે, કાય તારી અમૂલી. ૧
[1]કળિ કળિ કળિ પ્રાણી, નહિ ખાશે કળાને;
પછિ ચરણ પ્રભૂને, જીવ જાશે છળીને;
દિન દિન દીનને તું, અર્પિજા લક્ષ્મિ તારી;
હર હર નિજ કૃત્યો, [2]કૃપિં આ દેહ ધારી. ૨
તજ તજ નિજ સ્નેહી, લુબ્ધતા છાંડિ પાપી;
સજ સજ પ્રભુતાઇ, ક્લેશને મૂકિ કાપી;
મરણ ભય ન રાખી, ઇશને શર્ણું જાને;
હરિ હરિ પર માયા, સેવ કૃચર્ણું શાને. ૩
રજનિ દિવસ ત્યાગી, પ્રીતની રીત કાચી;
ગજ ભય હરનારા, સાહ્યની બાંહ સાચી;
ભયભિત થઇ ભાઇ, ક્યાં ગયા રંક ઓઝા;
'જય' વિજય નરેશે ના રહ્યા લંક રાજા. ૪

---

૧ કળીયુગ. ૨ લોભી.

## ધર્મવિચાર.

( સાંધણ પૃષ્ટ ૬૯ થી. )

હવે હું આપણા પ્રાચીન આર્યોની રીતભાત વિષે લખવાનો છું, જે જાણવા વાંચનારાઓ ઉત્કંઠિત થઈ રહ્યા હશે, એમ હું ધારૂં છું. આ વિષય નીચે જે કાંઈ લખવામાં આવ્યું છે, ને હવે આર્યોની રીતભાત વિષે જે લખવાનો છું તે સઘળું દૂત સંદેશન્યાય પ્રમાણેજ લખવાનું છે એટલે દૂતનું કામ ફક્ત સંદેશો લઈ જવાનું છે, અને તેમાં તેને પોતાના ધણીનું તથા સામા માણસ બન્નેનું હિત થાય એવું સમાધાનીવાળું અને યુક્તિસર બોલવાનુ છે. તેજ પ્રમાણે આ ઠેકાણે હું પણ જે કાંઈ લખુંછું તે સઘળું આપણા ધર્મશાસ્ત્રના ધોરણપરજ લખુંછું, જેથી ધર્મશાસ્ત્રને વિરોધ ન આવે અને વાંચનારાઓને પણ કંટાળો ન આવે. પ્રાચીન આર્યોની રીતભાત લખવાનું કારણ એ છે કે હાલમાં આપણા લોકોમાં જે ધોરણથી વર્તવામાં આવે છે, તે ધોરણો કેવાં ને કેટલાં નુકસાનકારક છે,-ને પ્રાચીન ધોરણો કેવાં સારાં હતાં, તથા તે પ્રમાણે ન ચાલવાથી આપણે કેવી માઠી અવસ્થામાં આવી પડયા છીએ તે ખુલ્લું જણાઈ આવે. પ્રાચીન આર્યોની રીતભાતનું વિસ્તારથી વિવેચન આ ઠેકાણે કરવાનું બીજું કારણ એવું પણ છે કે હાલમાં કેટલાક ઢોંગી ધર્મગુરૂ, વિદ્યાગુરૂ અને વંશગુરૂ થઈને લોકોને ધર્મ, નીતિ તથા સદાચારનો ઉપદેશ કરેછે, અને પોતે અધર્મ અને અનીતિમાં કેવા મચેલા હોયછે, તે પણ પ્રાચીન ધર્મગુરૂઓની રીતભાતથી મુકાબલો કરી જોવાનું બને. આવા હાલના ઢોંગી ધર્મગુરૂઓ મારા ધારવા પ્રમાણે જાણે મસાલચીનો ધંધો કરતા હોયની. મસાલચી પોતે અંધારામાં ચાલે અને બીજાને અજવાળામાં ચલાવે. પણ વળી એવા ધર્મગુરૂઓ મસાલચીથી હલકા દરજ્જાના હોય એમ મારૂં માનવું છે. કેમકે તે પોતે અંધારામાં ચાલી બીજાને અજવાળામાં ચલાવતાં તેઓને પણ ખાડામાં નાખતા જણાય છે, એટલે કે તેઓને નીતિનો ઉપદેશ કરતાં સ્વાર્થબુદ્ધિ હોવાના સબબથી પરભારાં અનીતિનો ઉપદેશ થઈ જાય છે. જેમકે ગુરૂનું ઈશ્વર સ્વરૂપ છે, માટે તેનું બોલવું સર્વ સત્યજ છે અને ગમે તેવું ગુરૂ ફરમાવે તેને આકાશી હુકમની માફક શ્રદ્ધાપુરઃસર ગ્રહણ કરવું અને

જરા પણ આનાકાની કરવી નહિ. આ પ્રમાણે સ્વાર્થે લંપટ ધર્મગુરૂઓ તેઓને પહેલેથીજ સમજાવી રાખે છે. વળી એમ પણ સમજાવે છે કે અન્ય ધર્મનાં પુસ્તકો વાંચવાં નહિ, આપણા સનાતન ધર્મનું ખંડન કરનારા બહિર્મુખ પુરૂષોનું કંઈપણ ભાષણ સાંભળવું નહિ. એવી રીતે ગુરૂનો બોધ તેના કાળજામાં સજ્જડ કોતરાઈ જાય છે. તેથી તેઓ એવું સમજે છે કે જો આપણે અન્યમાર્ગિઓનાં ધર્મવિવેચન સાંભળશું તો અન્યાશ્રયદોષનું મહા પાતક આપણા શિરપર ચોંટવાથી આપણે નરકના અધિકારી થઇશું. આવી તેની કૂપમંડૂક ( કૂવાનું દેડકું ) ના જેવી સમજણથી પોતાનુંજ ખરૂં અને તેજ આ લોકમાં ભુક્તિ તથા મુક્તિનું સાધન છે એવું માનવાથી તે બિચારા પામર પ્રાણીઓ મેંઢાં માર્ગે ચાલ્યાં જાય અને એવો વહિવટ ચાલુ રાખવાને પોતાના સંબંધી અને લાગતા વળગતાને ઉપદેશ કર્યા કરે તેથી તેઓના ગુરૂ તરફથી સાબાસી તથા પ્રસાદી મળે. આવી રીતે લાડ લડામણ બન્ને મળવાથી તેઓ મનમાં ગરકાવ. આ પ્રમાણે ગોટાળો આજ દિવસ સુધી ઘણા સંપ્રદાયોમાં જારી રહેલો છે, તે દરેક સંપ્રદાયોનું વિવેચન કરવા બેસીએ તો મહિનાના મહિના તથા વર્ષોનાં વર્ષો ચાલી જાય તોપણ પાર આવે એમ નથી. તેમ એવા સંપ્રદાયો વિષે હાલના વખતમાં ઘણા વક્તા તરફથી ભાષણો થયાં છે અને થાય છે. માટે એ પ્રકારની કુયલી કરી કોઇ સંપ્રદાયનું નામ આપી મુખ્યત્વે કરીને નિંદા કરવી એ અમારો અભિપ્રાય નથી. અને એમ કરવું એ રીતી પણ આર્ય સદ્ ઉપદેશની નથી. એવા કેટલાક હેતુથી આ જગોએ અમો સાર્વજનિક રીતનો સંકલ્પ રાખી લખવું શરૂ કર્યું છે. પ્રાચીન આર્યોની રીતભાત લખવાનું ત્રીજું કારણ એ છે કે આપણા દેશીઓમાંથી ગએલું સ્વાત્માભિમાન પાછું આવે અને મિથ્યાભિમાન દૂર થાય. ચોથું કારણ આપણે સઘળા અજ્ઞાન નિદ્રામાં ઘોરીએ છીએ, અને તે અજ્ઞાન નિદ્રામાં ઘોરવાથીજ સહન કર્યું ને કરીએ છીએ તેમાંથી ઇશ્વરકૃપાથી મુક્ત થઇએ. પ્રાચીન આર્યોની રીતભાત જાણવાનું પાંચમું કારણ એ છે કે આળસરૂપી શત્રુથી દબાએલા આર્યલોકો તેઓના પૂર્વજોનાં પરાક્રમ જોઇ સતેજ થાય. હિંદુસ્તાનની પ્રજાનાં આળસ વિષે બાબુ શિવપ્રસાદ પોતાના ભૂગોળ હસ્તામલકમાં નીચે પ્રમાણે લખે છે.

"આ દેશના લોકો ગરમ મુલકને લીધે મહેનત કામ કરે છે પણ આળશુ તો એટલા બધા છે કે કંઈ વાત નહિં. ચાલતા હોય તો જાણે ઉભા રહીએ, અને ઉભા હોય તો જાણે બેસી જઇએ, અને બેઠા હોય તો જાણે સુઇ રહીએ અને સુતા હોય તો જાણે મરી જઇએ તો ઠીક; કે આ સંસારની કાસગાંથી છુટીએ. અને એટલા બધા આળશુ છે કે સંપ કરી એક કામ મોટા પાયાપર લાવવું હોય તો નથી લાવતા."

પ્રાચીન આર્યોની રીતભાત લખવાનું છઠું કારણ એ છે કે આ હિંદુસ્તાનમાંથી સંપ ગયો અને તેની સાથે સરસ્વતી રીસાઇને ચાલ્યાં ગયાં. હુનરનો નાશ થયો અને તેની સાથે મહાલક્ષ્મી દેવીએ ગુસ્સે થઇ પોતાનાં પગલાં આર્ય ભૂમિપરથી પાછાં ફેરવ્યાં અને પોતાની સાથે દેશોન્નતિનાં જે જે સાધનો હતાં તેને પણ તે દેવી તાણતાં ગયાં; તે બધી પ્રાચીન આર્યોની રીતભાત જાણી તેને પુનઃગ્રહણ કરવાથી પાછું મેળવી શકાશે. વળી સાતમું કારણ એ છે કે તેઓની રીતભાતના અજ્ઞાનપણાથી હાલના જમાનાના આર્ય બંધુઓની મતિ ભ્રમિત થઈ અને તેની સાથે દયા તથા ધર્મ એ શું ચીજ છે તે ભૂલી ગયા, અને એવા કાચા મનવાળા થઇ બેઠા કે બીજા ચતુર લોકોનાં ધર્મ પુસ્તકો વાંચી પોતાના ધર્મ પુસ્તકોપર અનાસ્થા પકડી. પર ધર્મ શાસ્ત્રો વાંચવાની આપણા ધર્મ શાસ્ત્રમાં મનાઇ કરી છે, તેનું કારણ માત્ર એટલુંજ જણાય છે કે પોતાના ધર્મ વિષે તો કાંઈ જ્ઞાન ન હોય તેમાં વળી બીજાં આસુરી ધર્મશાસ્ત્રો વાંચવામાં આવે તો તે ધર્મ શાસ્ત્રોની તેમના મનપર ખોટી અસર થાય તેમાં શું નવાઇ! માટે જો આપણાં શાસ્ત્રો તથા પ્રાચીન રિતિનું જ્ઞાન થાય તો ભ્રમિત થએલાં મન શુદ્ધ થાય. અને ખરૂં ખોટું પારખવાની શક્તિ આવે. આઠમું કારણ એ છે કે આ આર્યાવર્તમાં અનેક ધર્મો જેવા કે વૈષ્ણવ ધર્મ, શૈવ ધર્મ, શાક્ત ધર્મ, સ્વામિ નારાયણનો ધર્મ, જોગી જંગમનો ધર્મ, શિયા, સુની, ખ્રિસ્તિ, દેવીપંથ વગેરે અનેક ધર્મો ફેલાયા, તે સઘળા ધર્મોનું ખરૂં તત્વ શું છે, તથા જુનામાં જુનો અને જેને આધારે પુરાણો ધર્મ શાસ્ત્રો તથા વૈદક શાસ્ત્રો રચાયાં છે, તે શહેનશાહી આર્ય ધર્મ આપણા જાણવામાં આવે. નવમું કારણ એ છે કે આપણો ખરો ધર્મ જાણવાની આકાંક્ષા દરેક મનુષ્યના મનમાં ઉત્પન્ન થ-

ઈ છે, અને તેટલા માટે તે વિષે વિવેચન આપવાનો આ યોગ્ય પ્રસંગ આવ્યો છે. કેમકે આગળના જમાનામાં ધર્મ સારૂ ખુના મરકી ચાલતી. મુસલમાન પોતાના ધર્મમાં વટલાવવા સારૂ હિંદુઓને વટલાવતા. એક હાથમાં તરવાર અને એક હાથમાં કુરાન રાખી ધર્મ સ્વીકાર કરાવતા. પણ એ સઘળો વખત ગયો. માટે આ યોગ્ય કાળને અનુસરી મનુષ્યના ખરા ધર્મ વિષે લખવામાં આવે તો તે સાર્વજનિક ઉપયોગી થઇ પડે. કુરામું કારણ એ છે કે તેઓની રીતભાત જાણવાથી સંસાર સુખ રૂપ છે એ વાત પ્રત્યક્ષ નજરે આવે. કારણ કે હાલમાં ઘણા ધર્મો ફેલાયાથી મનુષ્ય ધર્મે મૂઢ થઇ પડી સંસારને અસત્ય માને છે. સંસારને અસત્ય માનવો એ કેવું ગુન્હા ભરેલું કૃત્ય છે, સંસાર નઠારો અને દુઃખરૂપ કહેનારા મનુષ્યો ઈશ્વરથી પણ વધારે ડહાપણ ધરાવે છે, એમ થાય છે. આપણે કોઈની કારીગરીને અવખોડીએ અથવા તેમા દોષ કાઢીએ તેમાં કારીગરની કસુર કાઢી એમ ગણાય. તેમ અપાર ડહાપણવાળા ઇશ્વરે રચેલા આ જગતને દુઃખ મય કહીએ તો તે ઈશ્વરનીજ ખામી આપણે બતાવી એમ કહેવાય. સંસાર દુઃખરૂપ માનવામાં મનનું દુઃખ એજ દુઃખરૂપ છે. જો મનનું દુઃખ દૂર થાય તો સંસાર દુઃખરૂપ છે, એમ કદિ કેહવાય નહિ. મનનું દુઃખજ દુખ રૂપ છે તેના દાખલામાં એક નિશાળીઓ હમેશ નિશાળમાં હાજર રહે પણ તે પોતાનો પાઠ બરોબર તૈયાર કરે નહિ, અને તેથી તેનો મહેતાજી તેને શિક્ષા કરે એવી રીતે ઘણી વખત શિક્ષાથી કંટાળી જઈ આખી નિશાળને દુઃખરૂપ માની છોડી આપે તેમાં કોની ભૂલ? તેમ આ સંસારમાં આપણું કર્તવ્ય ભૂલિ જવાથી સર્વજ્ઞ ઈશ્વર શિક્ષા કરે એટલે દુઃખી થઇ આખા સંસારને દુઃખમય કહેનાર મનુષ્ય તે કાચી બુદ્ધિવાળા નિશાળીઆ જેવોજ ગણાય. આ પ્રમાણે પ્રાચીન આર્યોની રીતભાત લખી જણાવવાના અનેક કારણો છે, પણ તે બધા લખવાથી વાંચનારને કંટાળો આવે તેથી આટલેથીજ બંધ રાખીએ છીએ. હવે તે પ્રાચીન રીતભાત લખવી શરૂ કરતા પહેલાં આપણું શું શું કર્તવ્ય છે, જે ન કરવાથી સંસારની વિટંબણામાં પડી સંસારને દુઃખરૂપ માનીએ છીએ, તે આ ઠેકાણે લખવું વિષયની બહાર નહિ ગણાય એમ ધારી લખવું શરૂ કરીશ.

અપૂર્ણ.

## હાલનો સુધારો.

( સાંધણુ પૃષ્ટ ૭૧ થી )

હાલના 'સુધરેલા' કહેવાતા જુવાનો ધર્મની દરેક બાબતપર ઉપહાસથી જુવે છે. મૂર્તિ પૂજા બાબત અત્રે અમારો વિચાર આગળ જણાવેલો છે. પણ આપણા સુધરેલા જુવાનોને આપણું કાંઇ ગમતું નથી. સ્નાન સંધ્યાદિક ષટ્કર્મ જે વેદનાંજ અંગ ઉપાંગ છે; અને જે ક્રિયામાં ઈશ્વરની પ્રાર્થના અને શરીરના રક્ષણ સિવાય બીજું કાંઇ નિરૂપયોગી નથી તોપણ સુધરેલા જુવાનીઆઓને ઢોંગ જેવું લાગે છે. સ્વધર્મ ઉપર નવી પ્રજાની આવી રીતે અનાસ્થા વધતી જતી જોઈ સ્વદેશી સ્વદેશાભિમાની ધાર્મિક પુરૂષોને દુઃખ લાગે છે, ને આ પ્રવાહને પાછો કેમ વાળવો તેના વિચારમાં પડ્યા છે. પારસી જીંદ ભાષામાં, મુસલમાની અરબ્બી ભાષામાં અને અંગ્રેજી ઈગ્લીશ ભાષામાં પોત પોતાના ધર્મના મૂળ પુરૂષોએ બતાવેલી ક્રિયા પ્રમાણે ઇશ્વરોપાસના તથા કર્મ કરે છે, તેજ પ્રમાણે આપણે આપણા શાસ્ત્રોમાં આપણા આચાર્યોએ બતાવેલી ક્રિયા પ્રમાણે વેદના મંત્રોવડે પ્રાર્થના કરીએ તે આપણો ધર્મ કહેવાય. અંગ્રેજી ભણેલા સમજુ પારસીઓ, મુસલમાનો અને અંગ્રેજો પોત પોતાના કુળનો ધર્મ અને કુળાચાર છોડતા નથી. તેઓ પોતાના ધર્મ ઉપર અને ધર્મનાં માણસો ઉપર ઘણી મમતા રાખે છે, ત્યારે આપણે આપણા વેદ ધર્મ ઉપર શ્રદ્ધા અને મમતા રાખીએ નહિ તો આપણી મોટી ભૂલ સમજવી.

સ્વધર્મ ઉપર અનાસ્થા થવાનાં કેટલાંક કારણો છે. હિંદુ લોકો દિવસે દિવસે સ્વધર્મની વિદ્યામાં પછાત પડતા ગયા, ને પોતાના ધર્મશાસ્ત્રોથી અજાણ રહ્યા. આ પ્રમાણે સ્વધર્મથી અજ્ઞાન રહી નવી પ્રજાની નવી રીત ભાતનો મોહ લાગ્યો. સ્વધર્મ કર્મનું રહસ્ય નહિ સમજ્યાથી સ્વધર્મ ઉપર આશંકાઓ થવા લાગી અને સર્વ મિથ્યા ગપાટા ભાસવા લાગ્યા, તેથી તે પડતું મૂકી પારકું ગ્રહણ કર્યું. પિંડદાનથી શું ફળ થાય? સૂર્યને અર્ઘ નાખવાથી શું લાભ છે? અને તે કયાં ને કોને પહોંચે છે? સંધ્યાની બતાવેલી રીત પ્રમાણે સંધ્યા ન કરતાં ગરછ ગાર્ફ કરીએ કે એક ક-

વિના જોડી ઇશ્વરની સ્તુતિ કરીએ તો શું ખોટું? આવા આવા કુતર્કો કરી રોજી મારવા લાગ્યા અને એક પણ ખરો રસ્તો લઈ શકયા નહિ. કેટલાકે નવોજ ધર્મ સ્થાપવા ધાર્યું; પણ શાસ્ત્રના આધાર વિના પોતાના મનના હઠાવથી મનસ્વી મત ઉભો કરવો તે તો કલ્પિત ધર્મ કે પાખંડ કહેવાય. કહ્યું છે કેઃ—

स्ववर्णाश्रमधर्मोय ः सद्दातव्योनकेनचित् ।

परधर्मोनचाचर्यो नचपाखंडकल्पित ः॥

પોતાનો વર્ણાશ્રમ ધર્મ કદિ કોઈએ તજવો નહિ; પારકો ધર્મ આચરવો નહિ, તેમ પાખંડ કે કલ્પિત ધર્મ પણ આચરવો નહિ. વેદ વિરૂદ્ધ જે આચરણ થાય તે પાખંડ ધર્મ કહેવાય. માટે આપણા વેદશાસ્ત્રમાં જે જે ધર્મ કર્મના નિયમો બતાવ્યા છે તે નિયમોને અનુસરીનેજ ચાલવું તેમાંજ આપણા હિંદુ લોકોની શોભા અને મોટાઇ રહેલી છે, અને સ્વદેશાભિમાન અને સંપ પણ સ્વધર્મને લીધેજ જળવાય તેમ છે. માટે સુધારાવાળાઓ જો સ્વદેશનું કલ્યાણ ઇચ્છતા હોય તો તેમણે પ્રથમ પોતાના સ્વધર્મને દ્રઢ કરવો જોઇએ. તેમણે સમજવું જોઇએ કે વેદ ધર્મનો કદિ લોપ થવાનો નથી. હિંદુ ધર્મની જે જે શાખાઓ છે તે બધી વેદ ધર્મના પ્રમાણથી થએલી છે. જૂદી જૂદી રૂચીનાં માણસો પોત પોતાની રૂચી પ્રમાણે વેદના મંત્રોના અર્થ કરી વર્તવા લાગ્યા અને કાળે કરીને વેદાદિક શાસ્ત્રના અધ્યયનનો લોપ થયો અને ભ્રાંતિ યુક્ત થવાથી વેદનો ખરો અર્થ ન સમજી અનેક પુરૂષોએ પોતાની કલ્પનાથી અનેક પ્રકારનાં મત મતાંતર પ્રગટ કર્યા; તથાપિ તેઓથી વેદના ગ્રંથોનું અપ્રમાણ કહી શકાયું નથી. વેદ એ આપણા અચળ અમર કીર્તિ પામેલા રૂષિઓની પુનિત પાવન વિદ્યા છે. તેનો કદાપિ લોપ થયો નથી ને થવાનો નથી; જેની કીર્તિ એક અવાજે પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી ગાજી રહી છે. જે વિદ્યાબળથી બ્રાહ્મણોએ આર્ય ભૂમિપર અખંડ કીર્તિ મેળવી અને એવો અવિચળ જય પ્રાપ્ત કર્યો કે તેઓ આજ પતિત સ્થિતિમાં પણ સંસાર વ્યવહારમાં સર્વોપરી સત્તા ભોગવે છે ને પૂજાય છે. અનેક નવા ધર્મ ઉત્પન્ન થયા ને લય પામ્યા, અનેક રાજ્યો ઉથલ પાથલ થયાં પણ

રૂષિઓનો ધર્મ જે સદા સર્વદા અખંડ સ્થિતિમાં ચાલ્યો આવ્યો છે ને ચાલશે, અને પશ્ચિમની પ્રજાઓ—અંગ્રેજ, અરબ અને ઇટાલિયન, જેરમન અને જરથોસ્ત, યહુદી અને યુનાની, તથા પાતાળના એરાવનના વંશજો પણ પોતાનું અભિમાન મૂકી એક અવાજે જેનાં વખાણ કરે છે તે વેદશાસ્ત્ર અને વેદ ધર્મને કેટલાક લેભાગુ સુધારાના સાથીઓએ બુડાડવાના પ્રયત્ન કર્યા તેથી કેવાં ને કેટલાં માઠાં પરિણામ થયાં તે આપણી નજરે જોઈએ છીએ. અને હજુ તેમ ચાલશે તો જોશું.

આ વિષય આટલેથી પૂરો કરતાં અમારા વાંચનારાઓને તે ફરીથી પહેલેથી વાંચી જઇ તે પર મનન કરવા તથા તેમાં હાલના જુવાનીઆ સુધારાવાળાઓનીજ ખામીઓ બતાવી છે તેથી મુક્ત રહી સ્વધર્મપર આસ્થા રાખી પોતાનું અને પોતાના સ્વદેશનું શ્રેય થાય તેવી વર્તણુક રાખવા ભલામણ કરીએ છીએ. તથાસ્તુ.

---

## ન્યાય.

( સાંધણ પૃષ્ટ ૭૬ થી. )

જ્યારે બીજા દરજાના હકો સાર્વજનિક હોય ત્યારે તે હમેશાં ફોજદારી હોય. પહેલા દરજાના તેમજ બીજા દરજાના દીવાની અગર ખાનગી હકોના મોટામાં મોટા બે ભાગ થઈ શકે. પહેલા ભાગના હકોપરથી ઉત્પન્ન થતી જવાબદારી ફક્ત એકજ સખ્સપર આવી પડેછે; અને તેથી તે હકને અમુક સખ્સપર જવાબદારી નાખનારા હકો કહેવાય. બીજા ભાગના હકોપરથી ઉત્પન્ન થતી જવાબદારી આખી મંડળીપર આવી પડેછે, માટે તે હકોને આખી મંડળીપર જવાબદારી નાખનારા હકો કહેવાય. અમુક સખ્સપર જવાબદારી નાખનારા હકો ફક્ત તેજ સખ્સને બંધનકારક છે. બીજાઓને બંધનકારક થતા નથી: જેમકે अએ घने રૂ. ૫૦૦ માં પોતાનું ઘર વેચવા કરાર કરી આપ્યો. આ કરાર ઉપરથી घनो अनुं ઘર રૂ. ૫૦૦ આપવાથી લેવાનો હક ઉત્પન્ન થાયછે. તે હક ફક્ત अ વિરૂદ્ધજ અગાડીમાં લાવી શકાય. પણ જો अ તે ઘર घ સાથે કરાર કર્યાની તારીખ પછી कને વેચાણ આપી દીએ અને તેનો કબજો સુધાં સોંપી દી-

એ તો જો કએ તે ઘર શુદ્ધ બુદ્ધિથી ખરીદ કર્યું હોય તો ઘ તે ઘર તેની પાસેથી પોતાને કબજે લઇ શકે નહિ. કારણ અના કરારથી તેને જે હક ઉત્પન્ન થયો છે તે ફક્ત અ વિરૂદ્ધજ છે, એટલે જ્યાં સુધી તે ઘર અના કબજામાં છે ત્યાં સુધી તે તેની પાસેથી કબજે કરાવવા દાવો કરી કબજે લઇ શકે. પણ જ્યારે ત્રીજા સખ્સને તે કબજા સહીત વેચાણ આપી દે અને આ સખ્સ જ્યારે શુદ્ધ બુદ્ધિથી ખરીદ કરે ત્યારે તો ઘને ફક્ત કરાર તોડવાથી થતી નુકશાનીનો દાવો કરવા હક રહે. આ અમૂક સખ્સપર જવાબદારી નાખનાર હક આખી મંડળીપર જવાબદારી નાખનારો જ્યારે ઉપરના દૃષ્ટાંતમાં ઘને વેચાણ લીધેલા ઘરનો કબજો મળે ત્યારે થાયછે એટલે કે ત્યારે તેને સ્વતંત્ર માલીકીના હકો પ્રાપ્ત થાયછે. અને આ હકો જાળવવા એ આખી મંડળીની જવાબદારી છે જેથી ઉપરના દૃષ્ટાંતમાં અ જો ઘને વેચાણના કરારની રૂએ તે ઘર ઘને કબજે સોંપે અને પછી કને પાછું વેચાણ આપે તો પાછળનો કરાર નિરર્થક છે આ નિયમો અનુસરીનેજ હાલના ધોરણ પ્રમાણે થતાં હુકમનામાના પણ બે ભાગ પાડવામાં આવેલા છે. જો કે હુકમનામા વિષે વિસ્તારથી બોલવું હાલ મુલતવી રાખું છું, તોપણ પ્રસંગને લીધે જણાવવાની જરૂર છે; કે કેટલાંક હુકમનામાં ફક્ત અમૂક સખ્સને બંધન કારક છે, અને બાકીનાં આખી મંડળીને બંધન કારક છે. આ વાતનો જો ઉપર જણાવેલી વાતને અનુસરી વિચાર કરશો તો બરોબર ખ્યાલ આવશે.

જવાબદારી આ શબ્દનો અર્થ ટુંકામાં હું આપી ગયો છું. જવાબદારી બે પ્રકારની હોયછે. કંઇ કૃત્ય કરવાની અને ન કરવાની. તેવીજ રીતે જવાબદારીના બીજા બે ભાગ થઈ શકે સાર્વજનીક જવાબદારી અને અમૂક સખ્સના સંબંધે જવાબદારી. આગળ જણાવ્યા પ્રમાણે દરેક હકમાંથી જવાબદારી ઉપજ થાય છે. પણ [illegible] જવાબદારી વિષે વિચાર કરતાં દરેક જવાબદારી હકની સાથે સંબંધ રાખતી નથી એટલે જ્યારે જવાબદારી હોય ત્યારે હક હોવોજ જોઇએ આ નિયમનો એક અપવાદ છે. તે એકે, જ્યારે કંઇ કૃત્ય ન કરવાની સાર્વજનિક જવાબદારી હોય ત્યારે આ જવાબદારીને સંબંધે કોઇ પણ સખ્સનો હક હોતો નથી.

આખી મંડળીને સુખ થાય એવાં કૃત્યો કરવાનો અગર. ન કર-

વાનો દરેક માણુસને હક આપવો અને આખી મંડળીને દુઃખ થાય એવાં કૃત્યો કરવા ન કરવાની દરેક માણુસનાપર જવાબદારી રાખવી. આ સિદ્ધાંતમાં વપરાએલા ખાસ શબ્દોનું વિવેચન કર્યા પછી આ જગાએ મારે જણાવવું જોઈએ કે, કાયદાનું કામ હક અને જવાબદારી મુકરર કરવાનું છે ત્યારે આવી રીતે કાયદામાં હક અને જવાબદારી જેમ સારી રીતે વર્ણન કરેલાં હોય તેમ તે સંપૂર્ણતા તરફ જનારો કાયદો કહેવાય. હવે હક અને જવાબદારી કાયદામાં ફક્ત મુકરર કરવાથીજ કોઇપણ સખ્સ તે હક અગર જવાબદારીને પ્રાપ્ત થતો નથી. અમૂક હક અથવા જવાબદારી છે કે નહિ આ વાતનું પ્રમાણ જે સાધનો વડે થઇ શકે તેનાં સાધનોનો અમૂક કાયદો હોવો જોઇએ. આપણા સંસ્કૃત નાયાઈકોએ પ્રમાણના ઘણા ભાગ કરેલા છે, અને ન્યાયનાં પુસ્તકોમાં સારી રીતે વર્ણવેલા છે. આગાના હાલમાં ચાલતા ધોરણ પ્રમાણે ફક્ત બે જાતનાં પ્રમાણો કાયદા કરનારાઓએ સ્વીકારેલાં છે, પ્રત્યક્ષ પ્રમાણ અને અનુમાન પ્રમાણ. દરેક હક અને જવાબદારી મુકરર કરવામાં કયાં પ્રત્યક્ષ પ્રમાણ અને કયાં અનુમાન પ્રમાણ કામે લગાડવાં જોઈએ. તે કામ પ્રમાણ શાસ્ત્રનું છે. હાલના ચાલતા પ્રમાણ શાસ્ત્રને પુરાવો કહેછે. પુરાવો આ શબ્દને અંગ્રેજીમાં "એવિડન્સ" કહેછે. આ શબ્દને 'ઇ' અને 'વિડિઓ', 'જોવું' એ ઉપરથી નીકળેલ છે, જે ઉપરથી તેનો એવો અર્થ થઈ શકે છેકે ખરું ખોટું જોવું. અને આ બાબતનું જે પુસ્તક તેનું નામ ખરું ખોટું જોવાનું પુસ્તક. ટુંકામા દરેક હક અગર જવાબદારીના ખરા ખોટા પણાનું મુકરર કરવાના સાધન રૂપ પુરાવાનું પુસ્તક છે. હવે જ્યારે દરેક હક અને જવાબદારી કાયદામાં મુકરર કર્યા હોય તેમજ તે મુકરર કરવાનાં સાધનો મુકરર કર્યા હોય ત્યારે સવાલ એ ઉઠે કે કોણે અને કેવી રીતે મુકરર કરવાં ? આ કામ કાયદા અમલમાં લાવનારી સર્વોપરી સત્તાનું છે. આ સર્વોપરી સત્તાએ કેવી રીતે મુકરર કરવાં તે વિષેના નિયમોના સમૂહને કામ ચલાવવાનો અગર હક અને જવાબદારી મુકરર કરનાર કાયદો કહે છે. હક અને જવાબદારીના દિવાની અને ફોજદારી એવા બે ભાગ હોવાથી આ કામ ચલાવવાના કાયદાના પણ બે ભાગ છે. દિવાની અને ફોજદારી.

અપૂર્ણ.

## अफीण.

(સાંધણ પૃષ્ઠ ૬૨ થી.)

અફીણનું બંધાણ કરેછે. પણ આમ કરવામાં તેમની મોટી ભૂલ છે. અફીણને બીજાં સ્તંભન, વૃષ્ય, તથા ઉષ્ણ પદાર્થોની સાથે મેળવી પુરૂષત્વ આવવા માટે લેવામાં આવે છે. કોર્ડી ( Chordee ) એટલે પ્રમેહમાં ઇંદ્રિની અંદર થતો દુઃખાવો, તેમાં અફીણ અને કપુર લેવાથી ફાયદો થાય છે. અશ્મરી વીગરે બીજાં પેસાબનાં દરદોની પીડામાં અફીણ ફાયદો કરે છે. અફીણ ગધુ પ્રમહેમાં અકસીર દવા છે. ને નિરંતર અફીણ આપવાથી કેટલોક ફાયદો થાય છે. ખેંચતાણ અને શસ્ત્ર ક્રિયાપછી અફીણ અપાય છે. પડવાથી, જખમ લાગવાથી અગર બંદુક વગેરેની ઈજામાં અફીણ અપાય છે.

ડાકટર વિરજી ઝીણા.
એલ, એમ, એન્ડ એસ.

---

## શીતોદક.

(સાંધણ પૃષ્ઠ ૭૯.)

તાવમાં, તેમજ કેટલીક જાતના સન્વરસન્નિપાતની અંદર દરદીનાં કપાળ ઉપર બરફથી ભરેલ રબ્બરની કોથળી મુકવાથી સારો ફાયદો થાય છે. એકસો ચાર, પાંચ ને ૭ ડીગ્રી સુધી ગરમી ચડીછે એવું ગરમી માપક યંત્ર દરશાવી આપે ત્યારે આ પ્રમાણે ટાઢો ઉપચાર કરવાનો રીવાજ ચાલેછે. આમ કરતાં એકસો ડીગ્રી સુધી ઉતરે ત્યારે ટાઢો ઉપચાર બંધ કરવો. સો નીચે ગરમી ગયાપછી જો વધારે જારી રાખવામાં આવે તો તે નુકશાન કારક છે. જ્યારે સખત તૃપા લાગે ત્યારે જેમ વધારે થંડુ પાણી તેમ થોડા પાણીથી તૃપા છીપેછે. કેટલીક વખત જ્વરની સખત તૃપા છીપાવવાને વાસ્તે બરફના કકડા ચુસવા માટે અપાય છે. ત્વકદોષમાં જ્યારે બહુજ ચેળ આવે ત્યારે ટાઢાં પાણીનાં પોતાં મુકવાથી ફાયદો થાયછે. કંખવાંતી સખત અસહ્ય બળતરમાં ટાઢાં પાણીના પોતાં મુકવા કહેલાં છે.

જ્યારે કોઇપણ જગોએથી લોહી નિકળેછે ત્યારે થંડા પાણીની યોજ-

ના પ્રશસ્ત છે.[1] નાકમાંથી નશકોરી ફુટયા પછી, અગર દાંત પડયા પછી, અગર કોઇપણ ભાગ કાપ્યાને લીધે જ્યારે લોહી નિકળેછેત્યારે ટાઢું પાણી છાંટવાથી તે બંધ થાયછે; તેટલા માટે નાકમાં તેની પીચકારી મારવામાં આવેછે. તેમજ દાંત ઉખેડ્યા પછી થંડા પાણીના કોગળા કરવા રીવાજ ચાલેછે. થંડું પાણી રક્તસ્તંભક[2] તરીકે એક અકસીર ઉપાય છે. ગમેતેવો સખત તરવારનો ઘા લાગ્યો હોય અગર બીજા કોઈપણ કારણથી લોહી નીકળતું હોય ત્યારે થંડા પાણીનો પાટો બાંધવો એ એક ઉત્તમ ઉપાય છે. મોટી કાપકૂપ કર્યા પછી ડાક્ટરો પણ ઠંડા પાણીના પોટા બંધાવે છે. કાપકૂપ કરતાં જે બારીક, નસોનું છેદન થયું હોય તેના મુખને તે સંકોચ કરે છે. તથા કપાએલા મુખ તરફ આવતા લોહીને તે ઘટ[3] કરે છે, જેથી વધારે લોહી બહાર નીકળવા પામતું નથી. (કોઇપણ મોટી ધોરી નસ કપાયા વગર.) બીજી નાની નસો કપાયાથી તેમજ ઘણા વિસ્તાર વાળા ભાગમાં ઇજા થવાથી ગમે તેવો સખ્ત રક્તસ્રાવ[4] થતો હોય તોપણ ઠંડું પાણી તેને અટકાવે છે. આવી રીતે જખમ ઉપર ઠંડું પાણી એક બે દિવસ સિંચવું પડે છે, અગર લાકડાની ઘોડી કરી તેમાં ગળતી બાંધી જખમ ઉપર પાણી ટપકવા દેવાની અવસ્ય જરૂર પડેછે. આથી દરદીને ઠંડ ચડશે એવી ધાસ્તી કોઇપણ વૈદે રાખવી નહિ, કારણકે ઠંડું પાણી જોકે સ્પર્શે શીતળ છે તોપણ શરીરની અંદરની ગરમીને તે જાગ્રત કરેછે. જણ્યા પછી જ્યારે ઘણો ભયંકર રક્તસ્રાવ થાય છે, ત્યારે ગર્ભાશયની અંદર ઠંડું પાણી રેડવાથી ફાયદો થાયછે. ઠંડું પાણી ગર્ભાશયની ધમનીના[5] તૂટેલા મુખનો એકદમ સંકોચ કરેછે, તથા રક્તસ્રાવ બંધ કરેછે. પેડુ સાથળ તથા જનનેંદ્રિયો ઉપર પણ ઠંડા પાણીનાં પોતાં મુકવાથી ફાયદો થાયછે. જો લોહી જલદીથી બંધ ન થાય તો ગર્ભાશયમાં બરફનો કકડો મૂકવો કહેલો છે. કસુવાવડમાં પણ લોહી બંધ કરવા માટે આ ઉપાય લાગુ પડેછે. થોડું થોડું લોહી વહેવાથી કસુવાવડ અગર ગર્ભપાત થશે એવી જ્યારે ધાસ્તી રહેછે, ત્યારે પેટ, પેડુ અને જનનેંદ્રિયો ઉપર ઠંડાં પાણીનાં પોતાં મૂક્યાં હોય તો વખતે ગર્ભપાત થતો અટકેછે.

---

૧ વખણાએલી. ૨ લોહી રોકનાર. ૩. ઘાટું. ૪. લોહીનું વહેવું. ૫ નસ-નાડી.

ઢીલા પડી ગએલા ભાગોને સંકોચ કરી ઠંડું પાણી કૌવત આપે છે. નસો સુજવાથી જ્યારે વૃષણ મોટું થઇ આવે છે, (રક્ત જન્ય વૃષણ વૃદ્ધિ) ત્યારે ઠંડાં પાણીનાં પોતાં રાખવાથી સોજો ઉતરે છે. તેમજ જ્યારે વૃષણની અંદર આંતરડું ઉતરે છે, તે બરાબર હસ્તક્રિયાથી ચડાવતાં પણ ચડતું નથી તેવે સમે ઠંડાં પાણીનાં પોતાં અગર બરફ રાખવો એ ઉત્તમ ઉપાય છે. કેટલીક વખતે અંતર્ગળ[1] ઘણું ભયંકર થઈ પડેછે, અને થોડી મુદતમાં દરદીનો જીવ જશે એવી ધાસ્તી રહેછે. તેવા કષ્ટસાધ્ય[2] અંતર્ગળની અંદર બરફ અગર ઠંડાં પાણીનાં પોતાં મૂકવાથી ફાયદો થતો આપણે જોઇએ છીએ. જો બરફ ન મળે અને પાણી વધારે ઠંડું કરવું હોય તો તેની અંદર નવસાર નાખવો. પ્રદર રોગની અંદર ઠંડું પાણી છાંટવાથી અગર પિચકારી મારવાથી નીકળતો સફેદ પદાર્થ બંધ થાય છે. સુવાવડને લીધે નબળી સ્ત્રીઓના ગર્ભાશયના શ્લેષ્મ પિંડ કમ કૌવત થઈ ગર્ભાશય બહાર નીકળશે એવી ધાસ્તી રહેતી હોય તો યોની માર્ગમાં ઠંડાં પાણીની પીચકારી મારવાથી ડીલ બહાર નીકળતું અટકે છે. યોનીનાદ એટલે સુવાવડ પછી સ્ત્રીને એક જાતનો એવો રોગ થાય છે કે ગર્ભાશયની અંદર પવન ભરાય છે, તથા જ્યારે સ્ત્રી પોતે બેસવાની અગર ઉઠવાની સ્થિતિ બદલાવે છે, ત્યારે પવન બહાર નીકળે છે, ને અવાજ કરેછે, આવા દરદને સ્ત્રીઓ ડીલ બોલેછે એમ કહેછે. સંસ્કૃત શબ્દ એને માટે યોનિનાદ છે. આ દરદની અંદર ઠંડાં પાણીનો ઉપયોગ પ્રદરની માફક કરવામાં આવે તો ફાયદો થાય છે. જીર્ણ ઝાડો અને અતિસારની અંદર અતિ કમ કૌવત થવાને લીધે બાળકોને ગુદ ભ્રંશ થાયછે, (આમણ[3] નીકળે છે.) ત્યારે પુંઠ ઉપર ઠંડું પાણી છાંટવું યોગ્ય છે. તેથી સફરાના શ્લેષ્મ પિંડને કૌવત આવેછે, તથા ધીરે ધીરે પુંઠ નીકળતું બંધ થાય છે. વીર્યસ્ત્રાવના દરદમાં ઠંડું પાણી અતી ઉપયોગી છે, જે માણસને વખતો વખત વીર્યસ્ત્રાવ થાયછે તે માણસે હમેશાં રાત્રે સુતી વખતે પેડુ તથા કમર ઉપર ઠંડું પાણી છાંટવું. તે ભાગના નબળા પડી ગએલા જ્ઞાન તંતુઓને તે કૌવત આપેછે. જેમ આંખે દિવસમાં બે ચાર વખત પાણી છાંટવાથી ફાયદો થાયછે, તેમ પેડુ કમર અને જનનેંદ્રિયો ઉપર ઠંડું પા-

૧. વૃષણમાં આંતરડાંનું ઉતરવું. ૨. ઘણી મેહેનતે મટે એવું. ૩ પુંઠની ઉપરનો આંતરડાનો ભાગ.

ણી છાંટવાથી વીર્યવાહિની નળીઓને કૌવત મળે છે, તેની ઉષ્ણતા દૂર થાય છે, તથા તે ભાગનાં શ્લેષ્મપિંડ સંકોચને પામી દૃઢ થાય છે, ને તેથી વીર્યસ્રાવ થતો અટકે છે. મજબુત બાંધાના માણસને વીર્યસ્રાવ થતો હોય તો હમેશાં વહેલા ઉઠી ઠંડાં પાણીથી તેમણે નહાવું ને દશ મિનિટ સુધી પેડુ તથા કમર ઉપર ઠંડા પાણીની ધાર પડવા દેવી. જે સ્ત્રી ઋતુમાં હોય તે સ્ત્રીએ ઠંડાં પાણીનું સેવન કરવું નહિ, કારણકે તેથી ઋતુ દેખાતો વખતે બંધ થાય છે. પણ જે સ્ત્રીઓને અત્યાર્તવ[1] હોય તે સ્ત્રીને ખસુસ કરીને ઠંડાં પાણીનો ઉપયોગ ફાયદો કરેછે.

---

## पुस्तकोनी पहोंच.

નીચે લખેલાં પુસ્તકો તથા ચોપાનીઆં તેમના કર્તા તરફથી મળ્યાં છે તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવેલ છે.

'મેવાડની જાહોજલાલી,' 'શ્રી વૈદ્યજીવન,' 'ભોજ પ્રબંધ,' 'નિર્ભય ભીમ વ્યાયોગ,' 'કરણ્ણા વજ્રયુધ નાટક,' 'ગુજરાત શાળાપત્ર,' સ્વદેશ બંધવ તથા 'આર્ય સહોદર,' 'સૌરાષ્ટ્રદર્પણ,' તથા 'સ્વદેશહિત બોધક,'

છેલ્લાં પાંચ ચોપાનીઆં માનવધર્મના બદલામાં ગણી પહોંચ આપીછે.

**मेवाडनी जाहोजलाली**‡—મેવાડના રાણાએ પરમાર્થી અને સ્વદેશને માટે સ્વાર્પણ કરવામાં કેવા તત્પર હતા તે આ પુસ્તકમાં અચ્છી રીતે બતાવી આપ્યું છે. પ્રાચીન તેમજ અર્વાચિન ઇતિહાસોનાં પાનાં ફેરવી જોતાં મેવાડના મધ્યયુગના રાજપુત્રોના ઈતિહાસથી વાંચનારના અંતઃકરણમાં જેવું ને જેટલું સ્વદેશાભિમાન અને સ્વદેશ વાત્સલ્ય પેદા થાયછે, તેવો અને તેટલો વાત્સલ્યભાવ બીજા ઇતિહાસો કદિ ઉત્પન્ન કરનાર નથી. જ્યાં સ્વાર્થ હોય ત્યાં સ્વદેશવાત્સલ્યનો અભાવ હોય એ સ્વભાવિક છે. રા. વિઠ્ઠલદાસ તરફથી નીકળેલાં ઘણાં પુસ્તકોમાં આ પુસ્તકની સર્વોત્તમ ચૂંટણી થઇ છે. સ્વદેશ પ્રત્યે ભક્તિભાવ ઉત્પન્ન કરે એવાં ઉપયોગી પુસ્તકો છપાવી બહાર પાડવાનો તેમનો લાંબા કાળનો શ્રમ સ્તુત્ય છે. અને તેટલાં માટે તેમના આવા દરેક શુભ પ્રયત્નને ગુજરાતી પ્રજા તરફથી

---

[1] રૂતુનું ઘણું દેખાવું. ‡ બનાવનાર અમદાવાદ ફીમેલ ટ્રેનિંગકાલેજના હેડમાસ્તર રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ.

આશ્રય મળવો જોઈએ. 'મેવાડની જાહોજલાલી' ને વાસ્તે દરેક રાજકુટુંબની ખાનગી પુસ્તકશાળા (લાયબ્રેરી)માં જગા થવી જોઇએ, અને મેવાડના સ્વદેશાભિમાની શૂરવીર રાજપુત્રોનાં સ્વાર્થ માટે નહિ પણ પરમાર્થ માટે કરેલાં અનુપમ પરાક્રમો વાંચીને ગએલું રજપુતી પાણી પાછું પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ. પુસ્તક જેવું ઉપયોગી છે તેવું જ પાકી બાંધણી અને સુશોભિત ગિલ્ટવાળા પુંઠાનું હોવાથી બે રૂપિઆ જેટલી કિંમત પણ કંઇ વધારે કહેવાય નહિ.

**શ્રી વૈદ્યજીવન**×—વૈદકના ઉત્તમ પુસ્તકોમાંનું આ એક ઘણુંજ ઉપયોગી પુસ્તક છે, તેથી તેનું ભાષાન્તર થવાની જરૂર હતી તે કર્ત્તાએ પૂરી પાડીછે બીજાં સંસ્કૃત પુસ્તકો જેવાં કે, કાવ્યો, પુરાણો વગેરેનાં ભાષાન્તર કરતાં પણ વૈદકનાં પુસ્તકનાં ભાષાન્તર લોકોને વધારે ઉપયોગનાં થાય, એ દેખીતુંજ છે, અને તેટલા માટે વૈદકનાં પુસ્તકોનાં ભાષાન્તર ઘણી સરળ ભાષામાં કરવામાં આવે તો તમામ લોકોને ઉપયોગી થાય. સંસ્કૃત ભાષાના અભ્યાસીઓ અને વિદ્વાનોને તો મૂળ સંસ્કૃત વાંચવાથી જેટલો રસ ઉપજે તેટલો ભાષાન્તરથી નજ ઉપજે; માટે તેમને વાસ્તે તો ભાષાન્તર થાઓ કે ન થાઓ તે બધું સરખુંજ છે. તેથી સાધારણ ગુજરાતી વાંચી સમજી શકે એવા વર્ગને ઉપયોગનાં થાય, એવી ભાષામાં ભાષાન્તર થાય તે વધારે પસંદ કરવા લાયક છે, ને ત્યારેજ ખરો હેતુ પાર પડેછે. આ પદ્યાત્મક પુસ્તકનું પદ્યમાંજ ભાષાન્તર થયુંછે, જે કામ ઘણું મુશ્કેલ છતાં ભાષાન્તર કર્ત્તાએ સારો શ્રમ લીધો જણાયછે, અને તે પરથી તેમને ભાષાનાં જ્ઞાનની સાથે કવિતા કરવાનું પણ સારૂં જ્ઞાન હોય એમ જણાઇ આવેછે. પદ્યાત્મક પુસ્તકનું પદ્યમાંજ ભાષાન્તર કરવું એ એક રીતે ઉપયોગી છે. તે એ કે ગુજરાતી અભ્યાસીઓને ગોખી મોઢે કરવાનું સહેલ પડે. પણ તેની સાથે ભાષાન્તર કર્ત્તાએ એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ કે પદ્યાત્મક પણ સરલ અને તરત સમજી શકાય. એવી કવિતામાં થયું હોય તોજ તે હેતુ પાર પડે; જો કે તે કામ ઘણું કઠણ છે તે અમારા સમજવા બહાર નથી, અને તેટલા માટે અમે તો

× ભાષાન્તર કર્ત્તા સુરતના રા. પ્રાણલાલ બળદેવજી મુનશી. છપાવી પ્રસિદ્ધ કરનાર રા. કિશનલાલ ગોવિંદલાલ દેરાસરી અમદાવાદના.

ભાષાન્તર કર્ત્તાઓને ભલામણ કરીએ કે જે ભાષાન્તર કરો તે ગુજરાતી છઠ્ઠું ધોરણ ભણેલો વિદ્યાર્થી સમજી શકે અને તેનો ઉપયોગ કરી શકે એવું થશે કે નહીં, તેનો ભાષાન્તર કરતાં પહેલાંજ વિચાર કરવો જોઇએ. આ પુસ્તકમાં ગુજરાતી કવિતામાં કઠણ શબ્દો ન છૂટકે મૂકવા પડ્યા જણાયછે, પણ તેના પાછા અર્થ આપેલા છે, અને કઠણ કવિતાનો ખુલાસો કર્યો છે, તે વધારે સારૂં કર્યુંછે; થોડા ચૂંટેલા શ્લોકથી વૈદકનું ઘણું જ્ઞાન થાય. એવું આ પુસ્તકજ મૂલમાં ઉપયોગી છે તેથી ગુજરાતી પ્રજા તરફથી તેને સારો આશ્રય મળે અને તેનો સારો ફેલાવો થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**भोज प्रबंध***—આ પ્રસિદ્ધ પુસ્તક છતાં અત્યારસુધી તેનું પુસ્તકના આકારમાં ભાષાન્તર થઈ બહાર પડયું નહોતું, તેથી તેનું ભાષાન્તર કરાવી છપાવનારે સંસ્કૃત ભાષાથી બે નસીબ ગુજરાતી પ્રજા ઉપર ઉપકાર કર્યોછે. મૂળ સંસ્કૃત સાથે ભાષાન્તર થવાથી સંસ્કૃત તેમજ ગુજરાતી બન્ને ભાષાના અભ્યાસીને સરખી રીતે ઉપયોગી થાય તેમ છે. આ પુસ્તકના ભાષાન્તરની શૈલી વિશે કાંઇપણ બોલવાપણું રહેતું નથી, કેમકે ભાષાન્તર કર્તાએ એક ભાષાંતર કર્તા તરીકે સારૂં નામ કાઢયું છે, અને તેણે કરેલાં ભાષાન્તરો ચોપડીઓ તથા ચોપાનીઆં દ્વારે ઘણાં વાંચવામાં આવેછે, જે સર્વે માન્ય અને ગુજરાતી ભાષાના અભ્યાસીઓને ઘણું પસંદ પડયું છે. આ પુસ્તકની કિંમત રૂ. ૨—૦—૦ કદના પ્રમાણમાં વધારે છે ખરી, પણ પુઠું પાકું અને પુસ્તક વાંચવા લાયક છે.

**करुणा वज्रायुध नाटक**—રચનાર ગોંસાઇ નારાયણ ભારતી યશવંત ભારતી પાટણ કિંમત રૂ ૦—૮—૦

**निर्भयभीमव्यायोग**—તેજ રચનાર તરફથી કિં. રૂ ૦—૩—૦

---

* ભાષાન્તર કર્તા શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી ભાષાન્તર કરાવી છપાવનાર જામનગરના શે. વિશ્વનાથ ગોવિંદજી.

# માનવધર્મ.

પુસ્તક ૧ લું. વૈશાખ. સંવત ૧૯૪૩. અંક ૭ મો.

## દુર્લભ કૃત.

### કુંડલિયા.

ધર્મ અર્થ અરૂ કામસેં, મિલે મોક્ષકા ધામ;
તિનમેં એક બના નહીં, તો ફિર કહાં બિરામ!
તો ફિર કહાં બિરામ, નહીં તન ઉત્તમ પેખ્યા;
કુસંગકા પરિનામ, આપકી આગે દેખ્યા!
દાખે દુર્લભદાસ સમજ લિયા નહી મર્મ;
ભયા હૃદય અંધેર, પિછાને કૈસે ધર્મ. ૧

ભજે ભીરમેં રામકું, સુખમેં ભજે ન કોય;
જો સુખમેં સમરે સદા, દુઃખ કાયકું હોય!
દુઃખ કાયકું હોય! અવશ ચાહે ઉપચારા;
દરદ ભયા અસાધ્ય, કરત ક્યા ઔષધ સારા!
દાખે દુર્લભદાસ, કામ બિગારે તીરમેં;
સુખમેં ભજે ન કોય, ભજત રામકું ભીરમેં. ૨

પરનારીકી યારિમેં, કારી લગે કટાર;
નપ્ફા ન ઇઝત મરત તક, ખચીત હોનાં ખ્વાર;
ખચીત હોનાં ખ્વાર, પ્યાર નિજ પિયા ન લાવે;
ઘટે કૂલકા માન, અતિ અપ્યાન જમાવે;
ફિરે દિવાના ફકત! જીંદગી હોત અકારી;
દાખે દુર્લભદાસ, પિશાચ રૂપ પરનારી. ૩

"કઠિન વખ્ત કલયુગ હે, નહીં સાચકા નામ;"

જાુઠ ચલાયા જગતમેં, કરત કામ સમદામ,
કરત કામ સમદામ, રામકી રીત ડુબાઈ !
ઘર ઘર એક પ્રપચ, લડત દુખરૂપ લડાઇ,
શઠ હય હોત સવાર, અને પડિત અદિ દીના,
દાખે દુર્લભદાસ, બડા કલયુગ કીના ! ૪
રવિ દિનકુ રાત કહે, કહે શાહ તબ રાત,
રડીકે તામે ભયા, મગ રાજનકે ગાત,
મગ રાજનકે ગાત, રવિ ચાહે સો બઘે !
બડી જુલ્મકી બાત, કિયા કલયૂગને અધે,
દાખે દુર્લભદાસ, મગ્દ જાત ભઈ ઠડી,
જહા દેખુ વહા જોર, જનાવે સાલી રડી ! ૫
શીર પટકતા ક્યૌ ફિરે, નહીં લેન કોઉ દાદ,
જર ભરમાવે સમનકુ, નહિ સુનતા ફિરયાદ,
નહિ સુનતા ફિરયાદ, લાચકી ચલતી રેલી !
રખના ન્યાયાધીશ, સદા પૈસેકી થેલી !
દાખે દુર્લભદાસ, દીન નિજ શીર પટકતા;
દામ દિખાવે જોર, રક જન રહે લટકતા ૬
બિના બસીલે નોકરી, બિના ઢાલ તલવાર,
સુનો પ્રીત કયા કામકી ! ઉનટા ખાવે માર,
ઉનટા ખાવે માર, આપકા ઓજ ગુમાવે;
દુશમન કર દરિયાફ, નયા અપરાધ ઉઠાવે,
દાખે દુર્લભદાસ, ફિરત ઐસે બનહીના,
નહીં તરૂવરકુ પત્ર, વૈસે નર બસીલ બીના ૭
બડો કામ શુરવીરકો, નહિ કાયરકો કામ,
અચલ રહે સગ્રામમે, નિડર પુરૂષકા નામ,
નિડર પુરૂષકા નામ, શત્રુનિજ મુખસે ગાવે,
કાયર અકકલહીન, અન્યથા લાજ ગુમાવે,
દાખે દુર્લભદાસ મચે શૂરાકો ઝગડો,
કાયર નાશી જાય, કૃત શુરવિરકો હે બડો ૮

છોટા દીપ પ્રકાશસેં, અવલોકત સબ ચીઝ,
દીપ બૂઝા-તબતો ભયા, અંધેરા હરગીઝ;
અંધેરા હરગીઝ, કછું નહીં ચીઝ દિખાવે;
ગ્યાન બિના શું લોગ, ભટક ભટક ગીરજાવે;
દાખે દુર્લભદાસ, છૂટે જબ તન લંગોટા;
પિછે સબી સમુઝાય, ગિનત ગ્યાન જો છોટા! ૯
મુખકી બાની ઔરહે, દિલકી બાજી ઓર;
જૈસિ નભમેં ગર્જના, નહિં મેઘકા ઠોર;
નહીં મેઘકા ઠોર, ખલ્ક ફળ ક્યોંકર પાવે;
બાનિશર ત્યોં જન્મ, સફલ કિસ્તરાંહ બનાવે;
દાખે દુર્લભદાસ, બિના કલયૂગકા દુઃખકી;
દિલકી બાજી ઓર, ઓર હે બાની મુખકી. ૧૦

---

## ધર્મ વિચાર

(સાંધણુ પૃષ્ટ ૮૫ થી)

વાંચનાર ! આપણું (મનુષ્ય માત્ર) કર્ત્તવ્ય શું છે તે વિષયપર સેંકડે બલકે હજારો વર્ષ વિદ્વજ્જનોમાં ચરચા ચાલેલી છે, પણ અખાના કહેવા પ્રમાણે કોઈ ઝગડો ચૂકવી ગયું નથી એવી બાબતમાં હું વિવેચન આપવા ધારૂં છું તે તો એક નાના મછવાથી મોટા સાગરને તરવા જેવું થશે. તોપણુ મારી શક્તિને અનુસાર જે કાંઈ તદ્વિષયમાં મારા વિચારો હોય તે વિદ્યાર્થીરૂપે જાહેર મૂકવા ધારૂં છું; કારણ કે માણસ પોતાનું બોલવું વિદ્વાનો માન્ય કરશે કે નહિ તેવી શંકામાં રહે તો તેનાથી કશું બોલાયે નહિ કે તેના વિચારો લોકોના જાણવામાં આવે નહિ. માટે આપણા જે માનસિક વિચારો હોય તે મનુષ્યોની હજુરમાં મૂક્યા હોય તોજ તે વિષે સારાસારનું વિવેચન થઇ શકે. ઘણા વિદ્વાનો જેમ પોતાનાં તર્કમાં આવ્યું તેમ પોતાના વિચાર મનુષ્યના કર્ત્તવ્ય કર્મ વિશે જાહેર કરી ગયા પણ તેમ થવાથી કર્તવ્યકર્મ બાબત કયા વિદ્વાનના વિચાર ખરા અને ગ્રહણ કરવા યોગ્ય છે તે પારખી કાઢવું બહુ મુશ્કેલ થઇ પડ્યું છે. ત્યારે એમ તો સિદ્ધ થાયછે, કે કોઇના મતને વિશે-

એ પ્રમાણે સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે,

ततःस्वयंभूर्भगवान् अव्यक्तोव्यंजयन्निदंमहाभूतानिवृत्तौजाःप्रादुरासीत्तमोनुदः ॥ १ । सोभिध्यायशरीरात्स्वात्सिसृक्षुर्विविधाःप्रजाः ॥ आपएवससर्जादौतासुवीजमवासृजत् । तदंडमभवद्धैमंसहस्रांशुसमप्रभं ॥ तस्मिन्जज्ञेस्वयंब्रह्मासर्वलोकपितामहः ॥ तस्मिन्नंडेसभगवानुषित्वाशाश्वतीःसमाः॥ स्वयमेवात्मनाध्यानात्तदंडमकरोद्द्विधा ॥ ताभ्यांशकलाभ्यांचदिवंभूमिंचनिर्ममे ॥ मध्येव्योमदिशश्चाष्टावपांस्थानंचशाश्वतं ॥

અર્થ—પ્રથમ અવ્યક્ત સ્વયંભૂ ભગવાન્ આકાશાદિ મહાભૂતને ઉત્પન્ન કરી પોતે પ્રગટ થયા. ત્યારપછી પોતાના શરીરમાંથી જુદીજુદી જાતની પ્રજાને ઉત્પન્ન કરવાનું મનમાં ધારી પ્રથમ પાણી પેદા કર્યું, અને તેમાં બીજ ઉત્પન્ન કર્યું તે બીજમાંથી સૂર્ય તથા સોના જેવી કાંતીવાળું ઈંડું ઉત્પન્ન થયું. તે ઈંડામાં સર્વ લોકના પિતામહ બ્રહ્મા પોતે ઉત્પન્ન થયા. પછી તે ઈંડાંમાં કેટલાંક વરસ રહી પોતાની મરજીથી તે ઈંડાંના બે કટકા કર્યા, અને તે બે કટકામાંથી પૃથ્વી અને આકાશ બનાવ્યાં; અને તે બન્નેની મધ્યમાં આકાશ, આઠ દિશા, સમુદ્રો ઉત્પન્ન કર્યાં. એ પ્રમાણે સઘળું ઉત્પન્ન કરી પોતાના અરધા શરીરમાંથી પુરૂષ ઉત્પન્ન કર્યો અને બીજા અરધા શરીરમાંથી સ્ત્રી ઉત્પન્ન કરી. અરધા શરીરમાંથી જે પુરૂષને ઉત્પન્ન કર્યો તે વિરાટ્ (મનુ). આ પ્રમાણે સર્વ વિશ્વ સર્વ શક્તિમાન પરમાત્મામાંથી હિરણ્યગર્ભ મનુ પ્રમૃતિ પરંપરાથી ઉત્પન્ન થયું છે, એમ સ્મૃતિ શ્રુત્યાદિથી સિદ્ધ થાય છે. એની સિદ્ધતાનાં બીજાં હજારો પ્રમાણો આપી શકાય છે.

હવે એ જગત્‌ને વિષે બ્રાહ્મણાદિ ચાર વર્ણનો વિવેક ચાલ્યો આવે છે, તે અર્વાચીન છે કે પ્રાચીન તેનો વિચાર કરીએ. તપાસ કરતાં એમ જણાય છે કે તે પ્રાચીન છે. તેના પ્રમાણમાં મનુસ્મૃતિના દશમા અધ્યાયમાં કહ્યું છે કે,

"ब्राह्मणःक्षत्रीयोवैश्यस्त्रयोवर्णाद्विजातयः । चतुर्थएकजातिस्तुशूद्रोनास्तीहपंचमः ॥

બ્રાહ્મણાદિ ત્રણ વર્ણ દ્વિજાતિ છે, કારણ કે એ ત્રણે વર્ણને ઉપનયન (જનોઈ) સંસ્કારનો અધિકાર છે, અને શૂદ્રને તેનો અધિકાર નથી, તેથી તે એક જાતિ કહેવાય છે. પાંચમો કોઈ વર્ણભેદ નથી. હવે ગાય, ઘોડા, ઈત્યાદિ જનાવરોમાં જેમ અવયવના ભેદથી તે જુદી જાતિ છે, એમ જણાય છે, તેમ બ્રાહ્મણાદિ વર્ણોમાં નથી. તેથી બ્રાહ્મણ કોણ, ક્ષત્રીય કોણ, વૈસ્ય કોણ અને શૂદ્ર કોણ એ શંકામાં બ્રાહ્મણાદિ ચાર વર્ણોમાં સમાન જાતિ યા, યથા શાસ્ત્ર પરણેલી, અને અક્ષત યોનીમાં આનુલોમ્યથી એટલે બ્રાહ્મણ તે બ્રાહ્મણીમાં, ક્ષત્રી તે ક્ષત્રીઆણીમાં, એ અનુક્રમથી જે જાતિમાં જે ઉત્પન્ન થયા તેને તે તે જાતિવાળા જાણવા. એ જાતિ વિભાગ પ્રથમ કેવી રીતે થયો તે વિષે આગળ બોલવામાં આવશે. વળી વેદમાં પણ બ્રાહ્મણાદિ જાતિને કહેવાવાળા ઘણા શબ્દો મળી આવે છે. તેથી એ વર્ણવિભાગ પ્રાચીન છે એમ સિદ્ધ થાય છે.

એ આર્ય પ્રજાની ઉત્પત્તિને કેટલો વખત થયો એ ગણના થઈ શકતી નથી કારણ કે તેમાં પ્રત્યક્ષાદિ કોઇપણ પ્રમાણ મળતું નથી. અનુમાનથી વર્ષ સંખ્યા બાંધીએ તેમાં પણ કોઈ નિર્દોષ સહેતુ નથી. કારણ કે વેદમાં પણ બ્રાહ્મણોને માટે આર્ય શબ્દ વપરાએલ છે, જેમકે ઋગવેદમાં अहंभूमिमददामार्याय ॥ એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આર્ય પ્રજોત્પત્તિ ઘણા જુના કાળથી છે. હવે આપણા પૂર્વજો વિદ્યા શિલ્પાદિમાં કુશળ હતા કે નહિ તે સિદ્ધ કરી આપવાનું છે, ને સિદ્ધ થયાથી હાલની પ્રજાથી તેઓ કેટલે દરજ્જે શ્રેષ્ટ તથા ડહાપણવાળા હતા તે સિદ્ધ થાશે; અને જ્યારે તેઓ આપણા કરતાં વધારે ડહાપણવાળા હતા એમ સિદ્ધ થાય ત્યારે તેઓની બાંધેલી રીતભાતો પણ ઘણી ઉત્તમજ હોવી જોઇએ. અને હાલમાં સુધારાવાળાઓ જે જુની રીતને અવખોડે છે. તેમાં તેઓ ભૂલ કરેછે તે પ્રત્યક્ષ જણાઇ આવેછે.

કેટલાક વગર વિચારવાળા મનુષ્યોનું એવું કહેવું છે કે હાલની પ્રજાથી સો વર્ષ પહેલાંની પ્રજા અ[1]પ્રગલ્ભ હતી. જ્યારે સો વર્ષ પહેલાંના મનુષ્યો અપ્રગલ્ભ હોય ત્યારે તેની પહેલાંના મનુષ્યો તો વિદ્યાશિલ્પાદિ.

૧ ડહાપણ વગરની.

રહિત કેવળ પશુ પ્રાયજન[૨] હોવાં જોઇએ. પણ એમ નથી. પ્રાચીન લોકની સ્થિતિને બતાવનાર બધી પ્રમાણ વસ્તુમાં સર્વસંમત જે વેદ પુસ્તક તેથીજ એમ સિદ્ધ થાયછે કે તે વખતની આર્યપ્રજા વિદ્યાશિલ્પાદિ વિદ્યા હુનરોમાં કુશળ હતી. પ્રથમ સર્વ મનુષ્યને અન્ન વસ્ત્રની જરૂર ત્યારપછી રહેવાની જગાની જરૂર હોય છે. એ ક્રમ સર્વાનુભવ સિદ્ધ છે. એ ત્રણ વસ્તુ મળે ત્યાર પછી કલત્ર પુત્રાદિ સુખની ઇચ્છા થાય છે. તેસુખ મળે ત્યારે તેમાં પણ સંતોષ ન માની સાંસારિક સુખની વૃદ્ધિને માટે નિજનૈસર્ગિક સ્વભાવથીજ નાના પ્રકારના ઉદ્યમમાં જેમ હાલના લોકો યત્નવાળા થઇ વિદ્યા શિલ્પાદિ હુનરોમાં પ્રવિણ થાયછે, તેમ પુરાતન લોકો પણ નિજ નૈસર્ગિક સ્વભાવથીજ પોતપોતાની બુદ્ધિના અનુસાર પ્રમાણે વિદ્યા શિલ્પાદિમાં પ્રવીણ હોવાજ જોઇએ.

આ વાતની સિદ્ધતામાં કેટલાં એક વેદ વાક્યો પણ જોવામાં આવેછે. જેમ કે ઋગ્વેદમાં शुनंवहाःशुनंनरःशुनंकृपतुलाङ्गलंइति ॥ અર્થ "બળદો સુખથી ભારને ધારણ કરો, પુરૂષો સુખથી જેમ થાય તેમ કૃષિ કર્મ કરો, લાંગલ એટલે હળ પૃથ્વીને ખેડો." આ પ્રમાણે વળી બીજાં પણ શ્રુતિ વાક્યોનો વિચાર કરતાં એમ જણાય છે કે પ્રાચીન આર્ય લોકો પણ ખેતી કરી નાના પ્રકારનાં ધાન્યો ઉત્પન્ન કરી પર્વત અને વનમાં, ગામ અને શેહેરોમાં ઘર બાંધી પોતાનો નિર્વાહ કરતા હતા.

હવે એમ શંકા ઉઠશે કે તે વખતે ગામ નગરો વગેરેની વ્યવસ્થા ન હતી. પણ એમ નથી. ઋગ્વેદમાં કહ્યું છે કે शतमश्मन्मयीनांपुरामिन्द्रोव्यास्यत्दिवोदासायदाशुषे ॥ ઇંદ્ર દિવો દાસને સો નગરી દેતો હવો. એ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે તે વખતે પણ ગામ, નગર, શહેર વગેરે હતાં તેમજ વળી વેદના સ્તુતિભાગમાં અનેક તરેહના સુખની માગણી કરી છે, તે ઉપરથી પણ એમ જણાય છે. અનેક શિલ્પાદિ ક્રિયાનો પ્રકૃષ્ટ પરિચય પ્રાચીન લોકોમાં હતો એ વાતની સિદ્ધતામાં હજારો વાક્યો વેદમાંથી નીકળે છે. માટે હાલમાં કાંઇ નવું થયું છે. અને પ્રાચીન લોકો મૂળ હતાં એમ કહી શકાતું નથી. વળી પ્રાચીન લોકોએ જે જે

---

૨. પશુતુલ્ય.

ધોરણો બાંધેલાં તે સઘળાં તપાસતાં હાલનાં ધોરણો માણસોને કેવળ ઊંધે રસ્તે લઈ જનાર છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે અને જગત્‌ની ઉત્પત્તિમાં પ્રથમ આર્ય લોકોનીજ વસ્તી હતી પણ તેઓમાં જ્યારે ધીમે ધીમે ક્રિયાનો લોપ થતો ગયો તેમ તેમ તેઓ અનાર્ય થતા ગયા, અને જેટલે જેટલે દરજ્જે તેઓ અનાર્ય રીતિ પકડતા ગયા તેમ તેમ તેઓનાં નામ પૌન્ડ્રક, ચોડ, દ્રવિડ, કામ્બોજ, યવન, શક, પારદ, પલ્હવ, ચીના, કિરાત, દરદ અને ખસ, વગેરે નામો પડતાં ગયાં. આ વાતના પ્રમાણમાં તે તે લોકોની ભાષામાં માતૃ, પિતૃ, સ્વસૃ, દુહિતૃ, ઈત્યાદિ ગિવાર્ણ ભાષાના શબ્દોથી થોડીજ અસર પરંપરાની ભિન્નતામાં અપભ્રષ્ટ શબ્દો જોવામાં આવે છે. એ ઉપરથી પ્રથમ કોઈ દિવસ સઘળા મનુષ્યોનું મૂળ કુટુંબ એકજ હશે એમ અનુમાન થાયછે પણ જેમ જેમ દુર્દૈવથી પોતપોતાના કાર્યોનો ત્યાગ કરતા ગયા તેમ તેમ તેના આર્ય પણાનો લોપ થતો ગયો. ક્રિયાના લોપથી અનાર્ય થયા એમ જે શાસ્ત્રમાં લખ્યું છે તે ઉપરથીજ વળી એમ જણાય છે કે તેઓની સઘળી રીતો શ્રેષ્ટ હતી તેથી હવે તેમની રીતોનું સવિસ્તર વર્ણન કરવા વખત મળ્યો છે.

અપૂર્ણ.

---

## ન્યાય.

( સાંધણ પૃષ્ટ ૯૧ થી )

ઉપરની સર્વ હકીકત ધ્યાનમાં લેતાં કાયદાના મોટામાં મોટા ત્રણ ભાગ થયા. હક અને જવાબદારી મુકરર કરનાર, તે મુકરર કરવાનાં સાધનો રૂપ પ્રમાણ અથવા પુરાવો અને હક તથા જવાબદારી અમલમાં લાવનાર. આ ત્રણે ભાગના દિવાની અને ફોજદારી એવા બે મોટા ભાગછે. હક અને જવાબદારી મુકરર કરનાર કાયદાઓમાં હાલ મુખ્ય—હિંદુલા, મુસલમાની સરેહ, તેમજ બીજા અન્ય વર્ણના રીવાજે ઉપરથી બંધાએલ અને આગળ કહી ગયા પ્રમાણે કાયદા બાંધનારી સત્તા તરફથી સર્વોપરી કાયદા અમલમાં લાવનારી સત્તાના ફેસલા પરથી નીકળતા નિયમોનો સં-

ગ્રહ—કરાર, ટાર્ટશાસ્ત્ર, વિશેષ ન્યાયનો આક્ટ, પેનલકોડ વગેરે. આ કાયદાઓ હક અને જવાબદારી મુકરર કરનારા છે. પુરાવો એ સદરહુ હક અગર જવાબદારીના પ્રમાણ રૂપ છે. દીવાની અને ફોજદારી કામ ચલાવવાના કાયદા, એ હકે અને જવાબદારી અમલમાં લાવનાર છે. આ બધા કાયદાઓ માણસનાં શરીર, મિલ્કત, અને આબરૂને સંબંધે તે વિષે સૂચવે છે. માંણસ સિવાયનાં અન્ય પ્રાણીઓનો કાયદા બાંધનારાએ મિલ્કત શબ્દની અંદર સમાવેશ કીધેલો છે. ઉપરતા કાયદાઓમાં હિંદુશાસ્ત્ર, મુસલમાની સરેહ તથા બીજા અન્ય વર્ણના રીવાજ ઉપરથી બંધાએલ કાયદાનું મૂળ સર્વોપરી કાયદા અમલમાં લાવનારી સત્તાના ફેંસલા છે. જો કે તમામ કાયદા ઘણું કરીને લોકની રીતભાત અને રીવાજ સર્વોપરી સત્તા તરફથી કબુલ કરવામાં ન આવે ત્યાં સુધી તે કાયદો કહેવાય નહિ. રીવાજ પાંચ (૫) પ્રકારના છે. ૧ દેશ રીવાજ, ૨ વર્ણ રીવાજ, ૩ જ્ઞાતિ રીવાજ, ૪ કુળ રીવાજ, અને ૫ કુટુંબ રીવાજ.

હિંદુશાસ્ત્રમાં મારા આગળ જણાવી ગયા પ્રમાણે મુખ્ય વારસા, ગુજરાન અને લગ્ન સંબંધીના હકો તથા જવાબદારીના નિયમો આવેલાછે. આ નિયમો જુદા જુદા વર્ણમાં જુદા જુદા છે; તેનો એકજ કાયદો થવો હાલ અસંભવિત જણાય છે. તોપણ આ નિયમો મેં આગળ બતાવેલ સિદ્ધાંતને અનુસરી કાયદો કરવામાં આવે છે, તે સિદ્ધાંતથી વિરૂદ્ધ હોવા ન જોઇએ. હિંદુશાસ્ત્રમાં મિલ્કતના બે ભાગ રાખેલા છે. એક વડિલોપાર્જીત અને બીજી આત્મોપાર્જીત. ટુંકામાં હિંદુશાસ્ત્ર વગેરે જણોના બનાવેલ કાયદાઓ ફક્ત ઉપરના પાંચ પ્રકારના રીવાજ ઉપરથી બનેલા છે. આ હકો તથા જવાબદારી તોડવાથી થતાં પરિણામ એટલે શિક્ષારૂપ નિયમો તેમાંજ અગર હાલના ચાલતા પેનલકોડમાં આવી જાય છે. હક અને જવાબદારી મુકરર કરનાર કાયદામાં બીજે નંબર કરારનો કાયદો.હાલ સર્વોપરી કાયદા બાંધનારી સત્તા તરફથી બહાર પડેલો ચાલે છે. કરાર આ શબ્દને ઇંગ્રેજીમાં " કોન્ટ્રેક્ટ " કહેછે. 'કોન' એટલે સાથે અને 'ટ્રેક્ટ' એટલે સંબંધ થવો. આ ઉપરથી 'કોન્ટ્રેક્ટ' શબ્દ નીકળેલો છે, જેનો અર્થ અરસ પરસ સંબંધ થવો એનો થાય છે. ઈશ્વરી નિયમ પ્રમાણે જન્મના કે લગ્નના કારણથી જે સંબંધ ઉત્પન્ન

થાય છે, તેનાથી આ જુદા પ્રકારનો છે. આને મનુષ્ય કૃત સંબંધ કહીએ તો ચાલે. દરેક કરારમાં નીચે પ્રમાણેની વાત જોવાની છે.

સૂચના અને સ્વીકાર અને તે બે મળીને વચન. તે વચનનો અવેજ હોવાથી કબુલાત; અને તે કબુલાત એજ કરાર છે. પરંતુ સદરહુ કબુલાયત જો રાજી ખુશીથી આપેલી સંમત્તિથી લાયક ઉમરના અને કાયદાથી બાતલ નહિ થએલા સખ્સોએ એકજ વાતનો એકજ સરખો અર્થ સમજીને કરેલી હોય તોજ તે કબુલાયતના જોરથી અમલમાં લાવી શકાય. દરેક કરારમાં બે પક્ષકાર હોવા જોઇએ. વચન આપનાર અને વચન લેનાર. આમ છતાં કોઈ કરારમાં એક પક્ષકાર પણ હોય છે. દાખલા તરીકે અએ જે માલ બને વેચેથી આપ્યો છે તેની કિમત આપવાનું બને વચન આપે તો કરારમાં બ ક ને માલ વેચવાની જવાબદારી માથે લેતો નથી. જોકે અની જવાબદારી થાય છે; તોપણ કરાર બે પ્રકારના હોય છે. મુખ્ય કરાર અને મદદનીશ કરાર. પક્ષકારોએ જ્યારે અંદર અંદર કબુલાયત કરી હોય ત્યારે મુખ્ય કરાર થાય; અને જ્યારે પક્ષકારોએ ત્રાહીત સખ્સોને માટે કબુલાત કરી હોય ત્યારે મદદનીશ કરાર થાય છે. જેવા કે જામીનગીરીના તથા હામી વગેરેના હામી અને જામીનગીરીના કરારમાં હમેશાં ત્રાહીત સખ્સને જવાબદારી વચન આપનાર સખ્સે પોતાને માથે લીધેલી હોય છે. એ બે જાતના કરારો વચ્ચે ફક્ત એટલો તફાવત હોય છે કે હામીના કરારમાં વચન આપનારે જે ત્રાહીત સખ્સની જવાબદારી માથે લીધેલી હોય છે તે સદરહુ જવાબદારી અદા નહિ તોપણ પોતે જાતે તેની જવાબદારી અદા કરવા બંધાએલ છે. જામીનગીરીના કરારમાં જે ત્રાહીત સખ્સની જવાબદારી માથે લીધેલી હોય છે તે જો સદરહુ જવાબદારી અદા ન કરે તોજ ફક્ત વચન આપનાર તેની જવાબદારી અદા કરવા બંધાએલ છે. હામી અને જામીનગીરીના કરારમાં વચન લેનાર ત્રાહીત સખ્સને માટે કાંઈ કૃત્ય કરવાનું અથવા નકરવાનું વચન આપે તે વચન આપનારે દરેક કબુલાયતમાં બે વાત અવશ્ય જોવાની છે. ઉદેશ અને અવેજ. આ બે શબ્દો એક બીજા વિરુદ્ધ છે. દાખલા તરીકે:—

અ બને પોતાનો ઘોડો રૂ. ૫૦૦)માં વેચાથી આપવાની કબુલાયત

કરે તો આ કબુલાયતમાં ઘોડો આપવો એ આનો ઉદ્દેશ છે અને બનો અવેજ છે, તેથી ઉલટો ૫૦૦) આપવા એ બનો ઉદ્દેશ અને આનો અવેજ છે. અવેજ આ શબ્દની વ્યાખ્યા હાલના કરાર આકટમાં સારી રીતે આપેલી છે એટલે આ જગોએ બોલતો નથી.

જ્યારથી માણસો મંડળી બાંધીને રહ્યાં ત્યારથી એક બીજાને મદદ કરવી એ ઈશ્વરી નિયમ પ્રમાણે દરેક માણસ વર્તવા લાગ્યા. જે વખતે દરેક ચીજ માણસને સ્વતંત્ર રીતે મળી શકતી હશે તે વખતે મિલ્કત ઉપરના હક અગર જવાબદારીના નિયમોની કાંઈ જરૂર નહિં હોય, કારણ દાખલા તરીકે હજીપણ હવા, પાણી અને અગ્નિ વગેરે હમેશાની ઉપયોગની ચીજો લેવા દેવા વિષે ઘણું કરીને કાંઈપણ કરાર થતો નથી. તે ચીજો દુનીઆમાં એટલી બધી છે કે દરેક માણસ તેનો સ્વતંત્ર રીતે ઉપયોગ લઇ શકે. આટલું છતાં પણ જ્યારે આ ચીજોની તંગાસમાં કોઈ માણસ આવી પડેછે, અગર કોઇ કામમાં ખાસ વાપરવાનું ધારે છે ત્યારે તે સંબંધી કરાર કરવામાં આવેછે. આ પ્રમાણે દરેક ચીજની ખપતી પ્રમાણે કિંમત; આવો નિયમ બંધાય છે. જે ચીજની કિંમત તેવી તમામ કિંમત વિષે કરાર થઇ શકે. એક લોહીના સગપણથી અને લગ્નથી શરીર સંરક્ષણના દિવાની હકો વિષે હું આગળ કહી ગયોછું. પણ એક લોહીના તથા લગ્નના સગપણથી મિલ્કતપરના તથા આબરૂપરના હકો તથા જવાબદારી વિષે અત્યારસુધી કાંઈ જણાવવામાં આવેલ નથી. શરીર રક્ષણના દિવાની હકો તથા જવાબદારીપરથી મિલ્કત સંબંધીના હકો તથા જવાબદારી ઉત્પન્ન થાયછે. તેમાં મુખ્ય માબાપના શરીર સંરક્ષણથી ઉત્પન્ન થતા હકો તથા જવાબદારી; ધણી ધણીઆણીના સંબંધથી ઉત્પન્ન થતી હકો તથા જવાબદારી, આવા બે ભાગ છે. માબાપથી ઉત્પન્ન થતા જવાબદારીમાં કુટુંબના તમામ સંબંધીઓના મિલ્કતપરના હકો તથા જવાબદારી સમાઈ જાયછે. ધણીધણીઆણીના સંબંધમાં લગ્નથી જે માણસો સાથે સંબંધ બંધાયછે તેવા તમામનો સમાવેશ થાય છે. આ ઉપરથી હકો તથા જવાબદારીના મોટામાં મોટા બે ભાગ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતા અને કરારથી ઉત્પન્ન થતા. જે સંબંધ એક લોહીનાથી કે લગ્ન સંબંધથી નથી હોતો તે સંબંધ કરારથી બંધાય છે.

અને આ સંબંધ એક વખત મુકરર થયા પછી તે બીજા જેટલોજ બળવાન થાય છે.

અપૂર્ણ.

---

## मानवधर्म शुं शुं करे छे?

### (લખનાર ડા. સ. સૈ. જુનાગઢ).

ભુજંગી વૃત્ત.

ખરો ધર્મ માનુષનો જે કહાવે,
ખરેખાત માનુષ* તે તો બતાવે;
ધરી ધર્મ કુધર્મનો કાળ લાવે,
જનો ધર્મ× તો મર્મ રૂડો બતાવે. ૧

દઇને દવા દર્દિનાં દર્દ ટાળે,
બની મર્દ નામર્દનાં મિર્દ ખાળે;
ધરી ધૈર્યને આર્યમાં શૌર્ય લાવે,
જનો ધર્મ તો મર્મ રૂડો બતાવે. ૨

નીતિ ન્યાય રીતી પ્રિતી ઊર આણી,
વદે વીમળી મૂખથી બોધ વાણી;
સુનીતી સુધા સ્વાદ ચારૂ ચલાવે,
જનો ધર્મ તો મર્મ રૂડો બતાવે. ૩

જુની આર્યની રીતનો બોધ આપે,
અનીતિ અરીનાં ઉંડાં મૂળ કાપે;
કુધારો વિદારી સુધારો શિખાવે,
જનો ધર્મ તો મર્મ રૂડો બતાવે. ૪

કહે ધર્મ નારી રૂડો મર્મ જાણી,
હઠે જેથિ હાની બને રાણિ શાણી;
દળી દુઃખને સૂખ સારૂં અપાવે,
જનો ધર્મ તો મર્મ રૂડો બતાવે. ૫

---

* માનવધર્મ. × માનવધર્મ.

## મૂર્તિપૂજા બાબત ચર્ચા પત્ર.

### મેહેરબાન માનવધર્મના અધિપતિ સાહેબ—

આપનું માહા સંવત ૧૯૪૩ નું માસિક વાંચતાં તેમાં "હાલનો સુધારો" એ મથાળા નીચે લખાયલા વિષયમાં મૂર્તિપૂજાની બાબત વાંચી જોઈ તે ઉપરથી ઉત્પન્ન થતા વિચારો આપને પ્રદર્શિત કરૂં છું.

અગાઉ એ વિષય વાંચવાથી સ્પષ્ટ જણાયછે કે તે લખનાર કોઈ વિદ્વાન અને ઉત્તમ વિચાર ધરાવનાર હોવો જોઈએ. તેણે આધુનિક સુધારકોને વાસ્તે અગાઉ જે લખ્યું છે તે પુખ્ત વિચારનું, ઘટિત અને મનન કરવા યોગ્ય લખ્યુંછે. પણ આ વખતે તેણે લખ્યુંછે કે મુરતી પુજાનો વિષય પ્રશંસનીયછે તથા તેની જરૂરીઆતને સારૂ જે લખ્યું છે તે મને તો પસંદ નથી. મારૂં મન તો એમછે કે એ વિષય વખોડવા જેવો છે. કારણ કે એ બાબતથી આપણો આર્યાવર્ત દેશ એક શ્લોકમાં કહેવા પ્રમાણે काष्टलोष्टेषुमूर्खाणां તે ખરેખરા મૂર્ખ દિશાને પ્રાપ્ત થયો છે. વળી અખાએ કહ્યુંછે કે "जडचैतन्यगमेतपूज, पण,अखाजेबोसे वनतेवीसूज !॥ એ વાક્ય પ્રમાણે જડને પૂજીને અત્યંત જડ દિશાને પામ્યુંછે, એતો નિઃશંસય છે. તેવા વિષયની પ્રશંસા આ લખનાર કરશે એમ મેં મુદલ ધાર્યું નહોતું. વિચારો કે જે વાત વેદ વિરૂદ્ધ, જે વાત ૭ શાસ્ત્ર વિરૂદ્ધ, જે વાત નીતિ વિરૂદ્ધ, જે વાત ન્યાય અને તર્ક વિરૂદ્ધ અને જે વાત સત્ય વિરૂદ્ધ, એટલુંજ નહિ પણ જે વાતમાં કાંઈ સુમાર વગરનો ભેદ એટલે જેને ઠેકાણે આવે પુજવું તે ઇશ્વરે ચૈતન્યનો પણ ચૈતન્ય અને આ જડમાં પણ જડ તેવા પૂજનની પ્રશંસા કરવી એ વિદ્વાનોને વાસ્તે તો સખેદાશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં છે. આ વખોડવા જેવા વિષયને આ લખનારે જો ઉપેક્ષામાં રાખ્યો હોત તો કાંઇ બોલવા જેવું નહોતું; કારણ કે દેશમાં એક પ્રબળ થઇ પડેલો વિષય અને બધાનાં હૃદયમાં થઇ રહેલી વસ્તુ તે વિષે ઉપેક્ષા કરનાર સામે બોલવું નકામું છે પણ પ્રશંસા કરી અપેક્ષા દેખાડેછે તે સારૂ લખવાનું મન થયું.

તમારો લખનાર સુરતમાંજ મુરતી પૂજાનું નાક કાપી લખે છે કે

"નિરાકાર એકેશ્વરની ઉપાસના કરવી એ ઉપાસનાનો ઉત્તમ પક્ષ છે" તેથીજ એનાજ લખવાથી થયું કે મૂર્તિપૂજનનો પક્ષ નીચછે. (કારણ કે ઉત્તમને અભાવે બીજો નીચજ થયો) એ ઠેકાણે અમે મુમુક્ષુજનો વિદ્વાનોને વિનતિ કરીએ છીએ કે; હે ભૂદેવો, તમે અમને ઉત્તમપક્ષ મૂકાવી નીચ પંથમાં પ્રેરવાની પ્રેરણા કરીને તેની કાંઈ પ્રશંસા કરો છો ! હવે તો કાંઇ કૃપાદ્રષ્ટિ રાખો. જડ, અજ્ઞાન અને વિદ્યાશુન્ય બનાવ્યા છે તેમાંથી હવે તો ઉધારવા કાંઇક અમીની નજરથી જુઓ. તમારા લખનારનું લખવું કે "સંસારમાં લુબ્ધ થએલા મનુષ્યોનું ચંચળ ચિત્ત માનસિક ઉપાસનામાં લાગી શકતું નથી માટે તેમને ઇશ્વરમાં શ્રદ્ધા બેસવા માટે મૂર્તિપૂજાની ઘણી જરૂરછે! તેને અમે કરગરીએ છીએ કે, અરે નથી નથી હો, મનુષ્યોનું મન ઉપદેશક જ્યાં લગાડે ત્યાં લાગે એમ છે હો જુઓ, ભૂદેવોએ અગાધ શક્તિમાન્ પરમેશ્વર ચેતનાઓને પણ ચેતના આપનાર એવાને ઠેકાણે મહા અશક્ત અને જડમાં પણ જડ જેવાં ક્ષુદ્ર પદારથમાં શ્રદ્ધા બેસાડી તો તેમાંએ અમે શ્રદ્ધા રાખી, વળી ભૂદેવોએ વામ માર્ગ જેવાં અતિ નિંદ્ય કર્મ, કે જેમાં યોની પૂજનાદિ પ્રકાર રજસ્વલા ચંડાલીની જેવી અતિ ભ્રષ્ટ દેવીની પૂજા, મદ્ય પ્રાશનાદિ અતિ નીચ કામ, માંસ જેવા દુષ્ટ આહાર, ભંગીઆ જેવી નીચમાં નીચ જાતિ સાથે પંક્તિ ભોજન, ઇત્યાદિ -હૃદય અને દૃષ્ટિથી સ્પષ્ટ દેખાય તેવા કામોમાં શ્રદ્ધા લોકોને રખાવી તો તેમાં પણ લોકોએ શ્રદ્ધા રાખી વલ્લભપંથના મહારાજોનાં અતિ નિંદ્ય કર્મ જગત્ પ્રસિદ્ધ છે. જેઓ મનુષ્ય કરતાં કાંઇ પણ વિલક્ષણ પ્રકારના દેખાતા નથી; ખાયછે, પીએછે, * * સંસાર કરે છે, રોગે પીડાય છે, આફતો માથે પડેછે; નિરવંશ જાય છે, કોરટમાં કજીઆ હારી જાયછે, અને નાની મોટી વએ અંતે મરેછે, તેવામાં પણ ભૂદેવોએ ઈશ્વર માનવા જેવી મોટામાં મોટી શ્રદ્ધા બેસાડી તોપણ ઘણી મજબુત બેસી ગઈછે. ત્યારે હે ભૂદેવો તમે જો ખરી અને ઉત્તમ વસ્તુમાં અમારી શ્રદ્ધા બેસાડો તો કેમ નહિ બેસે ? અરે બેસશે, બેસશે, જરૂર બેસશે. પણ તમે ભલા થાઓ, તોજ બેસે. દેશ સુધર્યો ઋષિ મુની એટલે ભૂદેવોથી, બગડ્યો ભૂદેવોથી અને પાછું પણ સુધરશે તમથીજ. માટે હવે બહુ થયું. હવે તો એવી બાબતોની પ્રશંસા કરવા ઉપરથી હાથ ખેંચો અને ઉ-

તમ મારગમાં અમને લગાડી નીચ મારગથી ખસતા કરો.

એ ભાઈ લખે છે કે "ઇશ્વરોપાસનામાં શ્રદ્ધા એજ મુખ્ય કારણ છે." તો શ્રદ્ધા રાખવી એ પણ ખરી વસ્તુ ઉપર રાખવામાં લાભ છે. ખોટી વસ્તુની શ્રદ્ધા શું કામ આવે? ઉપર લખેલા વામીઓની શ્રદ્ધા અને અઘોરી જેવાની વિષ્ટા મૂત્ર આદિ નિંધ વસ્તુની શ્રદ્ધા કદિપણ તેઓનું તારણ કરશે? નહિજ. વળી લખે છે કે "મુરતિ પુજા દ્વારે ઈશ્વરની ઉપાસના કરવાની રીત ચલાવવામાં ઘણું ડહાપણ વાપર્યું જણાય છે." "મારી આંખે તો ઘણું નહિ પણ એક દેખાયછે, તે એકે એ ચાલ ચલાવનારાઓએ પોતાનું પાપી પેટ પારકે પૈસે ભરીને પોતે મહંત બની અજ્ઞાનીઓમાં મોટા થઈ મોજ માણવા તથા પોતાના વંશ પરંપરાને તે વારસો આપવામાં ડહાપણ કર્યું છે.

આમાં એક લાર્ડ વેલિંગ્ટનનો દાખલો આપ્યો છે કે "તેણે કરેલાં લોકપ્રિય કામોવડે જોનારના મનપર પ્રીતિની પ્રતિમા આળાપિ તેને લાર્ડ વેલિંગ્ટનજ પ્રતીત કરાવે છે." એ વાત માનવા જેવી નથી. કારણ કે તે કદિ પણ ઘોડેસ્વાર બાવલું કરાવતું નથી. જો એની તવારીખથી અજાણ્યો હોય તે આને જોઈને તરત કહેશે કે તે એક કાંસાનું બાવલું છે; પણ જેણે એ બાબતનું પુસ્તકમાંથી જ્ઞાન મેળવેલું હશે તેજ જાણશે કે આ લાર્ડનું બાવલું છે. અને આણે આવાં આવાં કાર્ય કરેલાં છે, તે પુરુષ આ આકારનો હતો. એવું જાણ્યા છતાં પણ તેને સમજુ માણસો વ્યર્થ જાય એવી સામગ્રી કદિપણ ચડાવશે નહિ. ત્યારે ભૂદેવોએ બનાવેલી પૂજામાં લાખો કરોડોની સામગ્રી વ્યર્થ જવાને જડતા તો મુદલ મૂકાતી નથી. આંહી એક મોટો વિચાર કરવાનો છે, તે એ કે, મૂર્તિપૂજા પછવાડે લાખો કરોડોનો ખરચ ગટરમાં જવાજોગ ખરચાએ છે, તે જો વિદ્યાવૃદ્ધિના કામમાં ખરચાતા હોય તો દેશની કેટલી બધી આબાદી થાય? અને જો મહા પુરુષોને વાસ્તે આપણને અભિમાન મનમાં માનવું જોઈએ તે ખરા રૂપમાં પ્રીતિપૂર્વક કેટલું બધું મનાય? અને તેનાં સુકાર્યો વાંચી હૃદયરૂઢ થવાથી આપણે કેવી બધી સુનીતિ અને પરાક્રમ કરવા પ્રયત્ન કરીએ? તેમાંનું આ પથરાઓને જોઈને કાંઈબી આપણે કરી શકીએ છીએ? નહિંજ. માટે હે ભૂદેવો, તમે કૃપા કરીને કરોડોની દોલત જે ધુળમાં જા-

પછે તેમજ ગયા કરવાનો બોધ ન કરતાં, તે ધન, બ્રહ્મચર્યાદિ આશ્રમ પ-ળાવી (બોરડીંગ સ્કૂલો જેવી શાળાઓ સ્થાપન કરાવી) વિદ્યાની વૃદ્ધિ થ-ઇને દેશી બાંધવો દેવાંશી બને, તેમ કરવાનાં કાર્યમાં તે ધન ખરચવાને લોકોને શીખવો. આ લોર્ડ વેલિંગ્ટનનો દાખલો કેવો હસવા સરખો છે તે જરા જુઓ. તે જેવો હતો તેવાં આકારમાં ઉભો રાખ્યો છે તેથી જોનાર જાણે કે લોર્ડ વેલિંગ્ટન આવો પહેલવાન શૂરો હતો; પણ તમારા પૂજાવ-નાર તો પોતાને મન માનતી મૂરતીઓ કરેછે. તેથી જોનારના મનમાં તે-ની ખરી ખુબી કદિપણ આવતી નથી. રામ સીતાની મૂરતીઓ ઘણે ઠે-કાણે જોશો તો બુબખ જેવાં ઉભાં કરેલાં હોયછે, અને મોટી મોટી ખવી-સના જેવી આંખો લગાડેલી હોય છે. તેને જોઇને જેણે રામકથા નહિ સાં-ભળેલી હશે તે શું ધારશે? કહેશે રામ તે આવો બુબખ હશે. પણ જે-ણે તેનાં પરાક્રમ વાંચ્યાં હશે તેના મનમાં આવી છબીપર ગ્લાની આવીને તે અંતઃકરણમાં શ્રી રામચંદ્રજીની અતુલ દિવ્ય મૂર્તિ જોઈ શકશે, અને મનમાં કહેશે કે જેણે અતુલ બળવાન રાવણનો ક્ષણમાં નાશ કર્યો તે મહા-શક્તિમાનને આવાં બુબખ બનાવનાર મુરખ છે.

શ્રી કૃષ્ણચંદ્રની કથાનું જેને જ્ઞાન નહિ હોય તે પુષ્ટી મારગની ઉ-ત્તમ ગણાતી અંગુઠા જેવડી મુરતીને જોઇને તરત ધારશે કે શ્રી કૃષ્ણ તો આવા નાના હતા કે × × × પણ જો તે પુસ્તકમાં જોશે તો તેને તેના બળનું, અને અતુલ પ્રતાપનું જ્ઞાન થયા વગર રહેશે નહિ. માટે હે ભૂદે-વો, હવે એવાં રમકડાં-રમાડવાનો લોકોને બોધ ન કરતાં તે કામમાં હિં-દુસ્તાનનો ખરચાતો અખુટ ખજાનો વિદ્યા વૃદ્ધિના કામમાં ખરચવા બોધ કરો કે જેથી દેશનું, લોકોનું, તમારૂં અને અમારૂં કલ્યાણ થાય.

આ કામથી ધનનો નાશ, વિદ્યાનો નાશ, અને જ્ઞાનનો નાશ થઈને દેશમાં કેટલા બધાં કુકર્મો પેઠાં છે તે તમે સારી પેઠે જાણતા હશો. એ કુકર્મોમાં પહેલાં તો નાશ કારક કુસંપ પેઠો છે. એકની મૂર્તિને બીજો હણે ને બીજાની ને ત્રીજો ત્રોડે. એમ ઘણાક ફાંટા થતાં લોકો તેમાં વહેંચાઇ જઇ નાનાં નાનાં ટોળાં થઇ કુસંપ કરી બેઠા છે. અને તેથી દેશની દોલત તથા રાજ્યાદિક સ્વતંત્રતા ધુળધાણી થઇ છે. મૂર્તિ પૂજકોનાં ટોળાં એક

અધુર.

# માનવધર્મ.

પુસ્તક ૧ લું.. જેઠ. સંવત ૧૯૪૩. અંક ૮ મો.

## દુર્લભ સતશઇ.

( સાંધણ પૃ૯ થકી ).

દેખો યહ સંસારમેં, બડો સ્વાર્થકો તાપ;
પિતા ચહત નહિ પુત્રકો, બેટા ચહે ન બાપ;
બેટા ચહે ન બાપ, યેહિ કલયુગ નિશાની;
ધર્મ રખે સો ધીર, ઔરકી રીત દિવાની;
ભાખે દુર્લભદાસ, પ્રકટ હલાહલ પેખો;
કલીયુગકો બાત, આનિ નિજ દ્રગસેં દેખો. ૧૧
પેટ ભરાકો ધિક હૈ, ધિક વાકો અવતાર,
દુષ્ટ મતિ તાકી ભઈ, પશુ સમ ચલત ગમાર;
પશુ સમ ચલત ગમાર, નહિ સંતાન પિયારા,
લગો પેટકો ધ્યાન, નીતસેં નણ નિયારા;
ભાખે દુર્લભદાસ, દેખ લો બાર ભરાકો,
યહ જગમેં હૈ જંગ, અન્યથા પેટ ભરાકો. ૧૨
શ્વાન સંપકો જો ચહે, તો કાશી તક જાય,
બાધા જોર જબ કુલેરાકા, પેટ પૂર ક્યાં ખાય;
પેટ પૂર ક્યાં ખાય! યેહિ આદત કુત્તાકી,
વૈસો દુર્જન ભાવ, મલીન ભઈ બુદ્ધિ વાકી;
ભાખે દુર્લભદાસ, અંત ચેહવો કંપકો,
સબ કાશીતક જાય, શ્વાન ચહે જો સંપકો. ૧૩
ભક્તિ સર નિર્મલ બન્યો, રામ નામકો નાન,

મંદ ભાંગિ દિલ ક્યીં ચહે. જાકો દુષ્ટ સુભાવ;
જાકો દુષ્ટ સુભાવ, કિયો કેફ માયાકો,
ફિર ક્યીં રખે હિસાબ, પરમ નગર કાયાકો;
દાખે દુર્લભદાસ, કૌન દિખલાવે યુક્તિ !
જો નહિં દિલ દરકાર, ક્યહું કરવાને ભક્તિ. ૧૪
કલમ કટારી તેજ હે, મારે ગુપ્તહિ માર,
અસિ જખ્મ રૂઝત કછુ, યહ નહિ રૂઝન હાર;
યહ નહિ રૂઝનહાર, જન્મભર ઝેર પિલાવે,
પ્રેમ અંશ ક્યીં-રહે ! આપકો શીર ઉડાવે !
દાખે દુર્લભદાસ, ત્યૂટ જાત સબ યારી;
ગુપ્ત ચલાવે માર,-છુટી જો કલમ કટારી. ૧૫
કનક કસોટી અગ્નિ હે, સબ જન કરે કબૂલ,
કનક કસોટી નારિકી, મહિલા નરકા મૂલ,
મહિલા નરકા મૂલ, એક પલમેં કરતી હે;
યેહિ કસોટી તીન, બિના શકસેં ઠરતી હે,
દાખે દુર્લભદાસ, એક એકનકી ચોટી;
સમજ પરેતો સમજ,-તીનકી તીન કસોટી. ૧૬
નાહક બક બક ક્યીં કરે ? હકસેં બાની બોલ;
દિલકા પરદા હકબિના, ભલા યાર ક્યીં ખોલ;
ભલા યાર ક્યીં ખોલ, તોલ બાતનકો કરલે,
બિના બજનકી ભૂલ, આપકે શિરપર ધરલે;
દાખે દુર્લભદાસ, ગફલતમેં મૂરખ ઠરે,!
હકસેં બાની બોલ, નાહક બક બક ક્યીં કરે. ૧૭
ભરમ ખુલા જો આપકા, તો ફિર કૈસા માન,
માન બિના સંસારમેં, જાન ન અપની જાન;
જાન ન અપની જાન, કેકબિન જૈસા ગાના,
ભરમ રખેસો ગરમ, ઓરજન સમજ દિવાના;
દાખે દુર્લભદાસ, યેહિ સબબ પરિતાપકા,
ભલા જગતમેં યાર, ભરમ ખુલા જો આપકા. ૧૮

---

## ધર્મ વિચાર.

(સાંધણ પૃષ્ટ ૧૦૪ થી).

સંસ્કાર કરેલી વસ્તુ ઉત્તમ કહેવાય છે. હીરા, મોતી વગેરે ઉત્તમ ચીજો તેની પ્રથમ સ્થિતિમાં સુશોભિત હોતી નથી પણ જ્યારે તેને સંસ્કૃત કરવામાં આવેછે ત્યારે તે અતિ ઉત્તમ તથા દિલ પસન થાયછે. એ રીતને અનુસરી આપણા આર્ય લોકોમાં સંતાનોને સંસ્કાર કરવાનો રીવાજ આપણા શાસ્ત્રોમાં કહેલ છે. સંસ્કાર ન કરવાથી જેમ ઘડેલી મૂર્તિ પથ્થરજ રહેછે અને તેમાં કોઇ પ્રકારે ઇશ્વરત્વ આવતું નથી, કારણ કે તે વેદોક્ત મંત્રથી સંસ્કૃત નથી; તેમજ ગર્ભાધાનાદિ અવશ્ય કર્તવ્ય શોડષ સંસ્કાર વેદોક્ત રીતિ પૂર્વક ન થવાથી મનુષ્યનું શરીર કેવળ અસ્થિમાં સાદિના કોયળા રૂપજ રહેછે, પણ તેમાં કોઇ જાતનો દૈવી ચમત્કાર ઉત્પન્ન થતો નથી, પણ ઉલટું હીન બુદ્ધિત્વ, દુરાચારીપણું, વગેરે ઘણા અનર્થ થાયછે. ગર્ભાધાનાદિ સંસ્કાર આપણા શાસ્ત્રોમાં કેટલેક ઠેકાણે ૪૮, કેટલેક ઠેકાણે ૨૫, અને કેટલેક ઠેકાણે ૧૬ વર્ણવેલ છે. તેમાંના ૧૬ સંસ્કાર હાલ કરવાનો રીવાજ ચાલેછે. જો કે તે પ્રમાણે દરેક સંસ્કાર જેમ થવો જોઈએ તેમ સંપૂર્ણ રીતે થતો નથી પણ ઉપવીત સંસ્કારના પ્રસંગમાં ગોર તે સોળ સંસ્કારનું વર્ણન કરી જાયછે. એ સોળ સંસ્કાર દ્વિજાતિ એટલે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્યને મંત્રોક્ત રીતિ પ્રમાણે થવા જોઇએ અને શુદ્રને મંત્રના ઉચ્ચાર વિના થવા જોઈએ, એમ આપણા શાસ્ત્રનું ફરમાન છે. એ સઘળા સંસ્કારમાં પ્રથમ ગર્ભાધાન સંસ્કાર છે માટે તે વિષે પ્રથમ બોલવું આવશ્યક છે. ગર્ભાધાન સંસ્કારને પ્રથમ ગણવાનું મુખ્ય કારણ એ છે કે તે વખતે જીવ અને શરીરનો સંબંધ થવાની પહેલી ક્રિયા એ સંસ્કાર છે. આપણા શાસ્ત્રોમાં ગર્ભાધાન સંસ્કારના પર્યાય શબ્દો ઋતુદાન, નિષેક, ચતુર્થી કર્મ એ છે. સંસ્કારના ચાર પ્રકાર છે. નૈમિત્તિક, વાર્ષિક, માસિક, અને નિત્ય. તેમાં ગર્ભાધાનાદિ સોળ સંસ્કારો છે તે નૈમિત્તિક છે. અને બીજા સંસ્કારોમાં કેટલાક વાર્ષિક, કેટલાક માસિક અને કેટલાક નિત્ય છે. હવે ગર્ભાધાનાદિ સંસ્કારનુંમાંડી ઉપનયન સંસ્કાર સુધીના દશ સંસ્કાર દ્વિજાતિને અવશ્ય કરવા જોઇએ

કારણ કે એ સંસ્કાર થયા વિના દ્વિજત્વ પ્રાપ્ત થતું નથી, અને જેને એ સંસ્કાર ન થયા હોય તેની સાથે કોઇપણ જાતનો વ્યવહાર માત્ર પણ ન કરવો એમ મનુએ કહેલ છે. ગર્ભાધાનાદિ સંસ્કારને અંગે પ્રાજાપત્યાદિ હોમ કરવાનું કહ્યું છે તેથી તથા જાત કર્માદિ સંસ્કારથી બૈજીક તથા ગાર્ભિક દોષ દૂર થાયછે. બૈજીક એટલે પ્રતિષિદ્ધ મૈથુનના સંકલ્પથી પોતાના વીર્યથી ઉત્પન્ન થએલો દોષ તથા ગાર્ભિક એટલે માતા બગડેલ ગર્ભમાં રહેવાથી થએલો દોષ ગર્ભાધાન જે સ્ત્રીને ઋતુપ્રાપ્ત થયું હોય તે સ્ત્રીમાં કરવું ત્યારે ઋતુ એટલે શું તેની વ્યાખ્યા આપવી આ ઠેકાણે જરૂરની છે. રજોદર્શનથી માંડી સોળરાત્રી સુધીનો સ્ત્રીનો અવસ્થા વિશેષ તે ઋતુ. તેમાં પ્રથમની ચાર રાત્રી સ્ત્રી સંપર્કને માટે નિષિદ્ધ છે. કારણ કે તે વખતમાં જો ગર્ભાધાન કરવામાં આવે તો પુરૂષનું આયુષ, બુદ્ધિ, તેજ અને બળની હાની થાયછે, કેમકે પ્રથમની ચાર રાત્રીમાં સ્ત્રીઓના શરીરમાં એક પ્રકારની ગરમી રહેલી છે તે તનદુરસ્તીને ખલેલ પહોંચાડનારી છે તથા તે રાત્રીમાં ગર્ભ સ્થિર રહેતો નથી. આ કારણોને લઇનેજ આપણાં ધર્મશાસ્ત્રોમાં કહેલું છે કે રજોદર્શનની ચાર રાત્રી સુધી સ્ત્રીનો સંપર્ક ન કરવો એટલુંજ નહિ પણ તેનું મોઢું પણ ન જોવું, કેમકે સ્ત્રીના સંપર્કથી તથા તેના દર્શનથી કામોત્પત્તિ થાયછે. અને તેવા પ્રસંગમાં થએલી કામોત્પત્તિ શાન્ત થાય તો તેમાં ઘણા અનર્થ થાયછે, અને એજ કારણને લઈને કેટલીક ઉત્તમ વર્ણમાં રજોદર્શનની ચાર રાત્રી સુધી સ્ત્રી સાસરે ન રહેતાં પીયર જઈ રહેવાનો ચાલ છે. વળી ગર્ભાધાનના કાળમાં આપણા શાસ્ત્રકારો લખી ગયા છે કેઃ—

ऋतुकालाभिगामीस्यात्स्वदारनिरतःसदा॥
पर्ववर्जं व्रजेच्चैनांतद्व्रतोरतिकाम्यया ॥

અર્થ—અમાસ અને પુનમ એ પર્વ તિથિનો ત્યાગ કરીને બાકીની તિથિઓમાં પોતાનીજ સ્ત્રીમાં પ્રીતિ રાખનાર પુરૂષે સંતાનની ઉત્પત્તિસાર સ્ત્રીપ્રત્યે જવું. શાસ્ત્ર ફરમાવેલ ઋતુના પ્રસંગમાં સ્ત્રી પ્રત્યે ન જવાથી બાળ હત્યાનું પાપ લાગેછે કારણ તે પ્રસંગમાં સ્ત્રી પ્રતિ જવામાં આવેતો બાળકની ઉત્પત્તિ થાયછે અને તેમ ન કરવામાં આવે તો સ્વાભાવિક વેગ

વડે થતું બાળક અટકે છે. માટે થતું બાળક અટકાવવું એ બાળહત્યા બરાબર છે.

વળી શાસ્ત્રમાં કહ્યુંછે કે ॥ ऋतौ भार्यामुपेयात् ॥ ઉપર બતાવેલ ઋતુના પ્રસંગમાંજ ભાર્યા પ્રત્યે જવું. એ વાક્યમાં ઋતુ એ શબ્દ નાખેલ છે તેથી ઋતુના નિષિદ્ધ દિવસો સિવાયના ઋતુકાળમાં સ્ત્રીપ્રત્યે અભિગમન કરવું પણ તે સિવાયના વખતમાં નહિ. વળી તે વાક્યમાં ભાર્યા એ શબ્દ નાખેલ છે, અને ભર્યા એ શબ્દ પોતાની પરણેલી સ્ત્રી કહેવાવાળો છે તેથી પરદારનો પણ નિષેદ્ધ થઇ જાયછે. ઋતુકાળમાં ગર્ભાધાન કરવું એમ આપણા શાસ્ત્રમાં કહેલું છે ત્યારે આપણા દેશમાં ઋતુ ક્યારે પ્રાપ્ત થાયછે તેનો વિચાર કરતાં સ્ત્રીને બારમા વર્ષ પછી ઋતુ પ્રાપ્ત થાયછે અને જ્યારે બારમા વર્ષ પછી ઋતુ પ્રાપ્ત થાયછે ત્યારે તે પહેલાં લગ્ન કરવાં જોઇએ અને તેમ થાય તો હાલના સુધરેલા લોકો જે બાળલગ્નને ધિક્કારેછે તે થવાનો સંભવ છે, માટે બાળલગ્ન શાસ્ત્રોક્ત છે કે નહિ તે વિષે બોલવાનો હવે પ્રસંગ મળ્યો છે.

---

## મૂર્ત્તિપૂજા બાબત ચર્ચા પત્ર.

( સાંધણ પૃષ્ટ ૧૧૨ થી ).

બીજાની મૂર્ત્તિની નિંદા કરી બીજાનીને હલકી પાડી પોતાનીને ઉંચી ઠરાવેછે. તમારો લખનાર લખે છે કે "શિવની મૂર્ત્તિને લિંગ કહેછે તેને માટે કેટલાક મૂર્ખ લોકો એવી કલ્પના કરે છે કે એ મહાદેવનું ઉપસ્થેંદ્રિય હશે." એ બાબતમાં થોડું શાસ્ત્રાર્થ કરેલું છે પણ જેણે આ નીચે લખેલી યુક્તિ બારબમાં ચાલતી વાત સાંભળી હોય તે આ મહાદેવનું ઉપસ્થેંદ્રિય માને કે તમારા શાસ્ત્રાર્થને ઘોઇ પીએ.

× × × × × × ×

કેટલાક નઠારા દાખલા આપી તમારો લખનાર લખેછે કે "મૂર્ત્તિપૂજા લોકોને સન્માર્ગે દોરનાર અને પ્રભુમાં શ્રદ્ધા રખાવનાર પ્રબળ સાધન છે." ધૂળ છે ધૂળ. જો એમ હોય તો વિદ્વાનો આમ કહેત કે?

उत्तमासहजावस्थामध्यमाध्यानधारणा ॥
अधमातीर्थयात्राचमूर्तिपूजाधमाधमा ।

હવે તમારો લખનાર કહેછે કે પ્રબળ સાધના છે અને આ પંડિત કહેછે કે જે અધમમાં અધમ સાધન છે ત્યારે ખરૂં શું માનવું. તેનો વિચાર કરો. મૂર્તિપૂજામાં રોકાએલા કરોડો માણસ પૈકી આજસુધી કોઇ જ્ઞાની થઈ તારણ પામ્યું હોય એમ દેખાતું નથી. પણ અનીતિવાન્ તો મોટો ભાગ થઇ ગયો છે, તે આપણે શુદ્ધ નજરથી જોઈએ તો દેખી શકીએ છીએ. વળી ઋષિ મુનીઓ પણ ખુલ્લું કહેછે કે વસ્તુ હોય એક ને તેને બીજી માની લેવી એનું નામજ અવિદ્યાંધકાર કહેવાય છે. જુઓ ન્યાયનું એક સૂત્ર.

॥ नवेत्तिअनयायथार्थान्पदार्थान्साअविद्या ॥

જે જેવું પદાર્થ હોય તેને તેવું ન જાણવું એ અવિદ્યા, અને અજ્ઞાન, ભ્રમ તથા અવિવેક પણ એજ કહેવાય છે. વળી પાતાંજલી મહામુનીએ યોગ શાસ્ત્રમાં કહ્યુંછે કે अनित्याशुचि:दुःखानात्मसुनित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥ એટલે અનિત્ય અશુચી દુઃખ અને અનાત્મા એ જેવા છે તેવા ન જાણતાં તેમાં નિત્ય શુચી સુખ અને આત્મા બુદ્ધિ રાખવી એનું નામ અવિદ્યા તો હે ભૂદેવો આપે અવિદ્યાંધકારમાં બહુ દિ રોળ્યા; હજીપણ તેમાંજ કાં રઝળાવા પ્રયત્ન કરોછો? અરે હવે તો સત્ય વિદ્યાનો બોધ કરો. અવિદ્યાંધકારથી કેટલા બધા જીવો આ નીચે લખેલી ભગવત્ વાણી પ્રમાણે અધોગતિને પામ્યા હશે! ને હજી કેટલાને તે ગતિ પમાડવા મરજી છે? યજુર્વેદની સંહિતામાં કહ્યું છે કેઃ—

अध्यन्तमः प्रविशन्तियेविद्यामुपासते ॥
ततोभूयइवतेतमोयनविद्यायारताः ॥ १ ॥

તાત્પર્ય— જે પુરૂષ અવિદ્યામાં ફસ્યા છે તે અત્યંત અંધકાર અર્થાત્ જન્મ મરણ, હર્ષ અને શોકાદિક દુઃખ સાગરમાં પડ્યા રહેછે એમાંથી જુદા નથી થઇ શકતા, અને પાછું પણ તેને તેમાંથી નીકળવું બહુ કઠણ પડેછે એ ભયથી હવેતો બચાવો મહારાજ એમ બેઉ કર જોડી પ્રાર્થના કરીએ છીએ.

મંદિરોમાં બગાડો અને વ્યભિચાર થાયછે, તે-વાતતો તમારો લખનાર પોતે પણ કબુલ કરેછે, પણ લખેછે કે "તેમાં સુધારો કરવાની જગા પુષ્કળ છે." એતો એ ભાઇના મનના તરંગછે. જે વાતના પેટામાં કુસંપ, ટંટેરા, જુઠાણું, ઠગાઈ, વ્યભિચારપણું, નાસ્તિકપણું, ઇત્યાદિ રહેલું છે, તો તેમાં વળી સુધારા થતા હશે? ભલા કહોતો પથરમાં ઇશ્વરભાવ લગાડવા સારૂ કેટલાં જુઠાં પુસ્તક લખવાં પડયાં હશે? કેટલા ગપોડા મારીને તેનો મહિમા વધારવાની યુકિતઓ (ખોટી યુકિતઓ) કરવી પડે છે। તે પથર લાકડા, પીતળ, આદિનાં કદિ નહિ મનાય એવા જુદા ચમત્કારનાં કેટલાં બધાં વરણુન થાયછે? કે જે વાત સાંભળી × × × એવી વાતો લોકોને સમજાવે છે. ત્યારે એ બધું શું કહેવાય? ઉત્તમ માર્ગ કે? એ વિષયપોતેજ એવો બગાડારૂપ છે તે છતાં પણ એનો પેટા સુધારો એ ભાઇ કરવા ધારેછે તે સુધારો પણ ક્યારે થાય કે તેઓ અજાણપણે નિદ્રામાં મુતરતા હોય તો થાય; પણ જાગતાં મૂતરતો હોયતો તેના કદી સુધારા થતા હશે? મુંબૈમાં પુષ્ટિ માર્ગના આચાર્યોને વૈષ્ણવોએ સ્ત્રી પુરૂષોને જુદા દરશન કરવા સારૂ બહુ વિનવ્યા, મહાજનો ભેગા થઈ બંદોબસ્ત કરવા તજવીજો કરી અને છેલ્લે જરા દબાણ કરવાની યુક્તિ કરીને પણ સમજાવ્યા પણ તેઓએ કાંઇ કીધું નહિ. અંતે તેમાંથી કેટલાક કંટાળીને બહાર પડયા, તે કબુલ કર્યું. પણ સ્ત્રીપુરૂષોની ગચડાભીચડી બંધ ન કરી (બીજી અનીતી તો કોરે રહી) અરે કરે કેમ? એમ થાયતો કેટલાંક પેટા ફૂટી જાય અને અજ્ઞાનોમાં સંશય થઇને કાંઈ જ્ઞાન આવી જાય તો બધું ધર જતું રહે. એ લોકો જે કરેછે તે કાંઇ લોકોના જ્ઞાન સારૂ કરેછે? તેને તો પોતાની પ્રાપ્તીને સુખસારૂં કરવું છે. માટે ભાઈ સાહેબ, આવો સુધારો કરવાનો પ્રેમ મૂકી દઇ અનીતિ આદિ દુષ્ટ કર્મ જ્યાંથી જન્મ પામેછે તેવાં સ્થલોનાં મૂલ કાપવામાં પ્રેમ ધરી કટીબદ્ધ થાઓ અને છેલ્લે (સુધારાના-વિષયમાં) જે લખ્યું છે કે "ચાર આશ્રમ અને વર્ણ વ્યવસ્થાની જુની રીતથી આપણે ચળતા ગયા તેમ તેમ કેટલોક બગાડો દાખલ થવા માંડયો." તો તે બગાડાને કહાડીને વર્ણ વ્યવસ્થા સરખી થાય અને આશ્રય પાછાં યથાસ્થિત ચાલે એવી તજવીજ કરો અને દેશને તારો.

લા. એક સ્વદેશ હિતેચ્છુ.

ઉપરના ચર્ચાપત્રમાં કેટલાક બિભત્સ શબ્દો લખેલા હતા તે મૂકી દેવામાં આવ્યા છે, તેમજ ઘણી જગાએ અશુદ્ધ લખાણ હોવાથી તેમાં યોગ્ય સુધારો કરી દાખલ કરેલછે.

---

## ન્યાય.

(સાંધણ પૃષ્ટ ૧૦૮ થી).

સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતી જવાબદારી અને હકોની બાબતમાં હાલના ચાલતા કાયદાઓમાં સામાન્ય રીતે સૂચવેલું છે. સદરહુ જવાબદારી અને હકોમાંના માબાપ અને લગ્ન સંબંધથી ઉત્પન્ન થએલા પ્રજાના પરસ્પરના હકો તથા જવાબદારી વિષે પ્રથમ બોલવું શરૂ કરૂં છું. આ હકો અને જવાબદારીના મુખ્ય ભાગ દેશ રીવાજ, વર્ણ રીવાજ, જ્ઞાતિ રીવાજ, કુળરીવાજ, અને કુટુંબ રીવાજપરથી ઉંચામાં ઉંચા દરજ્જાની કોર્ટે કરેલ ફેસલામાંથી નીકળતા કાયદાના નિયમો ઉપર રાખેછે. સ્ત્રીપુરૂષનું જોડાવું એ વાત જો કે હાલના કાયદા પ્રમાણે અને કુદરતના નિયમ પ્રમાણે કરારથી ઉત્પન્ન થવી જોઇએ તોપણ તે વાત હાલના કાયદામાં પણ થોડે ભાગે જુના વખતથી ચાલતા નિયમને અનુસરી ઢીલી મૂકેલી છે. એટલે કે આગળ જણાવી ગયા પ્રમાણે દરેક કરારમાં બન્ને પક્ષકારની સંમતિ હોવી જોઇએ. પરંતુ બાળપણમાં લગ્ન સંબંધ થવાથી ખરા પક્ષકારોની અજ્ઞાન અવસ્થા હોવાને લીધે ફક્ત આ પક્ષકારોનાં માબાપ અથવા બીજા કોઈ સગાંની સંમતિથી લગ્નનો કરાર થાયછે, જેને કરાર નામ આપવું ઉચિત નથી. તે કરાર કુદરતના નિયમાનુસાર નિરર્થક ગણાવો જોઈએ. કરાર આક્ટની કલમ ૨૫ પ્રમાણે હાલમાં પણ પુખ્ત ઉમરના સખ્સોનાં લગ્નમાં હરકત કરનારી કબુલાયત નિરર્થક થાય છે તોપણ સગીર વયના સખ્સોને માટે તેવીજ રીતે કહેલ કરાર કાયદેસર ગણેલો છે.

હિંદુ શાસ્ત્રના જુદા જુદા ઋષિઓના મત પ્રમાણે સ્ત્રીનું લગ્ન સગીર વયની અંદરજ કરવું જોઇએ અને તે તેણીનાં માબાપ અગર બીજા સગાં કરી શકે એવો હુકમ ફરમાવેલો છે. હિંદુશાસ્ત્ર પ્રમાણે સ્ત્રીને સગીર પુખ્ત, અને વૃદ્ધ એ ત્રણે અવસ્થામાં કેવળ પરતંત્ર માનેલી છે એટલે કે

તે તેણીના અનુક્રમવાર થનાર વાલીના હુકમ પ્રમાણે વર્તવાને જવાબદારછે. હિંદુ સિવાય આવી રીતનો કુદરતના નિયમથી ઉલટો સિદ્ધાંત બીજી કોઇ પણ પ્રજામાંના ન્યાયવેત્તાઓએ ગ્રહણ કરેલો નથી. લગ્નનો કરાર કે જેના ઉપર દરેક સખ્સના આખી જીંદગીના સુખ દુઃખનો આધાર છે તે.

અધુરૂં.

---

## સોનામુખી.

સોનામુખીનાં ઝાડ ખરડામાં ઘણાં થાયછે. ઔષધમાં તેનાં પાન વપરાય છે. તેનાં પાન આપણી બજારમાં એટલાં તો સાધારણ છે કે તેનું વર્ણન આપી ખાલી જગા રોકવાની અગત્યતા નથી.

**ગુણ.** ૧ સારક, ૨ શોધક, ૩ ત્વક્‌દોષહર.

સોનામુખી રેચક તરીકે અપાય છે. તે ઘણો હલકો જુલાબ છે, તેથી ફક્ત એક કે બે દસ્ત સાફ આવેછે ને બીજા ભારે જુલાબની પેઠે તે શરીરને બહુ નુકશાન કરતો નથી. શરીરમાં ધાતુ, ઉપધાતુ, તથા રસ વગેરેના જે કાંઈ બગડેલા દોષો ભરાઇ રહેલા હોયછે તેને તે કહાડી નાંખેછે, જેથી શરીરનું શોધન થાયછે. આવી રીતે તે પિત્તને કમતી કરેછે, ને નિરંતર સોનામુખીનું સેવન કરવાથી ખોટી ગરમીનો નાશ થાયછે. તેથી જીર્ણ જ્વરમાં કેટલીક વખતે ફાયદો થાયછે. સાધારણ રીતે જ્યારે ઘણા વખત સુધી ઉતીઓ તાવ આવેછે, તથા શરીર વખતો વખત તપ્ત થઈ આવેછે, ત્યારે સોનામુખીના બે ચાર રેચથી સારો ફાયદો થાયછે. જે જે જ્વરમાં પિત્તાધિક્ય હોયછે, ત્યાં સોનામુખી ફાયદો કરેછે. અજીર્ણ, અગર પેટની અંદરના કેટલાક દોષની અંદર જ્યારે ઝીણો ઝીણો તાવ રહેછે, ત્યારે સોનામુખી આપવી યોગ્ય છે. સોનામુખી તેના શોધક ગુણને લીધે મગજપર ચડી ગયેલી ગરમીને શાન્ત કરેછે. જીર્ણ સંધિવા, જીર્ણ કટિશુળ, સાધારણ રીતે શરીરની અંદર રહેતી બેચેની, ખોટા અજીર્ણનો ભાવ, તથા પેટનું કઠણ રહેવું, અગર પેટની અંદરના કેટલાક ગુલ્મરોગની અંદર પણ સોનામુખી ફાયદો કર્તા છે. આ બધા દરદોમાં ઘણું કરીને ધાતુ ઉપધાતુની વિકૃતિની સાથે પિત્તનો પ્રકોપ થાયછે જેને સોનામુખી સુધારે છે.

---

૧ રેચક, ૨ સાફ કરનાર, ૩ ચામડીનો રોગ મટાડનાર.

જીર્ણ ત્વક્દોષ જેવાંકે ખસ, ખરજ, લુખસ, ખુરટ, વિચર્ચિકા, શિતપિત્ત, દદ્રુ, વાતરક્ત વિગેરે દરદોમાં સોનામુખીનો રેચ આપવાની અવશ્ય જરૂર છે, આમાંના કેટલાક સખ્ત અને વધી ગયેલા ત્વક્દોષ ઉપર હમેશાં રાત્રે સોનામુખીની ફાકી લેવાનો રીવાજ ચાલે છે. ઘણુંકરીને બધા ત્વક્દોષો પિત્તના પ્રકોપથી થાયછે, અને પાછળથી બીજા પ્રકોપ પણ તેની સાથે મળેછે, તોપણ તે સરવેનું મૂળ કારણ પિત્તનો પ્રકોપ હોવાથી સોનામુખી તેનું શમન કરેછે. કેટલાક લોકો આવા ત્વક્દોષની અંદર ભારે જુલાબ લે છે, પણ તેથી સોનામુખીના જેવો ફાયદો થતો નથી, ને ઉલટી શરીરની ખુવારી અને ક્ષિણતા થાયછે. સોનામુખી લેવાથી ત્વક્દોષનું ધીરે ધીરે શમન થાયછે, ને જેમ જીર્ણ ત્વક્દોષ, તેમ સોનામુખી ઉપયોગી થઈ પડેછે, કુષ્ટ[1] તથા બીજા ત્વક્દોષની અંદર સોનામુખી ઘણી ઉપયોગી છે, ને ત્વક્દોષની અંદર સોનામુખીના જેવી ઉપયોગી ચીજો બીજી ઘણીજ થોડી મળી આવશે. ઉંદરનું ઝેર, અને બીજા કેટલાક ગરમીના વિકારોથી શરીરનું રૂપ એવું તો ખરાબ થઇ જાયછે કે તેથી વાતરક્તને બદલે તેનો ભૂલાવો થાયછે. હાથ પગનાં તળાંમાં દાહ થાયછે, તથા આંગળી, પોચાં, નાક, કાનની બુંટ, તથા શરીરના કેટલાક જુદા જુદા ભાગોમાં રાતાં ચાઠાં થઈ આવેછે, ને સુજ માલમ પડેછે. કેટલેક ઠેકાણે કઠણ રાતા રંગની ગાંઠુ હોયછે, ને બધો દેખાવ ગંઠીઆ વાતરક્તના જેવો લાગેછે, ને વાતરક્તની પેઠે સખત દાહ શિયાળામાં શાન્ત રહી ઉનાળામાં દરદીને ઘણોજ અકળાવે છે. આવા દરદોની અંદર સોનામુખીનો શાન્ત ઉપયોગ ધીરે ધીરે ફાયદો કરેછે. બેથી પાંચ વર્ષનો આવો ત્વક્દોષ તેથી બેસી જાયછે. જો કે આ દરદ વાતરક્ત ન હોય તોપણ અમારી એટલી તો ખાત્રી છે કે વાતરક્તની શરૂઆતમાં જો દરદી સોનામુખીનું સેવન કરે તો વાતરક્ત વધવા ન પામે, અગર તેનો વધારો બેહદ ધીરો થઇ જાય. સોનામુખી આવી રીતે પોતાની અસર બતાવે તેટલા માટે તેનો ઉપયોગ ઓછામાં ઓછા ત્રણ મહીના સુધી કરવો જોઇએ ત્યારેજ તેનો ફાયદો દેખાય છે, પણ તેનો સંપૂર્ણ ફાયદો લેવાને માટે તે ઓછામાં ઓછું એક વરસ અગર બે વરસ સુધી તેનો ઉપયોગ જારી રાખવો જોઈએ.

---

[1] કોઢ.

બનાવટ—**પવિત્રચૂર્ણ**—સોનામુખીનાં પાંદડાં લઈ તેને સાફ કરી, તેમાંથી ડાંડલા વિગેરે બીજો કચરો કાઢી નાંખી એક કોરા માટીના ઠામમાં ગૌમુત્રની અંદર ખુદ રાત્રે ભરવાં. સવારે તેમાંથી તે પાન કાઢીને સુકવી નાંખવાં. રાત્રે પાછા ગૌમુત્રમાં તેજ રીતે પલાળવાં, ને પાછાં દિવસનાં સુકવવાં. આમ દશ દિવસ સુધી કરવું; છેલ્લે દિવસે સકાણા પછી તેનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. ચૂર્ણ રાત્રે સુતી વખતે ગરમ પાણીથી લેવું. માત્ર ૧થી ૨ બે તોલા. આથી શરૂઆતમાં બે ત્રણ દસ્ત લાગશે, પણ પાછળથી એક દસ્ત સાફ ઉતરશે, તેથી શરીરની વિકૃતી દૂર થશે, જે જે ત્વક્દોષ વૈદ્યો 'કષ્ટસાધ્ય'[1] ગણે છે તેને આ પવિત્રચૂર્ણ ઘણો ફાયદો કરેછે. આ ચૂર્ણ અમે ઘણું વાપરી જોયું છે, ને તેના અમૂલ્ય ફાયદાથીજ "પવિત્રચૂર્ણ" એવું નામ આપ્યું છે, કેટલાક લોકો સોનામુખીને સાદી ખાંડી ગરમ પાણીથી લેછે અગર સોનામુખીને નાગરવેલના પાનમાં ચાવી જાયછે, તોપણ પવિત્રચૂર્ણના જેવો ફાયદો તેનાથી થતો નથી. સોનામુખી વાપરવાનો ઉત્તમ રસ્તો પવિત્રચૂર્ણ છે, તેથી પેટની અંદર બીલકુલ ચુંથ થતી નથી.

પેટની અંદર જીવડા પડ્યા હોય તેને તે કહાડી નાખેછે તથા હરસ થવાને માટે લોહીનો જમાવ સદ્દરાના હેઠલા ભાગમાં થયો હોય તો તેને પણ દૂર કરેછે.

ડાકટર વીરજી ઝીણા રાવળ,
એલ. એમ. એન્ડ. એસ.

## કપૂર.

ગુણ—ઉષ્ણ, સ્વેદલ[2] અને સ્નાયુશૈથિલ્ય કૃત.

ઉપયોગ—જ્યારે તાવ ઘણુ ઊતાર ભર્યો હોયછે, ત્યારે સ્વેદલ દવાની સાથે કપૂર આપવામાં આવેછે અગર સખ્ત તાવને લીધે શરીર જ્યારે ક્ષીણ થાયછે ત્યારે કપૂર આપવાથી ચૈતન્ય વધેછે, ને સુસ્તી દૂર થાયછે. જ્વર, અગર બીજા રોગની અંદર ત્રિદોષ અવસ્થામાં દરદી જ્યારે બક્યા કરેછે ત્યારે કપૂર દરદીને મંદ અને શાન્ત કરી ફાયદો દેખાડે છે;

૧ મુશ્કેલીથી મટે એવા. ૨ પરસેવો આણનાર.

અને જો બેભાન અવસ્થામાં પડી ગબગણ્યા કરતો હોય તો તેની ઉષ્ણ અસર પ્રદિપ્ત થઇ દરદીને વધારે હુશીઆર કરેછે. કપૂર ઘણું કરીને યોગવાહી[1] તરીકે વપરાય છે. સૂતિકા જ્વરમાં પણ તે તેજસ્વી રીતે કામ લાગેછે.

કોલેરાની બેભાન અવસ્થામાં કપૂર ઘણો ઉત્તમ છે. તેથી ઠંડું પડી ગયેલું શરીર ગરમ થાયછે. હાથ પગમાં ઉષ્ણતા આવેછે, જો કપૂર કોલેરાની શરૂઆતથીજ આપવામાં આવ્યું હોય તો તેથી ઝાડો ને ઉલટી બંધ થાયછે, ને ગોટલી ચડતી અટકેછે. કોલેરાના દરદીને આગમચેતી તરીકે કેટલાક લોકો કપૂરનો ઉપયોગ કરવા ભલામણ કરેછે. કેટલાક કોલેરાના વખતમાં ગજવામાં કપૂર રાખેછે, કેટલાક રાત્રે સુતી વખતે પથારીમાં કપૂર વેરેછે, ને કેટલાક ઘરમાં કપૂર બાળેછે કેટલાક લોકો કપૂરનું પાણી કરીને પણ પીએછે. કપૂરનું તેલ ચોપડવાથી ગોટલી બંધ થાયછે. કોલેરામાં ઘણું કરીને હવાની અંદર ઝેરી જંતુઓ ફર્યા કરેછે. અને કપૂર આવા કીડાનો નાશ કરેછે. જેથી કોલેરામાં તેનો આટલો બધો ઉપયોગ કરવામાં આવેછે.

મગજના કેટલાક વ્યાધિમાં કપૂર અપાયછે. ઉન્માદ, આંચકી, તથા ખેંચતાણમાં આપવાથી મગજ શાન્ત થાયછે. આવા વાત વ્યાધિમાં બીજી શરીરને શાન્ત કરનારી દવા સાથે કપૂર આપવું યોગ્ય છે; તેમજ તેમાં કપૂરની ઘણી મોટી માત્રાઓ વપરાય છે. જો થોડી માત્રાથી કપૂર વપરાય તો દરદીને ઉલટો વધારે જુસ્સો આવેછે, માટે ઉન્માદ રોગની અંદર કપૂરની મોટી માત્રા વાપરવી જોઇએ. વાલ, વાલ કપૂર દિવસમાં ત્રણ અગર ચાર વખત અવશ્ય વાપરવું જોઈએ.—

દમ, ઉધરસ, સસણી, મોટી ઉધરસ, અને બીજા કેટલાક શ્વાસ નળીકાના રોગોની અંદર કપૂર ઘણો ફાયદો કરેછે. તે કફ શામક દવા ગણાયછે. હાલી ઉધરસને તે બેસાડે છે. ઈંગ્રેજી પદ્ધતિ પ્રમાણે જે જે દવાઓની મેળવણી ઉધરસને માટે કરવામાં આવેછે તેમાં ઘણું કરી કપૂરનું પાણી વપરાય છે.

સૃષ્ટ્યુત્પત્તિ કર્મ અવયવના રોગોમાં કપૂર ઘણો ફાયદો કરેછે. પીડિતાર્તવમાં અગર ગર્ભાશયમાં તેમજ ગર્ભ પિંડમાં કાંઈ ફેરફારને લીધે તે

---

૧ બીજાંની સાથે.

અષયઅમાં અગર તેની આસપાસના ભાગમાં જો શૂળ નીકળતું હોયતો બીજા પીડા શામક પદાર્થોની સાથે કપૂર આપવાથી ફાયદો થાયછે તેમજ કપૂરનું તેલ કમર અને પીઠ ઉપર ચોપડવાથી પણ તેવીજ અસર થાય છે, ગર્ભિણી સ્ત્રીને સાતમે અગર આઠમે મહિને કમરમાં પીડા થતી હોય તો કપૂર ઉપયોગી છે. આવા દરદોમાં કપૂર તથા શેકેલી ભાંગનું સંભાગ ચૂર્ણ કરી તેમાંથી વાલ અગર બે વાલ ચૂર્ણ લીધું હોયતો તે ફાયદો કરે છે. કપૂર સ્ત્રી પુરૂષોની કામાન્ધ પ્રેરણાને મંદ કરેછે, તે તેનો જુસ્સો હલકો કરી નાખેછે. પ્રમેહને લીધે જ્યારે ઇંદ્રી વાંકી વળી ગયેલ હોયછે ને જાગૃત થતી વખતે ઇંદ્રીમાં સખ્ત પીડા થાયછે ત્યારે અરધી રતી અફીણ અને બે રતી કપૂરની ગોળી કરી તેવી બે ત્રણ ગોળી દિવસમાં આપવાથી સારો ફાયદો માલમ પડેછે. વીર્યસ્રાવના દરદમાં કપૂર પ્રશસ્ય છે. જ્યારે ઇંદ્રી જાગૃત થઈ એકદમ વીર્યસ્રાવ થઇ જાયછે ત્યારે એક વાલ કપૂર એક રતી અફીણની સાથે દિવસમાં બે ત્રણ વખતમાં થઈ લઇ જવાથી વીર્યસ્રાવ થતો અટકે છે. વીર્યસ્રાવના દરદની અંદર કપૂરની અસર જણાય તેટલા માટે તેને મહિનો પંદર દિવસ સુધી ખાવાની જરૂર છે.

ઝેર કોચલાંનું ચૂર્ણ જો વધારે ખવાઈ ગયું હોય ને તેથી કાંઇ ઝેરનાં ચિન્હ થતાં હોય તો તેમાં કપૂર આપવું યોગ્ય છે.

કપૂર જેમ ખવરાવવાથી સારાં ફાયદા કરેછે તેમજ બહાર લગાડવામાં પણ તેની અસર તેવીજ છે. સંધિવા, ચરકા, કટિશૂળ, તથા કળતર વિગેરેમાં કપૂરનું તેલ ચોળવા અપાયછે. ભાઠાં પડયાં હોય ત્યારે કપૂરને દ્રાક્ષાસવમાં મેળવી ધારું સારું રાખવાથી ભાઠું તરત રૂઝાય છે. દાદર, ખરજવું તથા બીજા ત્વક દોષમાં જ્યારે ઘણી ચેળ આવતી હોયછે ત્યારે તેને લાગુ પડતા મલમમાં કપૂર મેળવવામાં આવેછે. કપૂર જંતુ નાશક છે. ખરાબ ગંદી જગોમાં કપૂર બાળવાથી તેની હવા સ્વચ્છ થાયછે, ને તેથી સાધારણ રીતે કપૂરની આરતી ઊતારવાનો ચાલ પ્રસર્યો હોય એમ લાગે છે. ધારાંમાં ક્યાંય જીવડા પડ્યા હોય તો તે ઉપર ખાંડ અને કપૂર નાંખવામાં આવેછે. મોટા જીવડાઓ કાંઈ કપૂરથી મરતા નથી માટે તેને ચીમટા વડે ઉપાડી લેવા તથા તેનાં બારીક ઇંડાના નાશને માટે કપૂર વાપરવું.

દાંતને લગાડવાના મંજનમાં કપૂર આવેછે. અને તે મોઢાની દુર્ગંધી ને દૂર કરેછે તથા સડેલું અનાજ દાંત વચે ભરાઇ રહીને બારીક જંતુઓ ઉત્પન્ન કરે જેથી દાંત રફતે રફતે ખવાઇ જાયછે, તેવા જંતુઓનો કપૂર નાશ કરે છે.

કપાળછલીમાં કપૂર ઘણું કામ કરેછે. તેને માટે એમ માનવામાં આવે છે કે તેની અંદર કોઇ જાતનો બારીક જંતુ હોયછે જેનો નાશ કપૂરનું ટીપું ઘણી ત્વરાથી કરેછે.

કપૂર આંખના રોગની અંદર એક ઉત્તમ દવા છે તેથી આંખની ગરમી શાન્ત થાયછે, તથા આંખને થંડક વળેછે. આંખે આવતી ઝાંખમાં તે ફાયદો કરેછે, તથા દ્રષ્ટિને મજબૂત કરેછે. કેટલાક અંજન તથા સુર્માની અંદર કપૂર નંખાયછે. કપૂરની સાથે લીલી મેંદી, ચણકબાબ, અને એલચી નાંખી તેનાં પુલ પાડવામાં આવેછે, જેને ભીમસેની કપૂર એવું કહેછે. આ ભીમસેની કપૂર આંખના રોગમાં અત્યુત્તમ દવા છે.

ડાકટર ચીરંજી ઝીણા રાવળ.
એલ. એમ. એન્ડ. એસ.

---

## શીતોદક.

( સાંધણ પાનું ૭૯ થી. )

તાવમાં, તેમજ કેટલી જાતના સન્નીપાતની અંદર દરદીનાં કપાળ ઉપર બરફથી ભરેલ રબ્બરની કોથળી મુકવાથી સારો ફાયદો થાયછે. એકસોચાર, પાંચ ને છડીગ્રી સુધી ગરમી ચડીછે એવું ગરમી માપક યંત્ર દરશાવી આપે ત્યારે આ પ્રમાણે ટાઢો ઉપચાર કરવાનો રીવાજ ચાલેછે. આમ કરતાં એકસો ડીગ્રીસુધી ઉતરે ત્યારે ટાઢો ઉપચાર બંધ કરવો. સો નીચે ગરમી ગયા પછી જો વધારે જારી રાખવામાં આવે તો તે નુકશાન કારકછે. જ્યારે સખત તૃષા લાગે ત્યારે જેમ વધારે થંડુ પાણી તેમ થોડા પાણીથી તૃષા છીપેછે. કેટલીક વખત જ્વરની સખત તૃષા છીપાવવાને વાસ્તે બરફના કકડા ચુસવા માટે અપાયછે. ત્વક્‌રોગમાં જ્યારે અદુગ્ગ ચેળ આવેછે ત્યારે ટાઢાં પાણીનાં પોતાં મુકવાથી ફાયદો થાયછે. ક્ષયવાની સખત અસહ્ય બળતરામાં ટાઢાં પાણીના પોતાં મુકવા કહેલાંછે.

જ્યારે કોઈપણ જગોએથી લોહી નિકળેછે ત્યારે થંડા પાણીની યોજના [1]પ્રશસ્તછે. નાકમાંથી નસકોરી ફુટ્યા પછી, અગર દાંત પડ્યા પછી, અગર કોઈપણ ભાગ કાપ્યાને લીધે જ્યારે લોહી નીકળેછે ત્યારે ટાઢુ પાણી છાંટવાથી તે બંધ થાયછે; તેટલા માટે નાકમાં તેની પીચકારી મારવામાં આવેછે. તેમજ દાંત ઉખેડ્યા પછી થંડા પાણીના કોગળા કરવા રીવાજ ચાલેછે. થંડુ પાણી રક્તસ્તંભક[2] તરીકે એક અકસીર ઉપાય છે. ગમે તેવો સખત તરવારનો ઘા લાગ્યો હોય અગર બીજા કોઇ પણ કારણથી લોહી નીકળતું હોય ત્યારે થંડા પાણીનો પાટો બાંધવો એ એક ઉત્તમ ઉપાયછે. મોટી કાપકૂપ કર્યા પછી ડાકટરો પણ ઠંડા પાણીના પાટા બંધાવેછે. કાપકૂપ કરતાં જે બારીક નસોનું છેદન થયું હોય તેના મુખને તે સંકોચ કરેછે. તથા કપાએલા મુખ તરફ આવતા લોહીને તે [3]ઘટ્ટ કરેછે, જેથી વધારે લોહી બહાર નીકળવા પામતું નથી. ( કોઇપણ મોટી ધોરી નસ કપાયા વગર). બીજી નાની નસો કપાયાથી તેમજ ઘણા વિસ્તારવાળા ભાગમાં ઇજા થવાથી ગમે તેવો સખ્ત રક્તસ્રાવ[4] થતો હોય તોપણ ઠંડુ પાણી તેને અટકાવે છે. આવી રીતે જખમ ઉપર થંડુ પાણી એક બે દિવસ સિચવું પડેછે, અગર લાકડાની ઘોડી કરી તેમાં ગળતી બાંધી જખમ ઉપર પાણી ટપકવા દેવાની અવસ્ય જરૂર પડેછે. આથી દરદીને ઠંડ ચડશે એવી ધાસ્તી કોઈપણ વૈદે રાખવી નહિ, કારણ કે થંડુ પાણી જોકે સ્પર્શે શીતળ છે તોપણ શરીરની અંદરની ગરમીને તે જાગ્રત કરેછે. જણવા પછી જ્યારે ઘણો ભયંકર રક્તસ્રાવ થાય છે, ત્યારે ગર્ભાશયની અંદર ઠંડુ પાણી રેડવાથી ફાયદો થાયછે. ઠંડું પાણી ગર્ભાશયની ધમનીના[5] તૂટેલા મુખનો એકદમ સંકોચ કરે છે, તથા રક્તસ્રાવ બંધ કરેછે. પેડુ, સાથળ તથા જનનેંદ્રિયો ઉપર પણ ઠંડા પાણીનાં પોતાં મુકવાથી ફાયદો થાયછે. જો લોહી જલદીથી બંધ ન થાય તો ગર્ભાશયમાં બરફનો કકડો મૂકવો કહેલો છે. કસુવાવડમાં પણ લોહી બંધ કરવા માટે આ ઉપાય લાગુ પડેછે. થોડું થોડું લોહી વહેવાથી કસુવાવડ અગર ગર્ભપાત થશે એવી જ્યારે ધાસ્તી રહેછે, ત્યારે પેટ, પેડું

૧ વખણાએલી. ૨ લોહી રોકનાર. ૩ ધાડું. ૪ લોહીનું વહેવું. ૫ નસ—નાડી.

અને જનનેંદ્રિયો ઉપર ઠંડાં પાણીનાં પોતાં મૂકયાં હોય તો વખતે ગર્ભપાત થતો અટકે છે.

અધુરૂ.

---

## પરચુરણ.

કાનનો મેલ—કાનમાં જે મેલ હોયછે, તે કુદરતે ત્યાં મૂકેલો હોય છે, એ મેલ કાનની અંદરના પડદાને હવા અને બીજી અડચણોથી બચાવે છે અને સ્વર સાંભળવામાં મદદ કરતા છે. એ મેલ બહાર કાઢવાથી કુદરતનો નિયમ તૂટેછે અને કાનનાં દરદ થાયછે; તથા બહેરાપણું પ્રાપ્ત થાયછે. કાનની અંદરનો મેલ કોતરીને કાઢવાથી કાનની નાજુક ચામડીને ઇજા થાય છે અને દુખાવો થાયછે. આ મેલ જ્યારે વધી જાયછે ત્યારે પણ કાનમાં દરદ થાયછે તેથી તે મેલ કાન કોતરીને કાઢવો નહિ પણ કાનમાં કોઈ પણ જાતનું તેલ નાંખવાથી તે પોતાની મેળેજ નીકળી જાયછે માટે કાનની અંદર હમેશાં તેલ નાખવાની ટેવ રાખવી એ ઘણુંજ ફાયદાકારક છે.

નાભિના મેલને માટે પણ ઉપર પ્રમાણેજ સમજવું.

દીર્ઘાયુષ—જો તમે દીર્ઘાયુષ્ મેળવવા ઈચ્છતા હોતો કુદરતના નિયમોને અનુસરીને ચાલો. જો તમારૂં શરીર આરોગ્ય કરવાને ચહાતા હો તો મિતાહારી થાઓ; જમવા ઉપરથી થોડી ભૂખ બાકી રાખીને ઉઠો; જમ્યા પછી તન અને મહેનત કરવાને શરીરમાં સુસ્તી એજ અમિતાહારનું ચિન્હ છે. શરીરની સફાઈ, કપડાની સ્વચ્છતા, ઘરની સુઘડતા અને મનની પ્રસન્નતા એ દીર્ઘાયુષ ભોગવવાનાં મુખ્ય સાધનો છે, સડી ગએલ પદાર્થમાંથી નીકળતી ઝેરી હવાથી દૂર રહેવું, તમાકુના દરેક જાતના વ્યસનથી દૂર રહો, હમેશાં ઓછામાં ઓછું એક વખત નાઓ. નિયમિત રીતે કામ કરો, સવાર સાંજ સ્વચ્છ હવા લેવા માટે બહાર ફરવાની તથા બીજી કસરત કરવાની અવશ્ય ટેવ રાખો.

અલ્પાયુષ—અલ્પાયુષ ત્રણ પ્રકારથી થાયછે. ૧ બચપણમાં બેહદ લાડલડામણ, ૨ જુવાનીમાં શરીરની બેહદ મહેનત, અને ૩ મનની બેહદ મેહેનત.

# માનવધર્મ.

પુસ્તક ૧ લું. અશાડ. સંવત ૧૯૪૩. અંક ૯ મો.

## દુર્લભસતશાઇ.

### કુંડલિયા.

દુર્જન સંગતસેં ભલા, મરનાહે મંજૂર;
બિના પરીક્ષા દોસ્તકી, ક્યાહે યાર જરૂર;
ક્યાહે યાર જરૂર, જહાં મતલબ મગરૂરી;
સમજ પ્યારકી ફરજ, પકડલે ખૂબ સબૂરી;
દાખે દુર્લભદાસ, પ્યારમેં મત હો નબલા,
મરનાહે મંજૂર, દુર્જન સંગતસેં ભલા. ૧૯
કાલ બાજ શિરપર ફિરે, ચેત ચેત મન ચેત,
કરસેં કર લે તું ભલા, યહ દુનિયા હે ખેત;
યહ દુનિયા હે ખેત, બરન બીજકા જૈસા;
કરતી સમ ફલ મિલે, ધૂલકા બને ન પૈસા;
દાખે દુર્લભદાસ, વૃથા કૂપમેં ક્યોં ગિરે!
ચેત ચેત મન ચેત, કાલ બાજ શિરપર ફિરે! ૨૦
નફ્ટ બનાતાહે કપટ, જો ઘટમેં ભરપૂર;
સબ ઇજ્જત મિટ જાતહે, ઘટે બદનકા નૂર.
ઘટે બદનકા નૂર, સભી જન દૂર બિઠાવે;
ઘરઘર હાંસી હોત, કભી આદર નહિ પાવે;
દાખે દુર્લભદાસ, પ્રપંચકી મત લે ઝપટ;
યેહિ ખલકમેં યાર, કપટ બનાતાહે નફ્ટ. ૨૧
અપની જો તકદીરસેં, ભાઇ ભૂવનમેં બીર;

હાથ એક હથિયાર તબ, કરે કહા તદબીર;
કરે કહા તદબીર, ઉલટ સબ બાત બનાવે;
બિના અવધ યે ભીર, કભી નહિ ધરસેં જાવે;
દાખે દુર્લભદાસ, રોજ કાયરમેં ખપના;
યેહિ ભીરકી રીત, કરે કરમ સબ આપના. ૨૨
દિલ ભ્રમ હોત ગમારકો, બિના સબબ અકુલાય;
બાત ન સમજે સુજનકી, આપની બાત બતાય;
આપની બાત બતાય, ઓરકી કભી ન માને;
મિલે જરાસા માન, ચડે ચઢડોલ જબાને;
દાખે દુર્લભદાસ, યેહી કાજ લબારકો;
બિના સબબ અકુલાય, જબ ભ્રમ હોત ગમારકો. ૨૩
કોન રહા યહ જગતમેં, અમર જાત ઇનશાન;
અમર સમજ લે નામના, તારિફ઼ કરત જીહાન;
તારિફ઼ કરત જીહાન, પ્યારસેં એહિ અવાજે;
ભયા ભલા અવતાર, સદા પરમારથ કાજે;
દાખે દુર્લભદાસ, મનુજ યે માનવ મતમેં;
બેશક વો ઈનશાન, અમર રહા યહ જગતમેં. ૨૪
નિર્મલ પદકી ચાતુરી, વામેં બાની મિષ્ટ;
બિદ્વજનોકે હૃદયમેં, કરતી અસર અભિષ્ટ;
કરતી અસર અભિષ્ટ, મૂરખ વો કૈસે જાને;
નહિ ગમ્જમેં આન, કવિત્વ કયકું પિછાને;
બાલકકો ક્યા ખબર! નારી યૌવનકા મદકી;
વૈસી દુર્લભદાસ, ચાતુરી નિર્મલ પદકી. ૨૫
કંજુસકો ધિક્કાર હે, જાકી જાત કઠોર;
દાન દયા દિલમેં નહિ, કુટિલ હૃદયકી કોર;
કુટિલ હૃદયકી કોર, દામકો જોર દિખાવે;
હા! દમડી ખાતીર! અવરકો જાન ફસાવે!
દાખે દુર્લભદાસ, ખાસ દ્રવ્યમેં પ્યારહે;
વ્યર્થ જાને સે જન્મ! કંજુસકો ધિક્કારહે. ૨૬

પેટ ભરે પરઘર રહી, ખાસ ખુશામત ખ્યાલ;
પરકાપટ ભૂપન હરે, ધરે અન્યસેં આલ;
ધરે અન્યસેં આલ, એક બાચાલ સુભાવે;
નહિ પાપકો ધ્યાન, આપકો જ્ઞાન બતાવે;
દાખે દુર્લભદાસ, ત્રાસ કછૂ દિલમેં નહિ;
નહિ સેમજે ધિક્કાર, પેટ ભરે પરઘર રહી. ૨૭
ઘટત જ્ઞાન પરવા નહિ, દામ ધરે દરકાર;
હોત પાપ કછુ કોટિધા, નહિ દમડી તજનાર;
નહિ દમડી તજનાર, સાર એ જગમેં માનો
નિત્ય સુનાવો જ્ઞાન, કછુ નહિ સુનતા કાને!
દાખે દુર્લભદાસ, આદત કંજુસકી કહી;
દામ ધરે દરકાર, ઘટત જ્ઞાન પરવા નહિ. ૨૮

---

## ધર્મ વિચાર.

( સાંધણ પૃષ્ટ ૧૧૭ થી )

### બાળલગ્ન વિષે.

આ જગતમાં પશુઓનીજ અનુકરણ બુદ્ધિ છે, એમ નથી, ગાડરના પ્રવાહની માફક મનુષ્યોનું પણ જે રસ્તે વેન ચાલ્યું તે રસ્તે ચાલ્યુંજ જાય છે. કોઈ યુક્તિવાળો માણસ કોઇ બાબતમાં થોડા ઘણા દોષ શોધી કહાડી તેનું અસરકારક ભાષણ કરી તે વિષયમાં લોકોની લાગણી કરાવી પોતાનું અગ્રેસરપણું મેળવવા ચાહે તો હાલના વખતમાં તે સહેજે મળી શકે તેવું છે. આ સંસાર ગુણદોષ મય છે. માટે તેની અંદરનાં સઘળાં કાર્યો પણ ગુણદોષ મિશ્રિત હોવાં જોઈએ, એ વાત સિદ્ધ છે. પણ દરેક કાર્ય કરતી વેળા તે કામમાં ગુણો કેટલા છે અને દોષો કેટલા છે, તેની બાદબાકી કરી જે તરફ ગુણોનું છાબડું નીચું થાય તે તરફનું કાર્ય કરવું એ મનુષ્ય બુદ્ધિનું કામ છે. ઘણું સારું કામ હોય, પણ જો તે હદ બહારની સ્થિતિમાં લઈ જવામાં આવે તો તે અયોગ્ય અને દુઃખ મ-

૫ નીવડે. લોકની સ્થિતિ જોઇ પ્રાચીન આર્યોની નીતિ તથા રીતિ ઉપર પૂર્ણ લક્ષ દઈ વિચાર કરીશું તો તે નીતિ રીતિ અણસમજુ માણસની બાંધેલી અને બેવકુફી ભરેલી નથીજ. જગતને તથા પોતાને નુકશાનકારક ધર્મશાસ્ત્રોના નિયમો ગોઠવવા એ સમજુ અને વિવેકીનું કામ નથી. અને પૂર્ણ રીતે વિચાર કરીશું તો આપણા પૂર્વજો ઘણા શાણા અને કુદરતી કાયદા ઉપર લક્ષ દઇ ગ્રંથો ગુંથી ગયા છે. માટે તેના રાહ ઉપર યથાર્થ રીતે જો ચાલીએ તો આપણને કદી પણ નુકસાનીના ખાડામાં ઉતરવું ન પડે. તથા કોઇ રીતે દુઃખના પાત્ર ન થઇએ. અસલનો સુખદાયક ધારો ન સમજી પોતાનું ડહાપણ ડોળી આપણે સુખી થાવા ચાહીએ તો તે પણ બનવું અશક્ય છે.

આ જગોએ કેટલાક એમ બોલનારા પણ નીકળશે કે આર્યોના અમુક અમુક રસ્તા ખરાબ છે. અને તેમાં અમુક જાતિનું નુકસાન સમાએલું છે. આ વાત ઉપર ઉપરથી જોનારાઓને જો કે સાચી લાગશે. પણ અમે તો એમ માનનારાઓની ભૂલજ ગણીએછીએ. કારણ કે સુધારાનો ઝુંડો રાખનારા લોકોમાં જે જે બાબતો ચરચાય છે તે તે બાબતોની મૂળ સ્થિતિ કેવી હતી અને હાલમાં તેમાં કેવો અને કેટલે દરજ્જે ફેરફાર થયો છે તે વિચાર ન કરતાં સામટી રીતે તેના દોષ જોવાનોજ ચાલ પડી ગયો છે. માટે તેવા લોકોનાં ચિત્તને ચમત્કાર આપવા-તથા ખરા ધોરણ ઉપર દોરવા એ અમારા આ લખાણનો હેતુ છે.

હાલમાં એવોજ વા વાયો છે કે 'બાળલગ્ન ન કરવાં' 'બાળલગ્ન ન કરવાં' આ વિષય ઉપર જો અમારી સંમતિ જોઇતી હશે તો ફક્ત લાકડે માકડું ન વળગાડવું એટલીજ આપી શકીશું પણ કન્યાકાળ વીતી ગયા પછી પરણાવી પાપના ભાગી થવું એતો અમને તથા આર્યશાસ્ત્રને માનનારાઓને પણ કદિ રૂચશે નહિ. આપણા શાસ્ત્રમાં **अष्टवर्षाभवेद्गौरी नववर्षातुरोहिणी । दशवर्षाभवेत्कन्याअतउर्ध्वंरजस्वला ॥** આઠ વર્ષની ગૌરી કહેવાય, નવ વર્ષની રોહિણી અને દશ વર્ષની કન્યા કહેવાય; તે પછી રજસ્વલા ગણાય છે. આપણા ગરમ મૂલકની ખાસીયત જોતાં આ લખાણ અનુભવ સિદ્ધ અને વાજબી છે. શીત કટિબંધના મૂલકોમાં ઋતુ ઘણું મોડું આવે છે એટલે લગભગ કન્યા ૧૮–૧૯ વર્ષની થએથી સ્ત્રી

ધર્મમાં આવે છે. તે દેશને માટે ત્યાંના લોકો ગમે તેવી વ્યવસ્થા કરે તે અનાર્ય લોકોના ધર્મ તથા રીતભાતથી આપણને કશું લાગતું વળગતું નથી. આપણે તો શાસ્ત્ર ઉપર પગ ન દેવાય અને વ્યવહારમાં કલ્યાણ થાય એવો સરળ અને સુખદ રસ્તો લેવાનો છે. શાસ્ત્રમાં સઘળી જગોએ કન્યાકાળ ન વીતતાં વિવાહ કરી દેવાની આજ્ઞા ફરમાવેલી છે, પણ પ્રૌઢાવસ્થામાં આવેલી સ્ત્રી સાથે વિવાહ કરવાનું કોઈ જગોએ ફરમાન નથી. કન્યાકાળ જતો રહે અને ઋતુ પ્રાપ્ત થયા પછી વિવાહ કરવામાં આવે તો **ऋतौ भार्यामुपेयात्** (ઋતુ કાળમાં સ્ત્રી ગમન કરવું) આ વેદ વાક્યનું ઉલંઘન કર્યું કહેવાય, અને સ્મૃતિમાં કહેલી **भ्रूणहत्या** (બાળહત્યા) ના પાપની પ્રાપ્તી થાય. શ્રુતિમાં ભાર્યા એવું પદ લખેલું છે તે પરણેલી સ્ત્રીને કહેનારું છે તે ઉપરથી એમ જણાય છે કે પરણેલી સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થયા પછી પુરૂષ ગમનનો વિધિ છે તેથી એટલું સિદ્ધ થયું કે વિવાહ પછીજ ઋતુ કાળ પ્રાપ્ત થવો જોઈયે. પણ ઋતુ પ્રાપ્તિ પછી વિવાહ ન થવો જોઈએ. ફક્ત વિવાહ થવાથીજ બાલ્યાવસ્થામાં સંતાનની પ્રાપ્તિ થતી નથી. જો તેમ થતું હોય તો સંતાન નિર્વીય નીવડે. સંતાનની ઉત્પત્તિ તો ઋતુ કાળની અવસ્થા પ્રાપ્ત થયા પછી જે આપણા લોકમાં બીજીવાર આણું વાળવાનો ચાલછે તે વખતે થવાનો સંભવ હોવાથી પ્રજા અલ્પવીર્ય હોવાનો ભય રહેતો નથી. ઋતુકાળ પ્રાપ્ત થયા પછી સાસરે મોકલવાનો આપણો સદાચાર ખાસ કરી હાલ દક્ષિણી વર્ગના મનુષ્યોમાં વિશેષે જોવામાં આવે છે.

આ જગોએ કદિ કોઈને એવી શંકા ઉઠશે કે જ્યારે કન્યા સ્ત્રી ધર્મમાં આવે ત્યારે સાસરે મોકલવી એવો નિયમ બાંધ્યો છે ત્યારે સ્ત્રી ધર્મમાં આવે તે પછીજ વિવાહ કરવામાં શું હરકત છે? આમ કહેનારે વિચારવું જોઈયે કે ઋતુ આવ્યા પછી સ્ત્રી કુદરતી લાગણીને વશ થાય છે અને જો સ્ત્રી ધર્મમાં આવ્યા છતાં વિવાહ નહિ કરેલો હોય એવા પ્રસંગમાં સ્ત્રી સ્વેચ્છાચારી થઇ બુરી લતમાં પડી વ્યભિચાર કરે તો કાનીન (કન્યા પુત્ર) પ્રજાની ઉત્પત્તિનો સંભવ રહે છે. આમ થવાથી મોટો અનર્થ થાય માટે ઋતુ કાળથી પહેલાં વિવાહ કરવો એવું શાસ્ત્રમાં સિદ્ધ કરેલું છે.

બીજું પણ આપણા લોકોમાં વિવાહથી કેટલાંક વર્ષ પહેલાં વાગ્દાન એટલે સગપણ કરવાનો ચાલ છે. આ ચાલમાં પણ શાસ્ત્રકારોનો ઘણો ઉંડો હેતુ સમાયેલો છે. હાલમાં ઘણા લોકોનું કહેવું છે કે નાનપણમાં લગ્ન કરી દેવાથી એક બીજાના ગુણ અને સ્વભાવ મળતા આવતા નથી, અને એમ થવાથી પછી મોટપણમાં જીવવું ત્યાં સુધી સ્ત્રી પુરૂષને ઝગડો વેહવો પડેછે. એટલા માટે મોટી ઉમરમાં ગુણ અને સ્વભાવ મળતા જોઈને વિવાહ કરવામાં આવે તો કેટલી બધી સગવડ અને સુખ દંપતી ભોગવે. આ કહેવું કેટલેક દરજ્જે ભૂલ ભરેલું છે. કારણ કે આ ઇશ્વરી રચનાજ વિચિત્રતા ભરેલી છે, તેમાં સર્વાંશે કોઇ પુરૂષના ગુણ અને સ્વભાવ મળતા આવે નહિ, એ પણ એક નિયમ છે. ત્યારે સ્ત્રી કે જેનો બાંધો અને વ્યવહાર પુરૂષ કરતાં તમામ જુદો છે, તેના ગુણ અને સ્વભાવ પુરૂષ સાથે મળતા કેમ આવે? એક દેશમાં એક ગામમાં, એક નાતમાં અને એકજ કુટુંબમાં એકજ માબાપને પેટે જન્મેલા બાળકોનો ગુણ અને સ્વભાવ જ્યારે મળતો આવતો નથી ત્યારે જુદા કુટુંબમાં બીજાં, માંબાપને પેટે અવતરેલી કન્યાના ગુણ અને સ્વભાવ પરાયા કુળ અને માવતરને પેટે જન્મેલા વરના ગુણ અને સ્વભાવની સાથે મળતાં ક્યાંથીજ આવે. વળી આ જગોએ શંકા ઉઠશે કે જ્યારે કોઇના ગુણ અને સ્વભાવ પરસ્પર મળતા આવતા નથી ત્યારે શું તેમના ઘરમાં હમેશાં કંકાસ રહેછે? ના એમ થતું નથી. કારણ કે જ્યાંસુધી વાગ્દાન વગેરે પ્રાચીન રીતી પાળવામાં આવેછે ત્યાંસુધી એમ થવાનો સંભવ નથી. આપણા શાસ્ત્રમાં પણ કહ્યું છે કે **યયોરેવसमंवित्तंययोरेवसमंकुलं। तयोर्विवाहोमैत्रीचनोत्तमाधमयोःक्वचित्॥** જેઓનું ધન અને કુળ સમાન છે તેઓનો વિવાહ અને મૈત્રી થવી જોઇએ. પણ ઉત્તમ અને અધમ સાથે વિવાહ અને મૈત્રી શોભતાં નથી. આ શ્લોકમાં પણ એમ નથી કહ્યું કે જેઓનો ગુણ અને સ્વભાવ મળતાં આવતાં હોય તેઓનોજ વિવાહ અને મૈત્રી થવાં જોઇએ.

કન્યાનું વાગ્દાન વિવાહથી પ્રથમ કરવામાં આવેછે ત્યારથી તે કન્યા દરેક વાર તહેવારે સાસરે જમવા જુઠવા જાયછે, એ પ્રસંગથીજ સાસરામાં કેમ વર્તવું, સાસુ સસરાની મર્યાદા કેવી રીતે જાળવવી એ બાબતની ઉમદા કેળવણી મળેછે, અને સાસરાનાં ઘરની ધીમે ધીમે માયા બં-

થાઇ અને સાસરીયામાં સજ્જડ સ્નેહ બંધાય છે. ઘણું કરીને પીયરના ઘરનો વ્યવહાર તથા રીતભાત સાસરાના ઘરથી અલગ હોયછે. હવે જો મોટી ઉમર થાય ત્યારેજ વહુનાં પનોતાં પગલાં સાસરાના ઘરમાં થાય, તો શ્વસુર પક્ષનો વ્યવહાર તથા રીતભાત એકદમ ક્યાંથી જાણવામાં આવે? અને પીયરના ઘરના વ્યવહારનું ધોરણ તો તેના મનમાં બાળપણથી ઠસી ગયું હોયછે, કારણ કે જેવી રીતે નાની ઉમરમાં હરેક આદત પડેછે, તે મોટી ઉમર થતાં તેજ સ્થિતિમાં રહેછે. જ્યારે એમ થયું ત્યારે દીકરી મોટી ઉમરમાં સાસરે જાય તો વહુનાં વગોણાં થાય અને ઘરસંસાર સુતર ન ચાલે, એ તો પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે. સાસરીયાની રીતભાતના અજાણપણાથી અને મુદતથી તેમની સાથે સ્નેહ ન બંધાવાથી ઘણી ઓરતોનો જીવતાં સુધી ભવાડો થયો છે, અને થાયછે, એ આપણી નજરે જોઇએ છીએ. આ પંચાએત દૂર કરવા વાગ્દાનનો શુભ રીવાજ મહાત્મા પુરૂષોએ કાઢેલો છે.

જેમ વાગ્દાનના રીવાજથી કન્યાને સાસુ, સસરો, નણંદ અને દેર જોડે સાથે હળી મળીને રહેવાની ટેવ પડેછે તેમ વિવાહ વહેલો થવાથી પોતાના ખુદ પતિની સાથે પ્રેમનો પાશ મજબૂત બંધાયછે, એમાં શક નથી. વિવાહ વહેલો થવાથી સ્ત્રીનો બાંધો મજબૂત રહેતો નથી અને હીનવીર્ય પ્રજા થાયછે, એ મતનો નિષેધ અમે પ્રથમ કરેલો છે માટે ફરીથી એજ બાબતને લંબાવતા નથી. વિવાહ વહેલો થવાથી બાંધામાં કશી અડચણ આવતી નથી, પણ વિવાહિત સ્ત્રીની સાથે યોગ્યકાળ વિના ચલાવવામાં આવતી ગેરવર્ત્તણુકને લીધેજ સ્ત્રીનો બાંધો શિથિલ થઇ જાયછે, અને પ્રજા અલ્પાયુષી થાયછે. વિવાહ વહેલો કરવાથી સ્ત્રીનો બાંધો શિથિલ થવાને બદલે ઘણો મજબૂત અને કદાવર થાયછે. કારણ કે સાસરે જવાનો સ્ત્રી જાતિમાં એક મોટો લાવ સમજવામાં આવેછે અને તેથી સ્ત્રીનું મન હમેશાં પ્રસન્ન અને પ્રફુલ્લિત રહેછે. એમ થવાથી મનની અસર તનને થાયછે, એટલે શરીર પણ કદાવર અને પુષ્ટ થાય એ દેખીતુંજ છે.

## મૂર્તિપૂજા વિષે ચરચા પત્રીને જવાબ.

મેહેરબાન માનવધર્મના અધિપતિ સાહેબ,

આપણા ગયા અંકમાં મૂર્તિપૂજા વિરૂદ્ધ જે ચરચા પત્ર દાખલ થયુછે, તે ચરચા પત્રનો લખનારે કોઈ હુશીઆર માણસ જણાયછે, છતાં તે પોતાના વિચારોમાં ઠગાયો છે અને મૂર્તિપૂજાના કોઇ કટા વિરોધી અને દૂષી ગુરૂના વિચારોથી દોરાઈને એવા હલકા વિચારો જણાવ્યા છે. તે ચરચા પત્રી શ્રુતિ, સ્મૃતિ વગેરે વેદશાસ્ત્ર અને પુરાણને માનવાવાળો ન હોત તો અમે તેને કાંઇપણ પ્રત્યુત્તર આપત નહિ, અને નકામો કાળક્ષેપ કરત નહિ, પણ તે તેના લખાણપરથી તો વેદશાસ્ત્ર તથા પુરાણને માનવાવાળો જણાયછે, એટલો અમને તેના તરફનો સંતોષ થયો છે, તેથીજ અમે તેનો યોગ્ય ઉત્તર આ નીચે મોકલ્યો છે, જે વાંચી તે સંપૂર્ણ રીતે સંતોષ થશે અને પોતાના ભ્રમિત થએલા વિચારો ફેરવશે, એમ આશા રાખીએ છીએ.

મૂર્તિપૂજાનો પક્ષ અમે ગૌણ માન્યોછે, અને હજીપણ ગૌણ માની કહીએ છીએ કે તેના અધિકારીઓને તો તે ઉત્તમજ છે. એમ કહેવાને બહાર પડીએ છીએ. બી. એ. થઈ લોગ્રાજ્યુએટ પહેલા ધોરણ તરફ ઉદાસીન દેખાશે અને તે ધોરણના વિષયો તે પસાર થયો છે માટે વાંચવાં તેને કંટાળા ભરેલા લાગશે, તેથી તે ધોરણ બીજાએ ન ભણવું એમ તેનાથી કદીપણ કહેવાશે નહીં. માટે પહેલા ધોરણના અધિકારી એટલે અભ્યાસીને જેમ-પ્રથમ પહેલું ધોરણ શીખવાથી ફળ છે તેમ મૂર્તિપૂજા તેના અધિકારીઓને ફળદાયકજ છે. જે ચીજ તમારા ચરચા પત્રીને નિરૂપયોગી હોવાથી તેનો તે ગ્રાહક નથી, તે ચીજ બીજાં માણસોને પણ નિરૂપયોગી છે, એવું ધારી તેનો તિરસ્કાર કરવો અને નાશ કરવાનો પ્રયત્ન કરવો એતો મહા અનર્થનું અને દૂષ બુદ્ધિવાળા માણસનું કામછે. તમારો ચરચા પત્રી કદી બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિની ટોચે ચડયો હોય, ને બ્રહ્મજ્ઞાનમાં ગળી ગયો તો તે પ્રતિમાનું પૂજન ભલે ન કરે; તેનો અમે દોષ કાઢશું નહિ. પણ બ્રહ્મજ્ઞાનોત્સુક મનુષ્યોને માટે તો વેદ મંત્રથી સંસ્કાર થએલ અને પ્રતિષ્ઠિત કરેલ પ્રતિમાનું પૂજન એજ કર્ત્તવ્ય છે.

પ્રતિમા પૂજનના નિષેધ-માટે તમારા ચરચા પત્રીએ જે જે દલીલો

કરી છે, અને વાક્યો આપ્યાં છે, તે બધાં અસંગત છે, ને અમે તેની દરેક દલીલપર નીચે દાખલા પૂરાવા આપી પ્રતિમા પૂજન વિધેયછે એમ સિદ્ધ કરી આપ્યુ છે.

આ ચરચા પત્રી "काष्ठलोष्टेषुमूर्खाणां" એવું વાક્ય આપી લાકડું ઢેફું તેમાં પૂજ્ય બુદ્ધિ રાખવાવાળા પુરૂષોનું મૂર્ખત્વ પ્રતિપાદન કરેછે. આ વાત અમે પણ કબુલ કરીએ છીએ. અમારી પણ કાષ્ઠલોષ્ઠમાં પૂજ્ય બુદ્ધિ નથીજ. પરંતુ કાષ્ઠાદિ પદાર્થની રચેલ અને વેદના મંત્રવડે સંસ્કાર કરેલ પોતાના ઈષ્ટ દેવની પ્રતિમામાંજ અમારી પૂજ્ય બુદ્ધિ છે. કાષ્ટ પાષાણિક પદાર્થની બનાવેલી અને વેદના મંત્રથી સંસ્કાર કરેલ ઇષ્ટ દેવતાની મૂર્તિઓની પૂજા કરવાનું ઘણા ગ્રંથોમાં કહેલુ છે. મૂર્તિને બનાવવાના જુદા જુદા પદાર્થો લઈને તે જુદા જુદા પ્રકારની થાયછે. ભાગવતના એકાદશ સ્કંધમાં મૂર્તિના આઠ પ્રકાર કહ્યા છેઃ—शैलादारुमयीलौही लोप्यालेख्यायसैकती। मनोमयीमणिमयीप्रतिमाष्टविधास्मृता॥ "મૂર્તિ પથ્થરની, લાકડાની, ધાતુની, ચિતરેલ, લખેલ, એટલે પુસ્તકરૂપ, વેળુની, માનસિ, અને મણીની." પ્રતિમાનું પૂજ્યપણું અગ્નિ પુરાણમાં કહેલું છેઃ—अप्स्वग्नौहृदयेसूर्येस्थंडिलेप्रतिमासुच ॥ षट्स्वेतेषुहरेः सम्यगर्चनंमुनिभिःस्मृतं॥ "પાણી, અગ્નિ, હૃદય, સૂર્ય, સ્થંડિલ અને પ્રતિમા એ છ સ્થાનને વિષે હરિનું પૂજન થાય છે, એમ મુનીઓએ કહેલું છે." કૂર્મ પુરાણમાં કહેલું છેકેઃ—ब्रह्माणंशंकरंसूर्यंतथैवमधुसूदनं। अन्यांश्चाभिमतान्देवान्भक्त्याक्रोधनोनरः॥ स्वमंत्रैरर्चयेन्नित्यंगंधपुष्पैस्तथांबुभिः॥ બ્રહ્મા, શંકર, સૂર્ય, વિષ્ણુ, અને બીજા પોતાના ઈષ્ટ દેવ તેને ભક્તિવડે ક્રોધ રહીત થઇ માણસે વેદના મંત્રથી, પાણીથી તથા સુગંધી પદાર્થથી પૂજવા, " વળી મનુ કહેછે કે પૂજન હમેશ કરવું. "मैत्रंप्रसाधनंस्नानंदंतधावनमंजनं।पूर्वाह्णएवकुर्वीतदेवतानांचपूजनं॥ મળત્યાગ, કેસનું ઓળવું, સ્નાન, દાતણ, આંખમાં સુરમાનું અંજન અને દેવતાનું પૂજન એ બધાં દિવસના પ્રથમ ભાગમાં કરવાં. બોધાયન નામના ઋષિ પણ કહેછે કેઃ—अथातोहरद्दः परिचर्याविधिंव्या

ख्यास्यामः ॥ "હવે હમેશ કરવાની પૂજા વિધિ અમે કહીએ છીએ" વળી અગ્નિ પુરાણમાં પણ अर्चनंसंमवक्ष्यामिविष्णोरमिततेजसः॥ "પ્રમાણ રહીત પરાક્રમવાળા વિષ્ણુનું પૂજન અમે કહીએ છીએ" ઇત્યાદિ ગ્રંથના પ્રમાણથી પુરૂષ સૂક્તના ૧૬ મંત્રવડે આવાહન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, નમસ્કાર, પ્રદક્ષિણા અને વિસર્જન એવા ૧૬ ઉપચાર કરવાના કહેલ છે. આ બધાં વાક્યો પ્રતિમા પૂજનનું પ્રતિપાદન કરવાવાળાં છે; માટે "કાષ્ટ લોષ્ટેષુ મૂર્ખાણાં" એ વાક્ય પ્રતિમા પૂજનનું પ્રતિષેધક છે એમ ઠરતું નથી. પરંતુ બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિને ન પ્રાપ્ત થવાથીજ મૂર્ખ એવું પદ જેમાં વપરાય છે એવા મુમુક્ષુ પુરૂષને પ્રતિમા પૂજનની આવશ્યકતા સૂચવવાવાળું તેનું લખેલું વાક્ય ઠરેછે. यःकश्चिन्न्याय्याचारः सर्वैःशास्त्रमितिश्रुतिः । यदन्याय्यमशास्त्रंतदित्येषाश्रूयतेश्रुतिरितिस्मरणात् જે કોઈ ન્યાયથી નહિ વિરૂદ્ધ એવો જગતમાં સદાચાર ચાલેછે તે શાસ્ત્રરૂપજ છે અને જે શાસ્ત્રથી વિરૂદ્ધ છે તે અશાસ્ત્ર છે એવું અમે સાંભળ્યું છે. આ પ્રમાણે સ્મૃતિકારના લખવાથી સિદ્ધ થાય છે કે ન્યાયથી અવિરૂદ્ધ સદાચારરૂપ ધર્મ સપ્રમાણ્માંજ છે. તેમાં મંદ અધિકારીઓએ શુદ્ધ જ્ઞાનના ઉદય માટે અને મલિન વાસનાવડે થએલાં મલિન અંતઃકરણની શુદ્ધિ કરવાસારૂ ન્યાયથી નહિ વિરૂદ્ધ એવો કોઇપણ રસ્તો પકડવો જોઈએ; અને એવું સિદ્ધ થતાં જે જેના કુળ ક્રમથી ધર્મ માર્ગ પ્રાપ્ત થએલ છે તે માર્ગ તેને અભય દેવાવાળો છે, એવો આર્ય લોકોનો સિદ્ધાંત છે. ભગવાન મનુ પણ કહેછે કેઃ—

येनास्यपितरोयातायेनयातापितामहाः ।
तेनयायात्सतांमार्गंतेनगच्छन्नरिष्यते ॥

જે માર્ગે પોતાના પિતા ચાલ્યા, જે માર્ગે દાદાઓ ચાલ્યા, તે માર્ગે ચાલનારો પુરૂષ સ્વધર્મથી ભ્રષ્ટ થતો નથી. માટે આપણા બાપ દાદાઓએ વેદ પુરાણાદિક શાસ્ત્રોથી પ્રતિપાદિત પ્રતિમા પૂજનનો નિષેધ કરનારો પુરૂષ ઉંધે માર્ગે ચાલનારો છે તે નિર્વિવાદ છે.

"જડ ચૈતન્ય ગમે તે પૂજ આખા જેવી સેવન તેવી સૂજ" એવું

અખા સોનીનું વાક્ય તમારા ચરચાપત્રીએ આપ્યું છે તેનો અર્થ તે સમજેલ હોય એમ જણાતું નથી. અખો ભક્ત વેદાન્તી હતો અને વેદાન્તના સંપ્રદાયમાં ગુરૂ-ભક્તિની મુખ્યતા છે. ગુરૂ શ્રોત્રીય એટલે શિષ્યના સંદેહોને શાસ્ત્રની યુક્તિવડે દૂર કરનારો તથા બ્રહ્મનિષ્ઠ એટલે બ્રહ્મ વિષે આસ્થાવાળો હોવો જોઈએ. આ પ્રમાણે શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ આવાં બે વિશેષણ જેને લાગુ પડે તે પુરૂષ અખાના વાક્યમાં ચૈતન્ય શબ્દવાચ્ય છે અને જેને તે બે વિશેષણો લાગુ નથી એટલે જે એવા ગુણવાળો નથી તેને અખે જડ પુરૂષ ઠરાવેલ છે, તેવા જડગુરૂને સેવવાથી પુરૂષાર્થની સિદ્ધિ ન થાય તે ખરૂં છે. માટે અખે લખ્યું છે તેતો ઠીક લખ્યું છે. પણ તમારા ચરચાપત્રીની સમજ પ્રમાણે અખાના હૃદયમાં જડચૈતન્યનો વિચાર નજ હોવો જોઇએ. કેમકે સકળ જગતના પદાર્થોનું અધિષ્ઠાન બ્રહ્મચેતન છે એમ વેદાન્તીનો સિદ્ધાંત છે તો અખા જેવા વેદાન્તીની દૃષ્ટિમાં આ ચરચાપત્રી સમજેલ તે પ્રમાણે કોઈ જડ પદાર્થ છેજ નહિ, તેથી અખા ભક્તના એ વાક્યની વ્યવસ્થા તમારા ચરચાપત્રીની સમજ પ્રમાણે કરીએ તો ભક્તનું લખવું અનર્થક છે. કારણ કે જડ સંબંધ રહીત કેવળ ચૈતન્ય પૂજ્યપણાએ કરીને લોકમાં તેમજ વેદમાં નજરે પડતું નથી.

વળી તમારો ચરચાપત્રી પ્રતિમા પૂજનનો વિધિ વેદવિરૂદ્ધ, શાસ્ત્રવિરૂદ્ધ, નીતિવિરૂદ્ધ, ન્યાયવિરૂદ્ધ અને તર્કવિરૂદ્ધ છે એમ લખી ગએલ છે, એ તો એના મનનો તરંગ છે. એમ લખી જવાથી તે લખેછે તેમજ છે એમ કોઇ રીતે સિદ્ધ થાયજ નહિ. આગળ અગ્નિ પુરાણનું વાક્ય આપેલું છે તેમાં અગ્નિ એ ઇશ્વરની મૂર્તિરૂપ કહેલ છે, અને વેદમાં અગ્નિનુંજ પૂજન છે તેથી વેદ પ્રતિમા પૂજનનો નિષેધક નથી. શ્રુતિ પણ કહેછે કે, सुपर्णस्यमपासिसुपर्णस्यप्रतिमासि, सुपर्णस्योन्मासिसुपर्णोसिसुपर्णायत्ता ॥ (કૃષ્ણ યજુઃ શાખા અધ્યાય ૧૬.) "प्रतिमाण्युच्चलन्ति" "પ્રતિમા ચલાયમાન થાયછે." એ વેદ વાક્ય ઉત્કાપાતના પ્રકરણમાં છે, તેમાં પ્રતિમા શબ્દના શ્રવણથી ઉત્કાપાત ઉપરો વેદ પ્રતિમા પૂજનની સિદ્ધિ કરવાવાળો છે એવું સિદ્ધ થાયછે. મૂર્તિપૂજા સત્યવિરૂદ્ધ શી રીતે તે સમજાતું નથી. 'સત્ય' એ નામનું કોઈ શાસ્ત્ર તો નથી કે જેના વચનથી તેનો વિરોધ ટળે. તેથી સત્ય વિરૂદ્ધ છે એમ તેના લખવાનો તાત્પર્ય

ख्यास्यामः ॥ "હવે હમેશ કરવાની પૂજા વિધિ અમે કહીએ છીએ" વળી અગ્નિ પુરાણમાં પણ અર્चनंसंमवक्ष्यामिविष्णोरमिततेजसः ॥ "પ્રમાણ રહીત પરાક્રમવાળા વિષ્ણુનું પૂજન અમે કહીએ છીએ" ઇત્યાદિ ગ્રંથના પ્રમાણથી પુરૂષ સૂક્તના ૧૬ મંત્રવડે આવાહન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, નમસ્કાર, પ્રદક્ષિણા અને વિસર્જન એવા ૧૬ ઉપચાર કરવાના કહેલ છે. આ બધાં વાક્યો પ્રતિમા પૂજનનું પ્રતિપાદન કરવાવાળાં છે; માટે "કાષ્ટ લોષ્ટેષુ મૂર્ખાણાં" એ વાક્ય પ્રતિમા પૂજનનું પ્રતિષેધક છે એમ ઠરતું નથી. પરંતુ બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિને ન પ્રાપ્ત થવાથીજ મૂર્ખ એવું પદ જેમાં વપરાય છે એવા મુમુક્ષુ પુરૂષને પ્રતિમા પૂજનની આવશ્યકતા. સૂચવવાવાળું તેનું લખેલું વાક્ય ઠરેછે. यःकश्चिन्न्याय्याचारः सर्वशास्त्रमितिश्रुतिः । यदन्याय्यमशास्त्रंतदित्येपाश्रूयतेश्रुतिरितिस्मरणात् જે કોઈ ન્યાયથી નહિ વિરૂદ્ધ એવો જગત્‌માં સદાચાર ચાલેછે તે શાસ્ત્રરૂપજ છે અને જે શાસ્ત્રથી વિરૂદ્ધ છે તે અશાસ્ત્ર છે એવું અમે સાંભળ્યું છે. આ પ્રમાણે સ્મૃતિકારના લખવાથી સિદ્ધ થાય છે કે ન્યાયથી અવિરૂદ્ધ સદાચારરૂપ ધર્મ સપ્રમાણમાંજ છે. જેમાં મંદ અધિકારીઓએ શુદ્ધ જ્ઞાનના ઉદય માટે અને મલિન વાસનાવડે બગડેલાં મલિન અંતઃકરણની શુદ્ધિ કરવાસારૂ ન્યાયથી નહિ વિરૂદ્ધ એવો કોઇપણ રસ્તો પકડવો જોઈએ; અને એવું સિદ્ધ થતાં જે જેના કુળ ક્રમથી ધર્મ માર્ગ પ્રાપ્ત થએલ છે તે માર્ગ તેને અભય દેવાવાળો છે, એવો આર્ય લોકોનો સિદ્ધાંત છે. ભગવાન્ મનુ પણ કહેછે કેઃ—

લગ્ન પરસ્પરનાં વચન અથવા સગપણ તોડવાને હાલના કાયદામાં છૂટ આપેલી છે, અને વચન તોડનાર પક્ષકાર તમામ નુકસાનીનો જવાબદાર ગણેલો છે. લગ્નનો કરાર અને બીજા કરાર એમાં આ ઉપરથી કાંઇપણ ભેદ સમજાતો નથી. કારણ કે બીજા કરારોમાં પણ જ્યારે કરારનો એક પક્ષકાર કરાર પૂરો થયા અગાઉ પોતાનું વચન તોડે તો જો સદરહુ કરાર વિશેષ ન્યાયના આક્ટમાં બતાવેલી જાતનો ન હોય તો વચન તોડવાથી ઉત્પન્ન થતા નુકસાનની જવાબદારીમાં આવી પડે છે. જેમકે અ વ ની સાથે વ ની તસબીર એક માસની અંદર રંગી આપવાને કરાર કરેછે કરાર કર્યા પછી અ પોતાનું કામ ન કરી શકે એવી બીમારી ભોગવે છે તો આવે પ્રસંગે વ પોતાનો કરાર વિશેષ અથવા ખાસ રીતે અમલમાં લાવવા દાવો ધરાવી શકતો નથી. લગ્ન સિવાયના બીજા તમામ કરારોમાં કરાર પૂરો થયા પછી પરસ્પરના પક્ષકારોને સદરહુ કરારથી ઉત્પન્ન થતા હક્કો તથા જવાબદારીમાં બીજો નવોજ કરાર થતા પહેલાં કાંઈપણ ફેરફાર કરવા હક્ક અગર તક હોતાં નથી; જેમકે અ પોતાનો ઘોડો વ ને રૂ ૫૦૦)માં વેચવાનો કરાર કરે છે. આ કરાર પૂરો થાય એટલે કે વેચનારને અને ખરીદ કરનારને પોતાનો અરસપરસનો સર્વે મળે તે પછી કરારવાળી પોતપોતાની મિલ્કત ઉપર પક્ષકારોનું પૂર્ણ સ્વામિત્વ ઉત્પન્ન થાય છે એટલે તે સ્વામિત્વ એક બીજાથી પાછું ખેંચી લઈ શકાતું નથી, કદાચ ખેંચી લઇ શકે તો બીજો નવો કરાર કરવામાં આવે ત્યારેજ.

મારા આગળ જણાવવા પ્રમાણે જે વસ્તુની કાંઇપણ કિંમત છે તેવી વસ્તુઓને સંબંધે કરાર કરવામાં આવે છે અથવા તેવી વસ્તુઓ ઉપર કાંઇપણ કૃતિ કરવા ન કરવાના સંબંધમાં કરાર કરવામાં આવે છે, વસ્તુ આ શબ્દની અંદર સ્ત્રી અથવા પુરૂષનો સમાવેશ થતો નથી. જ્યારે સ્ત્રી અથવા પુરૂષને જડરૂપે અથવા પરતંત્ર ગણતા ત્યારે આગળના વખતમાં વસ્તુ આ શબ્દમાં સ્ત્રી અથવા પુરૂષનો સમાવેશ કરતા જેમકે ગુલામ આ પ્રસંગે એવી શંકા ઉઠે કે જ્યારે દરેક કિંમતી વસ્તુને માટેજ અથવા દરેક કિંમતી વસ્તુને સંબંધે કાંઈપણ કૃતિ કરવા અથવા ન કરવાને માટેજ કરાર થઈ શકે તો પછી લગ્નથી જે સ્ત્રી પુરૂષનું જોડાવું તેને કરાર નામ કેમ આપી શકાય? તેનો ખુલાસો નીચે પ્રમાણે.

એવો હશે કે પ્રતિમા પૂજનની સત્યતા નથી એટલે ખોટી છે. અમે તેને પૂછીએ છીએ કે પ્રતિમા પૂજન સંબંધી સત્યતાનો અભાવ તે શી રીતે સિદ્ધ કરેછે? શું લોકમાં તથા વેદમાં પ્રતિમા પૂજન નજરે આવતું નથી

અધુરૂં.

---

## ન્યાય.

(સાંધણ પૃષ્ટ ૧૨૧ થી)

જ્યારે સગીરવયમાં બીજાઓની મારફત થાય અને કાયદેસર પુખ્ત ઉમરે પહોંચે ત્યારે નિરર્થક કરાવવા હક ન મળે એ દેખીતુંજ કમકમાટ ઉપજાવનારૂં છે. હાલના કરાર આક્ટ પ્રમાણે જ્યારે બાકીના તમામ જાતના કરારે; સગીર વયમાં થએલા હોય તે પુખ્ત ઉમરે પહોંચ્યે નિરર્થક કરાવવા જ્યારે દરેક સખ્સને છુટ આપી છે, ત્યારે લગ્નનો આવો મોટો કરાર નિરર્થક કરાવવા છૂટ શા કારણથી ન મળવી જોઈએ તેનું કારણ કાંઇ ખરી રીતે સમજવામાં આવતું નથી. કદાચ જે વખતે કરાર આક્ટ ઘડાયો તે વખતે લોકોનાં દિલ ન દુખાવવાની ખાતર જુનો રીવાજ સ્વીકારી તે પ્રમાણે નિયમ બાંધ્યો હોય તોપણ હાલ જ્યારે લોકો ખરૂં ખોટું સમજવા શીખ્યા છે ત્યારે સરકારે આ વાત પુરતી ધ્યાનમાં લઈ તેમાં ફેરફાર કરવો એ જરૂરનું છે. એક તરફથી જ્યારે પુખ્ત ઉમરનાં સખ્સનાં લગ્નમાં હરકત કરનારી કબુલાત નિરર્થક થાય છે ત્યારે સગીર વયના સખ્સોને પણ પુખ્ત ઉમરે પહોંચ્યે આ લાભ આપવો જોઈએ. દાખલા તરીકે अ નામની એક સગીર છોકરીનું લગ્ન अ નો બાપ व નામના એક નાલાયક સખ્સની સાથે કરે તો अ ને હાલના ચાલતા કાયદા પ્રમાણે જોકે अ એ પુખ્ત ઉમરે પહોંચ્યે તે લગ્નથી ઉત્પન્ન થતા હક અગર જવાબદારી સ્વીકારેલી ન હોય એટલુંજ નહિપણ તે લગ્નનો પણ તિરસ્કાર કરતી હોય તોપણ अ નું व ની સાથેનું લગ્ન નિરર્થક થઈ શકતું નથી. પણ જો अ પુખ્ત ઉમરની હોત અને તેણીના બાપે તેણીને માટે લગ્નના કરારનું व ને વચન આપ્યું હોત તો તે કરાર अ ને નિરર્થક કરાવવાનો હક છે.

ઉપર ઉપર ભાગે કરારની બે જાતિ છે; એટલે કે સગપણ અથવા લગ્નનું "જડ ચૈતન્ય" ને લગ્ન. જ્યાં સુધી લગ્ન થયાં નથી હોતાં ત્યાં સુધી

# માનવધર્મ.



પુસ્તક ૧ લું. શ્રાવણ સંવત ૧૯૪૩. અંક ૧૦ મો.

## નવીનમાં મોહ વધે વધારે.

### ઉપજાતિ વૃત્ત.

સારૂં કદી તીર્થ નજીક હોય, ત્યાં સ્નાન સારૂં નહી જાય કોય,
દૂરે જવા ચિત્ત વિશે વિચારે, નવીનમાં મોહ વધે વધારે. ૧
સુકાંતિવાળી કદી હોય નારી, પોતા તણી તોય ન પૂર્ણ પ્યારી,
પરાંગનામાં નીજ વૃત્તિ ઠારે, નવીનમાં મોહ વધે વધારે. ૨
સ્વદેશમાં પંડિત હોય પુરા, ભાસે દીસે તોય સદાધૂરા;
ન દેશિ વિદ્વાનની પૂજા ધારે, નવીનમાં મોહ વધે વધારે. ૩
જેને જનો ગ્રન્થ ઘણું વખાણે, તેને સ્વજાતિ નહીં તેમ જાણે;
પ્રસંગતે માનપણું વિસારે, નવીનમાં મોહ વધે વધારે. ૪
જે શાસ્ત્રને દેશી જનો ન જાણે, વિદેશી તેને અતીશે વખાણે;
તે તેની રીતો થકી દેશી હારે, નવીનમાં મોહ વધે વધારે. ૫
જે સભ્યતે સર્વની પુજા જાણે, અસભ્ય તે સર્વ અયોગ્ય માને;
દુરા-ગ્રહીઆ કમનાગનારે, નવીનમાં મોહ વધે વધારે. ૬
જે જુનું તે સર્વ ન હોય સારૂં, નવીન તે હોય ન સો નઠારૂં;
આ મુર્ખને વાત ગમે ન ક્યારે, નવીનમાં મોહ વધે વધારે. ૭
પુરાણું જોકે કદી સારૂં હોય, ન મુર્ખને એમ જણાય તોય;
નવીનને એક પડે પનારે, નવીનમાં મોહ વધે વધારે. ૮

શીઘ્ર કવિ.
જામનગર. } કેશવલાલ વિ. રેવાશંકર શાસ્ત્રી.

#

# ધર્મ વિચાર.

( સાંધણ પૃષ્ટ ૧૩૫ થી )

## પુંસવન.

### સંસ્કાર ૨ જો.

પુંસવન સંસ્કાર ગર્ભ રહેવાના દિવસથી બીજે ત્રીજે અથવા ચોથે મહિને કરવાનું આપણા શાસ્ત્રમાં ફરમાન છે. એને પુંસવન નામ આપવાનું કારણ એછે કે તે સંસ્કારથી પુરૂષત્વનો લાભ થાયછે, તથા તે સંસ્કાર કરવાથી ગર્ભ ચલાયમાન થતો નથી. આ સંસ્કારમાં પુષ્ય, શ્રવણ, પુનર્વસુ એવા પુલિંગ શબ્દ વાચ્ય નક્ષત્રથી યુક્ત ચંદ્રમા હોય તે દિવસે દુર્વા તથા વડનાં કુંપળને વાટી તેનો રસ જમણા નાકમાં નાખવામાં આવેછે.

હાલમાં આ સંસ્કાર કરવાનો ચાલ બંધ પડ્યો છે પણ સીમન્તોન્નયન સંસ્કાર કરાવતી વખત જો ગોર વિદ્વાન હોય તો તે સંસ્કારનો વિધિ કરતા પહેલાં પાણી, ચોખા, ઘી ભેગાં કરી તે સ્ત્રીને સુંઘાડે છે. પણ આ સઘળું તેના પતિએ કરવું જોઈએ. આ સંસ્કાર કરતી વખતે કેટલાક વેદ મંત્ર ભણવા જોઇએ અને તે સઘળા વેદ મંત્રનો તાત્પર્ય એટલોજ છે કે આ સંસારમાં સંતાનની ઉત્પત્તિ માટે પરમેશ્વરે એવો નિયમ રચ્યો છે કે સ્ત્રી ક્ષેત્રરૂપ છે અને પુરૂષ બીજરૂપ છે તે બંન્નેના સંયોગથી સંતાન ઉત્પન્ન થાયછે માટે સ્ત્રી તથા પુરૂષે ગર્ભ તથા વીર્યની બરોબર રક્ષા કરવી જોઇએ.

## સીમન્તોન્નયન.

### સંસ્કાર ૩ જો.

ની સ્ત્રીના વાળ ઓળવા. ઉપરના જે પદાર્થોથી વાળ ઓળવાનું કહ્યુંછે તેનું કારણ કલ્પનાથી એવું જણાયછે કે તે પદાર્થોનો તે વખતે તે ભાગમાં સ્પર્શ થવાથી શરીરમાં એવો યોગ બને કે જે ગર્ભનો પ્રસવ થાય તે એવો મજબુત બાંધાનો થાય કે લાંબુ આયુષ ભોગવે. અથવા વૈદકના નિયમ પ્રમાણે ગર્ભિણી સ્ત્રીએ આનંદમાં રહેવું, તો તેવા પ્રસંગમાં જ્યારે પતિ પાસે બેસીને તેના વાળ ઓળે તેથી પત્નીને ઘણોજ હર્ષ પ્રાપ્ત થાય. અને તેમ થવાથી પણ બાળક ઘણા સારા બાંધાનું થાય. તે સિવાય આ સંસ્કારના પ્રસંગમાં જેજે વેદમંત્રો ભણવામાં આવેછે તે સઘળા વેદમંત્રોના અર્થ તપાસતાં એમ જણાયછે કે તેની અંદર સર્વ ઠેકાણે ગર્ભનું રક્ષણ થાય એવીજ માગણીછે. આ સંસ્કાર ક્ષેત્ર રૂપછે એટલે જ્યારે જ્યારે ગર્ભ રહે ત્યારે ત્યારે કરવો જોઈએ એમ નથી. તે વિષે હારિત નામના ઋષિ કહેછે કેઃ—

सकृत्तुकृतसंस्काराःसीमन्तेनविजस्त्रियः ।
यंयंगर्भंप्रसूयन्तेसर्वःसंस्कृतोभवेत् ॥

"સીમન્તોન્નયન સંસ્કારથી એક વખત સંસ્કૃત થએલી બ્રાહ્મણની સ્ત્રી જેજે ગર્ભને પ્રસવ આપેછે, તે સઘળા ગર્ભ સંસ્કૃતજ રહેછે." માટે એ સંસ્કાર પ્રતિગર્ભ થવાની જરૂર નથી.

---

## મૂર્તિપુજા વિષે ચરચાપત્રીને જવાબ.

(સાંધણ પાને ૧૪૦ થી.)

તેથી પ્રતિમા પૂજનની સત્યતા નથી ? જો એમ તેનું કહેવું હોય તો તેમ છેજ નહિં. હજારો વર્ષ પહેલાંનાં આસ્તિક તેમજ નાસ્તિક લોકોનાં પ્રતિમાવાળાં મંદિરો આપણે નજરે જોઇએ છીએ, તે પરથી ખુલ્લું જણાય છેકે પ્રતિમા પૂજનનો વિધિ વર્તમાન કાળમાં ચાલેછે એટલુંજ નહિ પણ તે છેક પુરાણા કાળથી એટલે વેદના વખતથી ચાલતો આવે છે, તેથી લોકોમાં તો તે વિધિ ચાલે છે તે પ્રત્યક્ષ છે, અને વેદમાં પ્રતિમા પૂજનનાં અનેક વચનો છે; ત્યારે તમારો ચરચાપત્રી પ્રતિમા પૂજનની કઇ રીતે અસત્યતા ઠરાવે છે તે સમજાતું નથી. વેદ શાસ્ત્રમાં

જ્યાં પ્રતિમા પૂજનનો નિષેધ કહેલ છે, ત્યાં તે પ્રતિમા પૂજનના અનધિકારી માટે છે." आयुर्वैघृतं " ઘી છે તે આયુષ્ય છે એટલે ઘી આયુષ્યની અભિવૃદ્ધિ આપનાર છે, આ વાક્યથી તથા અનુભવથી જણાય છે કે ઘી એ પદાર્થ આવરદાને ઉત્તેજક છે, તોપણ તેના અનધિકારી લોકો એટલે જ્વરથી પીડાતા લોકો તે વસ્તુના અનધિકારી છે. માટે ઘીનો જ્યાં નિષેધ આવે તે ઘીના અનધિકારીને માટે સમજવો. તેમજ મૂર્તિપૂજાના જે અનધિકારી છે તેમને વાસ્તે પ્રતિમા પૂજનનો નિષેધ છે, સર્વને માટે નથી. પ્રતિમા પૂજન નીતિ વિરૂદ્ધ છે એમ તે ચરચા પત્રીનું લખવું કે કામન્દકી નીતિ શાસ્ત્ર ? મન્વાદિ પ્રણીત ધર્મશાસ્ત્ર નીતિને કહેવાળું એમ તેના મનની સમજ હોય તો તેજ ધર્મશાસ્ત્રમાં હજારો ઠેકાણે પ્રતિમા પૂજન કહેલ છે; અને કામન્દકી નીતિશાસ્ત્રમાં ફકત વ્યવહારનુંજ પ્રતિપાદન કરેલું છે અને તે ગ્રંથકાર પારલૌકિક વિષયથી ઉદાસીનજ છે. શ્રાદ્ધની પદ્ધતિમાં વિવાહ વિધિ લખેલ હોતો નથી, તેટલા માટે વિવાહ વિધિનું કર્તવ્ય નથી એમ જેમ સિદ્ધ થતું નથી, અને રામાયણમાં મહાભારતની વાત લખી નથી તેથી ભારત અપ્રમાણ છે એમ પણ સિદ્ધ થઇ શકતું નથી, તેમ તે તે શાસ્ત્રોમાં પ્રતિમા પૂજન ન હોવાથી કાંઈ પ્રતિમા પૂજનને હાની નથી, પણ ઉલટું અલૌકિકપણું સિદ્ધ થાય છે. પ્રવૃતિપર શાસ્ત્રમાં પ્રતિમા પૂજનનો વિષય ન હોવાથી પ્રતિમા પૂજન એ નિવૃતિરૂપ સુખને આપવાવાળું છે એમ ઉલટું સિદ્ધ થાય છે. માટે અધિકાર પ્રમાણે જે કામ કરવું તે તેને નિંદ્ય થતું નથી. ન્યાય, તર્ક, શાસ્ત્રોનાં કરતા ગૌતમ, કણાદ અનુક્રમે ૧૬ અને ૭ પદાર્થના વિષય જ્ઞાનથીજ મોક્ષ માને છે. માટે તે બે શાસ્ત્ર પદાર્થના વિવેચનને છોડીને તેમાંથી ઇતર કૃત્યમાં પસાર પામેલાં નથી; તેથી તેમાં પ્રતિમા પૂજનની વાત નથી તેટલા વાસ્તે પ્રતિમા પૂજન ન્યાય તથા તર્ક વિરૂદ્ધ છે. એમ કદિ કહેવાય નહિ. ભક્તિવિના જ્ઞાનનો ઉદય ન થાય. એમ અનેક ગ્રંથમાં લખેલું છે, તેટલા માટે મોક્ષકાંક્ષી પુરષોએ પ્રતિમા પૂજન અવશ્ય કરવું જોઈએ.

પ્રતિમા પૂજનથી કુસંપ થાય છે એમ તેનું લખવું પણ સમજ વિનાનું છે. કેમકે વિચાર કરતાં જણાયછે કે શાસ્ત્ર રીતિ પ્રમાણે જો પ્ર-

તિમા પૂજન થાય તો ઊલટો સંપ વધેછે. શાસ્ત્રમાં પંચદેવનું પૂજન ક-હેલુંછે અને બીજા અનેક દેવનો એ પાંચ દેવમાં અંતર્ભાવછે. તેથી શાસ્ત્ર પ્રમાણે સમજીને વર્તનારા અને પંચદેવ ઉપર સરખો ભાવ રાખનારા લોકોમાં કુસંપ થવાનો સંભવ નથી. કુસંપ ઉઠવો કે કલેશ થવો એતો શાસ્ત્રથી અજ્ઞાન લોકોને માટેછે તમારા ચરચા પત્રીના લખવા પ્રમાણે જે કુસંપ પેઠોછે તે શાસ્ત્ર વિરૂદ્ધ પ્રતિમા પૂજનની રીત ચાલવાથીજ પેઠોછે.

શ્રધ્ધા ન રાખવા લાયક એવા વામ માર્ગમાં પણ બ્રાહ્મણોએ શ્રદ્ધા બેસાડી ત્યારે નિરાકારમાં શ્રદ્ધા કેમ ન બેસે એ શંકાનો ખુલાસો એટલોજ છેકે નિરાકાર વસ્તુમાં શ્રદ્ધા બેસારવાનો ક્રમજ એવો છે કે જેમાં પ્રતિમા પૂજન પણ એ સ્થિતિએ પહોંચવાનું મુખ્ય સાધનછે. પ્રથમ કર્મ કાંડનો આશ્રય કરીને મલ રહીત થવું. પછી ઉપાસના કાંડના સેવનનો અધિકાર-પ્રાપ્ત થાય છે. જ્યાં પ્રતિમાં પૂજન પણ દાખલ કરેલ છે. તે ઉપાસના કાંડનું સેવન કરવાથીજ અંતઃકરણમાં રહેલો વિક્ષેપ દૂર થાય ને પછી નિરાકાર સ્વરૂપને જાણવાની યોગ્યતા પ્રાપ્ત થાયછે, એવો વેદાની શાસ્ત્રનો સિદ્ધાંતછે. નિસરણીનો આશ્રય કર્યાવિના મેડી ઉપર ન ચડાય ને કદિ તેમ ચડવાનો પ્રયત્ન કરીએ તો નક્કી નુકસાન થાય, તેમ શાસ્ત્રમાં કહેલ ક્રમને છોડવાથી શ્રદ્ધા બેસી શકેજ નહિ; તેટલા વાસ્તે પ્રતિમાપૂજનનો પ્રચાર પરમાર્થી પંડિતોએ મંદાધિકારીઓને વાસ્તે પ્રગટ કરેલ છે.

પ્રતિમા પૂજનનો ચાલ બ્રાહ્મણોએ પેટ ભરવા વાસ્તે કાઢ્યો છે, એમ તમારો ચરચાપત્રી લખે છે, તેમ જો હોય તો શાસ્ત્રમાં મૂર્તિપૂજા કરી પેટ ભરનારને 'દેવલક' એવું નામ આપત નહિ. દેવલક એ શબ્દ નીચત્વને સૂચવનારછે. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે મૂર્તિપૂજા પેટ ભરવા વાસ્તે નથી, પણ નિરાકાર બ્રહ્મની સિદ્ધિ માટેજ છે. श्रेयःश्रुति भक्तिमुदस्यतेविभो, क्लिश्यन्तियेकेवलबोधलब्धये ॥ तेषामसौक्लेशलएवशिष्यते, नान्ययथास्थूलतुषावघातिनां ॥ ભાગવતના દશમસ્કંધમાં બ્રહ્મા ભગવાનની સ્તુતિ કરતી વખત કહેછે કે:—હે વિભો! કલ્યાણને આપવાવાળી તમારી ભક્તિનો ત્યાગ કરીને નિરાકાર બ્રહ્મ સ્વરૂપને જાણવા માટે જે લોકો ક્લેશ પામેછે, તેને તો ક્લેશજ નશામાં રહે છે, જેમ ફોતરાં ખાંડનારને ફોતરાંજ પ્રાપ્ત થાયછે. ઈત્યાદિ હજારો વા-

ક્યો વડે પ્રતિમા પૂજનથી પુષ્ટિ કરવા લાયક ભક્તિનું કરવા પણું જ્ઞાનોત્પત્તિને માટે બતાવેલું છે. વળી શાસ્ત્રમાં એમ પણ લખેલું છે કે:—

**भुंजन्तेतत्त्वपंपापायेचंसात्मकारणात्** ॥ જે મનુષ્ય પોતાને માટેજ રસોઈ કરેછે તે પાપ કરેછે. આ ઉપરથી સમજાય છે કે શાસ્ત્રમાં સ્વાર્થે પાકનો નિષેધ કરેલો છે, અને પરમેશ્વરને માટેજ પાક કરવો એમ કહેલું છે, ત્યારે નિરાકાર પરમેશ્વર પાક સમર્પણાદિકને કેમ યોગ્ય થાય ?. તેટલા માટે પોતાની ઈચ્છા પ્રમાણે વેદ મંત્રના સંસ્કારથી પરમેશ્વરની પ્રતિમા બનાવવી અને તેને આગળ સર્વ સામગ્રી ધર્યા પછીજ માણસે તેનો ઉપયોગ કરવો આમ કરવાથી ઉપલા વાક્યને આધારે પાપીપણું થતું નથી. વાસ્તે પ્રતિમાને માટે ધનનો વ્યય કરવો એ કર્તાનું પાપ મટાડે છે અને બીજાઓને આનંદ દેછે, તેથી પ્રતિમાને માટે કરેલ ધનનો વ્યય વ્યર્થ કેમ થાય ?

"ઉત્તમા સહજા વસ્થા" ઇત્યાદિ વાક્ય ઉત્તર ઉત્તર અવસ્થાથી પૂર્વ પૂર્વ અવસ્થાને ઉત્તમતાને કહેવાવાળું છે, પણ તે પ્રતિમા પૂજન ન કરવું એમ સૂચવતું નથી. આ વાક્યમાં પ્રતિમા પૂજનને અધમમાં અધમ ઠરાવેલું છે, પણ જેને જે વસ્તુનો જેવો ઉપયોગ તેના પ્રમાણમાં તેને તે વસ્તુ ઉત્તમ, મધ્યમ કે અધમ લાગે. એ વિચાર તો ગ્રાહકની ગરજ ઉપર રહેલો છે. તમારા ચરચાપત્રીને કદિ ચાંચાળી પાઘડી ઉત્તમ લાગતી હોય તો પણ જેઓ એ નમુનાની પાઘડીના ગ્રાહક નથી તેમને તો તે પાઘડી ગમે તેવી કિંમતની છતાં કિંમત વગરની છે. તથાપિ તેટલા માટે તે પાઘડીનું બેઠેલું મૂલ્ય ઓછું થતું નથી. પદાર્થનું ઉત્તમપણું અને અધમપણું એ તો ગ્રાહકના ભેદથી છે, ઝવેરી હીરાને કિંમતી વસ્તુ જાણી તેનો સંગ્રહ કરે, પણ અજ્ઞાનીને મન તે પાંચીકાજ છે, તેમ જ્ઞાનીને મૂર્તિપૂજનની કાંઇ કિંમત નથી તોપણ અજ્ઞાનીને તે પારસમણી તુલ્ય છે. વાસ્તવ કોઈ વસ્તુમાં ભેદ નથી, કેમકે આખો પ્રપંચ ચિદ્ વિલાસરૂપ છે, તો તેમ નિરાકારમાં નિષ્ઠા રાખવાવાળા તમારા ચરચાપત્રી જેવાને પ્રતિમા પૂજનમાં અનાદર છે, તેમ પ્રતિમા પૂજનના અધિકારીઓને તેના માનેલ નિરાકાર સ્વરૂપમાં અનાદર જગતમાં પ્રસિદ્ધ છે. એ ઉત્તમ નિષ્ઠ આદર અનાદરથી તે પદાર્થ ઉત્તમ મધ્યમ ભાવને પામતા નથી

જેનો જે સંગતે સંબંધ તેથી તેને તે ફળની પ્રાપ્તિ થાય છે. દુષ્ટની સ્ત્રીને પોતાની, અધમ અવસ્થાનો કંટાળો આવતાં ઉત્તમ અવસ્થામાં આ- વવાની અભિલાષા થાય તોપણ તેના નીચ પતિની સેવા કરવાથી પોતાનો પતિવ્રતા ધર્મ જેવો ઉત્તમ રીતે સચવાય છે તેવો પતિનો ત્યાગ કરીને ઉત્તમ વર્ણના કોઇ મનુષ્યને પતિ ઠરાવી તેનું સેવન કરવાથી તેનો પતિ- વ્રત ધર્મ સચવાશે નહિ અને તેને સતિ લોકથી પ્રાપ્તિ થશે નહિ.

રામ કૃષ્ણાદિની પ્રતિમાને પૂજનારાઓને તેમનો ઇતિહાસ જાણી તેની પ્રતિમાનું પૂજન કરવાથી વળી વધારે આનંદ થાય છે. તેમનો ઇ- તિહાસ ન જોવો એમ નથી. એટલા માટેજ મંદિરોમાં કથા વારતાઓ થાય છે. તમારો ચરચાપત્રી લખે છે કે ઇતિહાસથીજ શ્રદ્ધા બેસે છે તો અમે કહીએ છીએ કે જેના ઇતિહાસમાં તેને શ્રદ્ધા છે તેની પ્રતિમામાં તેને દ્વેષ છે એ તો વિચિત્ર વારતા છે! આવું તો અમે ક્યાંય જાણ્યુ સાંભળ્યું નથી કે જેનો ઇતિહાસ પસંદ પડે તેનો ફોટોગ્રાફ પસંદ ન પડે.

ઠગારા ગુરૂથી ઠગાએલા અને ક્લેષથી કલુષિત થએલા અંતઃકરણ વાળા તમારા ચરચાપત્રીએ પ્રતિમા પૂજન વિરૂદ્ધ લખી પોતાનું અજ્ઞા- નજ પ્રગટ કરેલું હોય એમ જણાયછે. તેને અવિદ્યાના સ્વરૂપનું પ્રતિપા- દન કરવાસારૂ પાતંજલિ તથા ન્યાયનાં બે સૂત્રો લખ્યાંછે તેનો પિંડાર્થ માત્ર એટલોજ છેકે જે જેવા રૂપમાં નથી તેને તેવા રૂપમાં માનવું. આ વાત અમે પણ કબુલ કરીએ છીએ; પણ તે સૂત્રો ઉપરથી પ્રતિમા પૂ- જન કરવું એ અવિદ્યા છે એમ સિદ્ધ થતું નથી. કારણ કે અવિદ્યાનાં સ્થાન શુક્તિ રજતાદિક છે. જે રૂપું નથી એવા છીપના કટકામાં રૂપાનો ભાસ થવો એનું નામ અજ્ઞાન કે અવિદ્યા. તેમ પ્રતિમામાં ઇશ્વરનો અ- વભાસ છે એમ ન માનવું. કેમકે છીપના કટકાથી રૂપાનું કામ સરતું નથી અને પ્રતિમાથી ઈશ્વરનું કામ સરે છે, એમ ઘણાં શાસ્ત્રથી સિદ્ધ થયુંછે. પ્રતિમાને ઈશ્વર કેમ મનાય એવી શંકા રહેતી હોય તો સાંભળો. જેમ વિક્ટોરીઆ મહારાણીમાં આપણે અધિષ્ઠાત્રીપણું માનીએ છીએ તે કાંઈ અવિદ્યા વિજંભિત નથી તેમ પ્રતિમાને વિષે પ્રતિષ્ઠાપિત ઇશ્વર- પણું એ પણ અવિદ્યા વિલસિત નથી. આપણને જેવો ભાવ હોય તેવા ફળની સિદ્ધિ મહારાણી તરફથી પ્રત્યક્ષ સિદ્ધછે અને પ્રતિમા તરફથી અ-

ભિષ્ટ ફળની સિદ્ધિ પ્રત્યક્ષ તેમજ શાસ્ત્રરૂપ પ્રમાણથી સિદ્ધછે. જેમ મહારાણી પોતાની રૈયત ઉપરના પાલન પોષણમાં અધિષ્ઠાત્રીપણુંજ વાપરે છે, પણ સ્ત્રીપણું વાપરતી નથી. તેમ પ્રતિમા પણ પોતામાં ઇશ્વરને માનનારા લોકોને પાષાણ પણું પ્રગટ ન કરતાં અભિષ્ટ સિદ્ધિને આપે છે, અને શાસ્ત્રમાં પણ તેમજ લખેલછે. પૂર્વ મિમાંસાના અનુસારથી વન્હિરૂપ પ્રતિમા પૂજનારા યજમાનને 'તત્વગસ્યાદિ' વાક્યથી દેવે ઇશ્વરપણું અર્પણ કરેલછે. નારદના ઉપદેશથી વાસુદેવ ભગવાનની મૂર્તિનું પૂજન તથા ધ્યાન કરવાથી ધ્રુવને અભિષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થયાની વાત શ્રી ભાગવતમાં કહેલછે. માટે જે સૂત્રો પોતાના મતને પ્રતિપાદન કરવા વાળા નથી તે લખીને આ તમારા ચરચાપત્રીએ પોતાના મિથ્યા પાંડિત્યનો પ્રકાશ કર્યો હોય એમ અમારૂં માનવું છે.

હવે હમે આટલેથી બંધ કરીએ છીએ અને છેવટ જણાવીએ છીએ કે જેને સહજ અવસ્થા વાચ્ય્ જીવન મુક્તિ પ્રાપ્ત થએલ નથી તેને પ્રતિમાં પૂજન અવશ્ય કરવા કહેલું છે. પેટ ભરવા વાસ્તે અહિં તહિ ભટકતા લોકોને પરમેશ્વરનું સ્મરણ કરાવનાર પ્રતિમા તથા દેવ મંદિરોએ કુષ્ટછે એમ કેમ કહેવાય? માટે મૂર્તિપૂજાનો દ્વેષ ન કરતાં તેના અધિકારીઓને મૂર્તિનું પૂજન ફલદાયક જાણી કરવા દેવું એજ તાત્પર્ય છે.

---

## ન્યાય.

(સાંધણ પૃષ્ટ ૧૪૨ થી.)

ઉપરનો સિદ્ધાન્ત એવો છે કે મારા વાંચનારમાંના કેટલાકને વાંચે કે તેજ વખતે ન્યાયરૂપ નહિ લાગે. કારણ કે ઘણાં વર્ષો થયાં જે રૂઢીને કોઇ માણસ આધીન થઈ ગએલ હોય તેને તેમજ જેને તર્કવડે ખરૂં ખોટું સમજવાની શકિતનો-ઉપયોગ કરવા વખત મળેલ નહિ હોય, તેમને આ સિદ્ધાન્ત પ્રતિકૂળ લાગ્યા વગર રહેશે નહિ. માટે તેમના મનનો ખુલાસો કરવા એ વાત મારા ન્યાયના વિષયથી બહાર જશે એમ હું સમજતો નથી.

લગ્નનો ઉપર લખ્યો સિદ્ધાન્ત પ્રતિકૂળ લાગે એવાં માણસોને નીચેની શંકા ઉત્પન્ન થશે.

૧. હિંદુશાસ્ત્રવેત્તા શું અજ્ઞાન હતા? આનો જવાબ હું તેમના મતને મળતોજ આપુંછું કે હિંદુશાસ્ત્રવેત્તાઓ અજ્ઞાની નહોતા. લગ્નનો કરાર કુદરતી સિધ્ધાન્તને અનુસરી પ્રથમના કાળમાં કરવામાં આવતો, એના હિંદુલોકોના ઘણા દાખલા આપણને હાલપણ મળી આવેછે. ત્યારે આ દાખલાઓજ બતાવી આપેછે કે હિંદુશાસ્ત્રવેત્તા લગ્ન સંબંધી ઉપર જણાવેલ કુદરતના સિદ્ધાંત પ્રમાણે વર્તતા ખરા, તોપણ તે પછીના પાછળના કાળમાં આ નિયમનો ધીમે ધીમે સંકોચ થતો ચાલ્યો હોય એમ જણાયછે, અને તે એટલેસુધી કે છેવટ હાલમાં ચાલતા હિંદુશાસ્ત્ર પ્રમાણે અગર વ્યવહાર પ્રમાણે લગ્નના પક્ષકારો છેક પરાધીન અવસ્થામાં આવી પડ્યા.

૨. ત્યારે બીજી શંકા હવે એ ઉત્પન્ન થશે કે શું પાછળના કાળના શાસ્ત્રવેત્તા અજ્ઞાન હતા કે જેણે હાલના જેવો વ્યવહાર થવા દીધો?

આનો જવાબ પણ હું એવો આપુંછું કે તેઓ પણ અજ્ઞાન નહોતા. તેઓએ શરૂઆતમાં જો કે ઉપર જણાવેલ કુદરતના સિદ્ધાંતનો સ્વીકાર કરેલો હતો, તોપણ તેઓને જ્યારે એમ લાગ્યું કે કુદરતના સિધ્ધાન્તને અનુસરતી રીતે ઘણી વખતે યુવાન પ્રજા પોતાનો લગ્ન સંબંધ જોડતી નથી ત્યારે તેઓએ ફક્ત એટલોજ નિયમ રાખ્યો કે તેના કામમાં અગારી સલાહ લેવી. જેમકે દાખલો અ નામની સુંદર સોળ વર્ષની કુમારિકા પૈસાની અત્યંત લાલચને લીધે લોભમાં ફસાઇ જઈ પોતાનાં સમાન વયનો અને સમાન ગુણનો ભરતાર પસંદ ન કરતાં રૂ. ૧૦૦૦૦) લઇ એક વૃદ્ધ પતિ પસંદ કરેછે. આ વાત ફક્ત તે લોભની ખાતરજ કરે કારણ કે નિર્ધન વૃદ્ધ માણસને કોઇ પણ કુમારિકા સ્વતંત્રરીતે પસંદ કરે એવો દાખલો અદ્યાપિ બન્યો પણ નથી અને બનવાનો પણ નથી. આવી રીતે જ્યારે થવા લાગ્યું ત્યારે પુખ્ત વિચારના માણસોએ એવો નિયમ બાંધ્યો કે લગ્નના પક્ષકારોના માબાપ અગર સગાં સંબંધીઓની સલાહ વગર લગ્ન કરવાં એ સારું નથી. આનો અર્થ ફક્ત એટલોજ કે માબાપની ફક્ત સલાહ લેવી પણ તેમનાપર કુલ મુખત્યારી નહોતી. અગર બીજી રીતે વર અથવા વહુ પણ તેમણે શોધી આપી લગ્ન કરાવી દેવાં એમ તેમનો હક નહોતો. જેમ જેમ માબાપો તથા બીજાં સંબંધીઓ આપસ્વાર્થી અને અજ્ઞાન થતાં ચાલ્યાં તેમ તેમ તેઓએ તેમને પૂછવામાં

આવતી સલાહનો વર અથવા વહુ શોધી આપવામાં હક તરીકે તેઓ અમલ કરવા લાગ્યાં અને આ નિયમનું પ્રાબલ્ય દિવસે દિવસે એટલું તો વધી પડ્યું કે છેવટ હાલમાં ચાલતા હિંદુ ધોરણ મુજબ વર્તવું શરૂ થયું અને તેમાંથીજ બાળલગ્નનો દુષ્ટ રીવાજ હિંદુ લોકોમાં જન્મ પામ્યો અને જે રીવાજ હાલના સુધરેલા કાળમાં પણ ધમધોકાર ચાલ્યો જાયછે.

બાળલગ્ન એ મારા લગ્નના કરાર વિષેના ઉપરના સિદ્ધાન્તથી વિરુધ્ધછે. આ વિરૂદ્ધતા હાલના જર્માનાના ઘણા વિદ્વાનોએ બારીકીથી ચરચી સાબીત કરેલછે એટલે તે વિષે વધારે બોલવું દુરસ્ત ધારતો નથી.

આગળ જણાવી ગયા પ્રમાણે હાલમાં લગ્નનો કરાર થતાં પહેલાં સગપણનો કરાર કરવામાં આવેછે જેને વાગ્દાન કહેછે. આવીરીતે સગપણ અથવા સગીર વયનાં અગર યુવાન વયનાં દંપતીનાં લગ્ન ભવિષ્યમાં કરવાનો કરાર એ જો કે મારા આગળ જણાવી ગયા પ્રમાણે હાલમાં ચાલતો કાયદો થોડે ભાગે એટલે વિશેષ રીતે નહિ પણ અપકૃત્યની રીતે અમલમાં લાવેછે, તોપણ આવા કરારના ભંગને અપકૃત્ય ગણવું કે નહિ એ વાત વિચારમાં લેવા યોગ્યછે.

લગ્ન કરનાર સખસોએ ભવિષ્યમાં લગ્નને માટે કરાર કર્યો હોય તે તોડવાથી પક્ષકારોને નુકસાની થાય ખરી અને તેને અપકૃત્યની રીતે નુકસાની અપાવવી એ કાંઇ ખોટું નથી. તો પણ જ્યારે સગીરવયના લગ્ન કરનાર સખસોને માટે ત્રાહીત સખસો સગપણ અથવા વાગ્દાનનો કરાર કરે અને તે કરાર લગ્ન કરનાર સખ્સ પુખ્ત ઉમરે પહોંચ્યે અમલમાં ન લાવે એટલે કે ત્રાહીત સખ્સોએ તેમને માટે કરેલો કરાર તોડે તો તેમની જાત મિલ્કતપર આ કરાર તુટવાથી ઉત્પન્ન થતી કાંઈપણ જવાબદારી રહેવી ન જોઈએ, પણ ફક્ત ત્રાહીત સખ્સોના ઉપરજ રહેવી જોઇએ, એટલે ટુંકામાં આવા સગપણના કરારનો ભાગ એ ફક્ત ત્રાહીત સખ્સોને સંબંધે અપકૃત્ય હોઈ શકે પણ સગીરવયના લગ્નના ખરા પક્ષકારને સંબંધે કાંઈપણ અપકૃત્ય નથી, અને તેઓ તેમજ તેમની જાત મિલ્કત પણ જવાબદાર નથી. જેમ ભવિષ્યમાં પરસ્પરનાં વચનો પૂરાં કરવાના બીજા કરારો હોઇ શકેછે તેવીજ રીતે ભવિષ્યમાં પરસ્પરનાં વચનો પૂરાં કરવાનો લગ્નનો કરાર અથવા કાચા સગપણનો કરાર પણ પુખ્ત વયના પક્ષકારોથી હોઇ શકે, એ વાત ન્યાયના નિયમથી બહાર જતી

નથી. આ રીવાજનું મૂળ મારા ધારવા તથા માનવા પ્રમાણે એવું હોવું જોઈએ કે લગ્નનો કરાર થતાં પહેલાં વહુ તથા વરનાં મન એક બીજાસાથે પૂર્ણરીતે મળેછે કે નહિ? સમાનગુણ છેકે નહિ? લગ્નથી ઉત્પન્ન થતો સંબંધ હમેશાને માટે નભશે કે નહિ? આ વગેરે ઘણી ઉપયોગી બાબતોનો વિચાર કરવાનો તથા અજમાવી જોવાનો પૂરતો વખત તથા તક મળે. પણ હાલમાં તો મૂળહેતુ ભૂલાઇ જઈ એટલે બધે આડે રસ્તે અમલ કરવામાં આવેછે કે મૂળ હેતુનો તેથી લોપ થયોછે; એટલુંજ નહિ પણ તે હેતુના લોપની સાથે લગ્નના ખરા પક્ષકારોના હિત તરફ જરાપણ લક્ષ આપવામાં આવતું નથી. હાલનો ચાલતો કાયદો આ બાબતમાં એટલો બધો મૌન છે કે હિંદુલગ્નના આવા માઠા રીવાજોનો તે મનાઇ હુકમથી અટકાએત કરતો નથી, એટલુંજ નહિ પણ કાયદામાં જે કરાર થતો નથી, જે કરારછે એમ કોઇ પણ જગોએ સૂચવવામાં આવ્યું નથી એવી કબુલાયતોને પણ હાલની કોરટો કરાર માની ન્યાયનો આશ્રય લેવા જનાર સખ્સોને પણ તે ખુલ્લી રીતે ન્યાયનો લાભ આપતી નથી. કુદરતના મારા ઉપર કહેલ લગ્નના મૂળ સિદ્ધાંતને અનુસરી કાયદામાં એવી રીતનો સ્પષ્ટ નિયમ હોવો જોઇએ કે બીજા કરારોની માફક લગ્નનો કરાર પણ તે કરારના પુખ્ત વયના પક્ષકારોની રાજીખુશીથી આપેલી સંમતીથીજ થવું જોઈએ; અને કરારનાં જે લક્ષણો બીજા કરારમાં મારા આગળ જણાવ્યા પ્રમાણે સમાએલછે તે બધાં લક્ષણો લગ્નના કરારમાં હોવાંજ જોઈએ. જો આમાનાં એક પણ લક્ષણની ખામી હોય તો તે કરાર નિરર્થક થાય. વળી બીજા કરારોથી પણ લગ્નના કરારને કાયદાએ વિશેષ માન આપવું જોઈએ. અને બીજા તમામ કરારો જે કે નિરર્થક કબુલાયત અગર કરાર થતા હોય તે અમલમાં લાવવા ન લાવવાનો જેમ દરેક ખાનગી પક્ષકારનો હક રાખ્યોછે, તેમ લગ્નના કરારમાં ફક્ત ખાનગી પક્ષકારોનો હક રાખવો એટલુંજ નહિ પણ ખાનગી પક્ષકારોપર લગ્નની નિરર્થક કબુલાયત અગર કરારો કરવામાટે શિક્ષા ઠરાવવી જોઈએ; એટલે બીજા કરારોથી ફક્ત સિવિલ અગર દિવાની હક અગર જવાબદારી ઉત્પન્ન થાયછે, પણ ફોજદારી હક કવચિતજ ઉત્પન્ન થાયછે. તો આવો સિવિલ હક અથવા જવાબદારી કાયમ રાખી ખાસ ફોજદારી જવાબદારી નાખવી જોઇએ કે કોઇ પણ સખ્સ આવા નિરર્થક લગ્નના કરાર કરેજ નહિ અને કરે તો ખાનગી

અગર સિવિલ હક અગર જવાબદારીની રીતે તે કરાર નિરર્થક થાય, અને ફોજદારી જવાબદારીની રીતે તે માણસ પબ્લિક (લોકો) વિરુદ્ધ ગુન્હેગાર થઇ શિક્ષાનેપાત્ર થાય. જ્યાંસુધી હાલના ચાલતા કાયદામાં આવી ફોજદારી જવાબદારી નાખવામાં ન આવે ત્યાંસુધી જો કે સિવિલ બાજુએ આવા કરારોને નિરર્થક અગર નિરર્થક થવા યોગ્ય કરારો ઠરાવવામાં આવે તોપણ સંપૂર્ણરીતે કુદરતના આગળ કહી ગએલ લમના સિદ્ધાન્તનો હેતુ પાર પડે નહિ. કારણ કે દાખલા તરીકેઃ—

અપૂર્ણ.

રામકૃષ્ણ આનંદજી.
એજંન્સી વકીલ.

---

## ગંધક.

વર્ણન—ગંધક ચાર જાતનો થાય છે. લાકડીઓ, આમલસારો, કચ્છી તથા દાલ ગંધક આમલસારો ગંધક વધારે ચોખો છે, અને તેના પીળા કડકા આવે છે તેનો રંગ પાકેલાં આંમળાંને મળતો આવે છે, તે ઉપરથી તેને આમળસારો ગંધક કહેછે. લાકડીઓ ગંધક લાકડીનાજ આકારમાં આવે છે. તેના નાના નાના લાંબા કડકા હોય છે.—આ બે જાતનાજ ગંધક ઔષધમાં વપરાય છે; આમલસારો ગંધક ખાવા માટે તેમજ બહાર લગાડવા માટે અપાય છે, પણ લાકડીઓ ગંધક મુખ્યત્વે કરીને બહાર લગાડવાનાજ કામમાં આવે છે. તોપણ આમલસારા ગંધકના અભાવમાં તેને ખાવા માટે આપવામાં આવે તો કોઈ પણ જાતની હરકત નથી.

શોધન—લોઢાની કડાઇને અંદરના ભાગમાં જરા ઘી ચોપડી ગંધકનો બારીક ભુકો કરી તે કડાઇની અંદર નાંખવો. હેઠળ બહુજ થોડો ફક્ત અંગારનોજ તાપ રાખવો. ભડ ભડ બળતો હોય અગર નીચે બહુજ લાકડાં બળતાં હોય એવો તાપ રાખવો નહીં. આમ કરવાથી ગંધક બળી જશે ને તેનો રંગ પીળો બદલાઇને રાતો થઈ જશે. જરા તાપની આંચ લાગી કે તરતજ ગંધક ઓગળવા માંડશે. બે ત્રણ મિનિટની અંદર ગંધક સાવ ઓગળી જશે. ગંધક ચુલા ઉપર ફક્ત રસ થાય ત્યાં સુધી રાખવો. રસ આકરો કરવાની જરૂર નથી; જો જરા વધારે રાખવામાં આવશે તો તે રાતો રગડો થઇ તરત તજો ચોટવા માંડશે. રસ થયો કે ત-

રતજ તેને દુધની અંદર નાંખી દેવો. શેર એક ગંધકના રસને અઢીશેર દુધની અંદર નાંખવો. આથી ગંધક દુધની અંદર છુટ થઈ જશે તે દુધમાં ગંધકનો રસ પડયો કે તરતજ ગંધક તળે જામી જશે. જામેલા ગંધકનું પોડું ઊખેડી લઇ તેને બારીક વાટી કપડે ચાળી લેવો. આ શુદ્ધ ગંધક થાય છે. તેનો રંગ શુદ્ધ પીળો થાય છે તથા જરા કાચા આમલસારા ગંધકની પેઠે તેની અંદર ચળકાટ રહેતો નથી. ઔષધમાં આ શુદ્ધ ગંધક વપરાય છે. તેની ભસ્મ કરવાની કોઈ જાતની જરૂર રહેતી નથી.

આ સિવાય ગંધક શુદ્ધ કરવાની બીજી રીત એવી છે કે ગંધકને વાટી કપડે ચાળી લોઢાની કડાઈમાં સમભાગ ઘી નાંખી તેનો રસ કરવો. આમ કરવાથી પણ ગંધકની શુદ્ધિ થાય છે. આવી રીતે કરવામાં પણ તાપ બહુજ ધીમો કરવો. જો વધારે તાપ થાય તો ગંધક વધારે પાકી લાલ થઈ જાય છે. ·

તે સિવાય ગંધકનું શોધન કરવાનો ત્રીજો રસ્તો એવો છે કે એક દોણી લઈ તેને સાફ કરી તેના અંદર દુધ ભરવું. તે દોણીનું મોઢું ખૂબ કપડેથી બાંધવું ને તે કપડેથી બાંધેલી દોણીના મોઢા ઉપર ધોળી (અગર કોઇ ચીકાશદાર) માટીની પાળ કરવી ને તેની અંદર ગંધકનો ભુકો નાંખવો. ને તે ઉપર લોઢી ઢાંકી તે ઉપર દેવતાના અંગારા નાંખવા. તાપ લાગવાથી નીચેનો ગંધક ઓગળશે ને ટપકી ટપકી નીચે દુધમાં પડશે. જેથી ગંધકનાં ભભકાદાર ફુલ થઇ જશે. આવી રીતે કરવામાં કોઇ જાતના આકરા તાપની ધાસ્તી રહેતી નથી. કારણ કે દેવતા વધારે હોય ને તાપ લાગે અને ઓગળે કે તરતજ ગંધકનો રસ કપડાંમાંથી ગળાઇ દુધમાં જઈ પડે છે. તેથી રસ થયેલા ગંધકને તાપની અસર પાછળથી લાગતી નથી. આવી રીતે કરવાથી સર્વોત્તમ શુદ્ધ ગંધક થાય છે.

બનાવટ—ગંધ તૈલ—શુદ્ધ ગંધકને દુધની અંદર નાંખી ઊકાળવો. ને પછી તે દુધને જામવા દેવું તે દહીંને વલોવી તેમાંથી તારવીને તેનું ઘી કરવું. તેને ગંધક તૈલ કહે છે.

લઘુક્રવ્યાદરસ—શુદ્ધ ગંધક બે ભાગ—શુદ્ધ પારો એક ભાગ લોહ ભસ્મ અરધો ભાગ—પીપળીમૂળ બે ભાગ—ચીત્રક બે ભાગ—સુંઠ બે ભાગ—લવીંગ બે ભાગ—સંચળ એક ભાગ—ટંકણખાર એક ભાગ—મરી એક ભાગ—આ સર્વે પદાર્થોને એકત્ર કરી તેને લીંબુના રસની સાત

ભાવના દેવી. તૈયાર થાય તે લઘુકન્યાદરસ.

ગંધકાદિ તૈલ—ધંતુરાના ડોડા ચીરી તેની અંદર ગંધક, મોરથુથુ, ને મનઃશીલ ત્રણે સમભાગે ભરવાં ને તેનાપર કપડું વીંટી છાણુ માટી લગાડી તેને આગનીમાં પકવવાં. જ્યારે અગ્નિમાં પાકી રહે ત્યારે લઈ તેને ધુપેલ તેલની અંદર વાટી તૈયાર કરવું.

ગંધકાદિ લેપ—ગંધક બાર તોલા, મનઃશીલ બાર તોલા, પારો બાર તોલા, અને ઘી વીસ તોલા—આને બરાબર ખુબ કરી તૈયાર કરવું.

ગુણ—શોધક, સારક અને ત્વક્દોષ હર.

ઉપયોગ—ગંધક ખાવાથી પિત્તના પ્રકોપને શાન્ત કરેછે, અને તેથી ઝાડો સાફ ઉતરેછે, વખતે એક બે દસ્ત પણ થાયછે. અર્શની અંદર ગંધક ઘણો ઉપયોગી છે. અર્શવાળા દરદીને હમેશાં ઘણું કરીને યકૃતનો રક્તદોષ હોયછે, જેને ગંધક સાફ કરેછે, જ્યારે અર્શની શરૂઆત થઈ હોયછે અને ગુદાના મુખ આગળ લોહીનો જમાવ થયો હોય તેવી રીતે તે ભાગ સોજેલો ને ચઢેલો લાગેછે ત્યારથીજ જો ગંધક શરૂ કર્યો હોય તો તે સારો ફાયદો કરેછે, તે ભાગના દાહને શમન કરેછે. ઝાડો પાતળો ને સાફ લાવવાથી જે છોલાવું જોઈએ તે છોલાવા દેતું નથી. અર્શ દોષની અંદર શુદ્ધ ગંધક દુધની સાથે થોડા ઘણા દિવસ લેવાની જરૂર છે. તેમજ ગંધતૈલ લેવું એ પણ ફાયદા કારકછે, તે સિવાય ગંધક ખાવાથી આમવાયુ, કટીશૂળ તથા બીજા કેટલાક વાતરોગ ઉપર સારો ફાયદો કરે છે, સીંહનાદ ગૂગળ નામની બનાવટ જે વાતરોગને માટે ઘણી પ્રસિદ્ધછે તેમાં મોટો ભાગ ગંધકનો આવેછે. ગંધક ત્વક્દોષ ઉપર એક અકસીર ઇલાજ છે. ત્વક્દોષમાં ગંધક ખવાયછે, તેમજ બહાર ચોપડાયછે. ત્વક્દોષની અંદર જો ગંધક ખાવો હોય તોપણ દુધની અંદર ખવાયછે. ગંધકના સેવનથી ખસ, ખરજવું, વિચર્ચીકા, કુષ્ટ, તથા દદ્રુ વિગેરે દરેક ત્વક્દોષમાં ફાયદો થાયછે. આવા ત્વક્દોષની અંદર સાધારણ રીતે બારીક કીડની ઉત્પત્તિ થતી હોયછે, જેનો ગંધક નાશ કરેછે. તેમજ તેવા પ્રાણીની ગતીથી થતી ચેળ ને તે દબાવેછે. ખસ ઉપર ગંધકનો મલમ અત્યંત સરસ છે, ત્વક્દોષ ઉપર લેપની અંદર ગંધકની સાથે કેટલીક વખતે પારો

પણ આવેછે. ગંધકાદી તેલ તથા ગંધકાદિ લેપ એ પણ ખસ ઉપર અતી ઉપયોગી છે. તે દાદરની ચોળને બેસાડેછે. ગંધક અને જવખાર તેલની અંદર મેળવી લગાડવાથી વિચર્ચીકા, ચિત્રી, કરોળીઆ વિગેરે કેટલીક જાતના ત્વક્દોષ ઉપર ફાયદો થાયછે. જે સિવાય કેટલીક ધાતુની ભસ્મ કરવામાં તે ધાતુને ગંધકનો લેપ કરવાની અવશ્ય જરૂર પડેછે. અજીર્ણની અંદર શુદ્ધ ગંધક ફાયદો કરે છે. લઘુક્વ્યાદરસ ભોજન સમયે છાશની સાથે ખવરાવાય છે. આથી અજીર્ણ, ઝાડા, ઉલટી, પેટચુંક, મોળ વિગેરે મટેછે. તથા જઠરાગ્નીની પ્રદિપ્ત થાયછે.

માત્રા—શુદ્ધ ગંધકની ૨થી ૪ વાલ-લઘુક્વ્યાદરસની એકથી બે વાલ.

વીરજી ઝીણા રાવળ,

એલ. એમ. એન્ડ. એસ.

---

## પુસ્તકોની પહોંચ.

નીચે લખ્યાં ચોપાનીઆં માનવધર્મના બદલામાં મળવા લાગ્યાંછે.

બેડા ખેતીવાડી—(નડિયાદ) ખેતી કામ કરનારાઓએ ખાસ કરીને વાંચવું જોઈએ.

'સર્વ મહાત્માર્થ પ્રકાશ' (મોરબી)—શૈવ તથા વૈષ્ણવ સંપ્રદાયના આસ્તિક ઉપાસકોને માટે આ ચોપાનીઉં ઘણું ઉપયોગનું છે.

'જ્ઞાનોદય'—(ભરૂચ)પરચુરણ વિષયો સારા અને રસ ભરેલા આવેછે.

'ટોળક શુભેચ્છક'—(અમદાવાદ) ખાસ તે ગ્નાતિના ઉપયોગનું છે.

'સ્યાદ્વાદસુધા' } 'જૈન ધર્મ પ્રકાશ' } અમદાવાદ તથા ભાવનગરની જૈન સભા તરફથી પ્રગટ થાયછે, તે તે ધર્મના લોકોને ઉપયોગનાં હોવાં જોઇએ.

'માસિક સાર સંગ્રહ'—વિષયો પરચુરણ બીજાં ચોપાનીઆંઆંથી ચૂંટેલા એટલે સાધારણ વાંચનારને રસ પડે ખરો. પણ અમારો મત એવો છે કે આવાં પારસી ઢબ છપનાં અને વિશેષે કરીને ટાયકા

કુચફી તથા હસાહસના રમુજી ફકરા 'નૂરેએલમ, બોધ વગેરેમાંથી ચુંટી ચોપાનીઆં દ્વારે પ્રગટ કરવાથી સ્વદેશને કાંઇ સંગીન ફાયદો થાય કે લોકોમાં સ્વાભિમાન પ્રગટ થઈ તેઓ ઉત્સાહવાળા થાય એવો સંભવ નથી.'

'રસેશ વૈદ્ય વિજ્ઞાન'—આંહીંના રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટ તરફથી દર બે માસે પ્રગટ થાયછે. હાલમાં ચોપાનીઆં અને ચોપડીઓ તીડની માફક ઉભરાયાં છે, તેથી છાપખાનાવાળાઓને અને ઇંગ્લાંડના કાગળનાં તથા સંચાનાં કારખાનાં વાળાઓને 'ઘી કેળાં' થયાં છે, સિવાય સ્વદેશને તેથી થોડોજ લાભ હશે એમ અનુભવથી પણ જણાયછે. આવાં ચીંથરાંના ઢગલામાં જ્યારે આ 'રસેશ વૈદ્ય વિજ્ઞાન' અમારી માનવધર્મ-ઓફીસના ટેબલપર આવી પડ્યું ત્યારે અમને હર્ષનાં અશ્રુ આવ્યાં, તે એટલા માટે કે દેશી વૈદ્ય વિદ્યા કે જેના પર દેશી લોકોની શરીર-સુખાકારીનો આધાર છે, તે વિદ્યાને મરણની પથારીમાં શીત વળ્યાં છે, તેને પુનઃસજીવન કરવાને ગુજરાતી પ્રજામાં અમારા ગુરવર્ય નામદારશ્રી વૈદ્યરાજ સમર્થ છે; તેમના હાથથી આવો પ્રયાસ ચાલુ થયો જાણીને અમને હર્ષ થાયછે. આ ચોપાનીઉં નથી પણ એક દ્વિમાસિક સર્વોપયોગી પુસ્તક છે, અને તે તેમાં આવતા રસ ભર્યા તથા વિદ્વતા ભરેલા વિષયોથી લોકપ્રિય થવાનો સંભવ છે. માટે તેનો સત્કાર થઇ સર્વે ઠામ ફેલાવો થાય એમ અમે ઇચ્છીએ છીએ. અને ગુજરાતી પ્રજાને આ પુસ્તકની ગણતીનું ચોપાનીઉં વાંચવા ભલામણ કરીએ છીએ.

'સર્પ ડંશનો ઈલાજ'—મૂળ બંગાળી ભાષામાંથી તરજુમો કરનાર માસ્તર પરશોતમદાસ રામદાસ. તેમાં સર્પ ડંશના ઈલાજ બતાવ્યા કરતાં વિશેષ કરીને સર્પ વિષેનું વિવેચન આપ્યુંછે તેથી આપેલું નામ તે ચોપડીને ઘટતું નથી.

'દંપતિવિરહ'—પ્રસિદ્ધ કરનાર વીરમગામના પંડ્યા.લક્ષ્મીશંકર નથુરામ— વિરહ વર્ણનની શૈલી સારીછે. ખરેખરાં પ્રેમ પાશથી જોડાએલાં જોડાં વિરહમાં પણ વિપરીત વિચાર કરતાં નથી એ આ પુસ્તક બતાવેછે.

ટુચકી તથા હસાહસના રમુજી ફકરા નૂરેએલમ, બોધ વગેરેમાંથી ચૂંટી ચોપાનીઆં દ્વારે પ્રગટ કરવાથી સ્વદેશને કાંઇ સંગીન ફાયદો થાય કે લોકોમાં સ્વાભિમાન પ્રગટ થઈ તેઓ ઉત્સાહવાળા થાય એવો સંભવ નથી.

'રસેશ વૈદ્ય વિજ્ઞાન'—આંદીના રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટ તરફથી દર બે માસે પ્રગટ થાયછે. હાલમાં ચોપાનીઆં અને ચોપડીઓ તીડની માફક ઉભરાયાં છે, તેથી છાપખાનાવાળાઓને અને ઇગ્લાંડના કાગળનાં તથા સંચાનાં કારખાનાં વાળાઓને 'ઘી કેળાં' થયાં છે, સિવાય સ્વદેશને તેથી થોડોજ લાભ હશે એમ અનુભવથી પણ જણાયછે. આવાં ચીંથરાંના ઢગલામાં જ્યારે આ 'રસેશ વૈદ્ય વિજ્ઞાન' અમારી માનવધર્મ-ઓફીસના ટેબલપર આવી પડ્યું ત્યારે અમને હર્ષનાં અશ્રુ આવ્યાં, તે એટલા માટે કે દેશી વૈદ્ય વિદ્યા કે જેના પર દેશી લોકોની શરીર-સુખાકારીનો આધાર છે, તે વિદ્યાને મરણની પથારીમાં શીત વળ્યાં છે, પુનઃસજીવન કરવાને ગુજરાતી પ્રજામાં અમારા ગુરુવર્ય નાગરાશી સમર્થ છે; તેમના હાથથી આવો પ્રયાસ ચાલુ થયો જાણીને થાયછે. આ ચોપાનીઉં નથી પણ એક દ્વિમાસિક સર્વોપ અને તે તેમાં આવતા રસ ભર્યાં તથા વિદ્વતા ભરેલા વિષયતાનો સંભવ છે. માટે તેનો સત્કાર થઇ સર્વે ઠામ ફેલાવો અમે ઇચ્છીએ છીએ. અને ગુજરાતી પ્રજાને આ પુસ્તકની ગ ચોપાનીઉં વાંચવા ભલામણ કરીએ છીએ.

'સર્પ ડંશનો ઈલાજ'—મૂળ બંગાળી ભાષામાંથી તરજુમો કરનાર માસ્તર પરશોતમદાસ રામદાસ. તેમાં સર્પ ડંશના ઈલાજ બતાવ્યા કરતાં વિશેષ કરીને સર્પ વિષેનું વિવેચન આપ્યુંછે તેથી આપેલું નામ તે ચોપડીને ઘટતું નથી.

'દંપતિવિરહ'—પ્રસિદ્ધ કરનાર વીરમગામના પંડ્યા લક્ષ્મીશંકર નથુરામ— વિરહ વર્ણનની શૈલી સારીછે. ખરેખરાં પ્રેમ પાશથી જોડાએલાં જોડાં વિરહમાં પણ વિપરીત વિચાર કરતાં નથી એ આ પુસ્તક બતાવેછે.

---

रैवध्येयइतिवैशेषिकशास्त्रसिद्धांतः । अथसांख्यम्‌अथात्रिविध
दुःखात्यंतनिवृत्तिरत्यंतपुरुषार्थइतिसूत्रेआध्यात्मिकाधिभौतिका
धिदैविकरूपाणांत्रिविधानांदुःखानामैकांतिकात्यंतिकनिवृत्तिरवे
परमपुरुषार्थः । दुःखनिवृत्तेरवश्यंभावएकांतिकत्वंनिवृत्तेपुदुखे
पुपुनर्दुःखांतरानुत्पत्तिरात्यंतिकत्वं । नचमंत्रौषध्यैकांतसेवनादि
भ्यएवत्रिविधस्यापिदुःखस्यनिवृत्तिसंभवेविवेकज्ञानानुपयोगइति
वाच्यंउक्तोपायेभ्योदुःखनिवृत्तेःसंभवेपितत्रैकांतिकत्वात्यंतिकत्व
योःशक्रेणापिसंभावयितुमशक्यत्वात्‌तस्मादैकांतिकात्यंतिकदुःख
निवृत्तेःपुष्कलंनिष्कलंकसाधनंविवेकविज्ञानमेवेतिवेदनयितंत्रभु
तदुःखस्यस्वतएवनिवृत्तत्वात्‌वर्त्तमानदुःखस्यतृतीयक्षणवृत्तिध्वंस
प्रतियोगित्वात्‌भविष्यदुःखस्यचानुत्पन्नत्वात्‌कीदृशस्यदुखस्यनिवृत्तिःपु
रुषार्थइतिशंकासमुन्मिषेदापियदिहेयंदुःखमनागतमितिपातंजलसू
त्रेणसमूलमुन्मुलितानभवेत्‌तथाचानागतावस्थस्यभाविनोदुःखस्य
सूक्ष्मदुःखपदाभिलप्यस्यदुःखस्यस्थूलतयाभाविनोविवेकविज्ञाने
नाविवेकनिवृत्त्याऽत्यंतिकैकांतिकनिवृत्तिरेवपरमपुरुषार्थइतिसि
द्धांतःतत्रविवेकविज्ञानोपपादनायचतुर्विंशतिपदार्थानांविभागने
निरूपणंतत्वचिवृद्धिहेतुभूतपयः प्रभृत्युत्पत्तिवत्‌महदाद्याकारेण
स्वतएवप्रधानस्यापिप्रवृत्तिसंभवेईश्वरखंडनंईश्वरासिद्धेरित्यादिसू
त्रैःकृतमितिसंक्षेपः । अथपातंजलदर्शनम्‌ । अथ यो-
गानुशासनं । अथगंहिरण्यगर्भादिभिःसमुपदिष्टस्यापियोग
स्येदानींद्वितीयशासनमितिसूत्रार्थं । तत्रक्षिप्तंविक्षिप्तंमूढमेकाग्रं
निरुद्धंचेतिपंचचित्तभूमयः । रजसात्यंतंचलितंचित्तंक्षिप्तं । क्षि-
प्ताद्विशिष्टं ( विलक्षण ) विक्षिप्तंकदाचित्‌समाहितमित्यर्थः ।
तमसाभिभूतंचित्तंमूढं । तत्रक्षिप्तमूढयोःसमाधिशंकैवनास्तिविक्षि
प्तेतुचेतसिक्षेपस्योपसर्जनीभूतत्वात्विक्षिप्ततायाअपिसमाधित्वंए-

दयेभ्योपधात्वयस्थमनुसंधेयमितिशिवं ।

अविद्यास्मितारागद्वेषाभिनिवेशाःपंचक्लेशाः । कुशलाकुशलानिकर्माणि,फल,संस्काराः ॥

## છ શાસ્ત્રોના રહસ્યનો વિચાર.

પ્રમાણ, પ્રમેય અને સંશય વગેરે સોળ પદાર્થ ન્યાય શાસ્ત્રમાં સિદ્ધ કરેલ છે. તેના તત્વજ્ઞાનથી અર્થાત્ વિવેક જ્ઞાનથી પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે. એવું પણ ન્યાય શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે. એટલે કે આત્મા બીજા સઘળા પદાર્થથી જુદો છે. એવું નિઃસંદેહ જ્ઞાનનેજ પરમ પુરૂષાર્થનું કારણ માનેલ છે. છ ઇંદ્રિય, છ વિષય, છ સંબંધ, શરીર, સુખ અને દુઃખ એ એકવિશ દુઃખોનો નાશ થવો એજ પરમ પુરૂષાર્થ સ્વીકારેલો છે. આ જગોએ શંકા ઉઠશે કે ઉપર ગણાવેલાં એકવીશ દુઃખોની અંદર સુખ પણ આવી ગયું દુઃખનો નાશ કરવા જતાં સુખનો નાશ પણ સાથેજ થઇ જવાથી નફો ટોટો બન્ને સરખા હિસાબમાં આવ્યા માટે કાંઈ ફળ ન થયું આ શંકા ઘટતી નથી કારણ કે परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्चसर्वमेवदुःखंविवेकिनः આ યોગશાસ્ત્રના સૂત્રને અનુસારે કેટલાંએક સુખ પરિણામમાં દુઃખજનક હોવાથી વિવેકી માણસને સઘળું દુઃખ રૂપજ છે તથા પોતાના અનુભવ ઉપરથી પણ મધ અને ઝેરથી મેળવેલા અન્નની પેઠે ઇંદ્રિયોનું સુખ પણ વિવેકી માણસને તજવા યોગ્ય છે. જો કે અવિવેકી મનુષ્યોને તેવું સુખ દુઃખ મિશ્રિત છે માટે દુઃખરૂપ જાણીને તજવું જોઈએ એવું ભાસતું નથી તોપણ વિવેકીને તેવું સ્પષ્ટ દેખાઈ રહે છે માટે સંસારનું સઘળું સુખ તજવા યોગ્ય છે. જેમકે છીપ અને રૂપાનો વિવેક નહીં કરી જાણનારને ભ્રાંતિથી કલ્પેલું રૂપું છે પણ તે વિવેકીને કાંઇ કબુલ કરવા લાયક નથી. એવી રીતે સાંસારિક સુખ દુઃખરૂપ હોવાથી તજવા યોગ્ય છે. માટે નફો ટોટો કાંઈ સરખો નથી. આચાર્ય ગૌતમે બનાવેલા સૂત્રમાં પણ કહ્યું છે કે મિથ્યા જ્ઞાનના નાશથી રાગદ્વેષનો નાશ થાય છે રાગદ્વેષનો નાશ થવાથી પ્રવૃત્તિ ટળે છે અને પ્રવૃત્તિના જવાથી જન્મ લેવો પડતો નથી અને જન્મના અભાવથી દુઃખની નિવૃત્તિ થાયછે એટલે મોક્ષ થઇ ચુકો. સારાંશ એટલોજ કે આત્મા અને અનાત્માના વિવેક વિજ્ઞાનથી એકવીશ પ્રકારના દુઃખોના

નાશ મોક્ષને માણસ પામે છે માટે અનાત્મારૂપ પદાર્થના વિવેક જ્ઞાનને માટે ગ્રંથનો વિસ્તાર છે. **इति न्यायशास्त्र निर्णयः**

એવી રીતે વૈશેષિક શાસ્ત્રમાં પણ પદાર્થની સંખ્યાનો જો કે ભેદ છે તોપણ જ્ઞાન અને મુક્તિ એ તો પ્રથમ કહેલી રીતથીજ જાણવાં.

## સાંખ્ય દર્શન.

**अथ त्रिविध दुःखात्यंत निवृत्तिरत्यंत पुरुषार्थः** આ સૂત્રમાં આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ પ્રકારના દુઃખોની અવશ્ય અને અત્યંત નિવૃત્તિ એજ પરમ પુરૂષાર્થ માનેલ છે. તો એ ત્રણ પ્રકારના દુઃખોની નિવૃત્તિ એ મંત્ર, ઔષધિ અને એકાંત સેવનાદિકથી પણ થાય છે ત્યારે વિવેકજ્ઞાનનો શો ઉપયોગ છે એવી શંકા વાજબી નથી કારણ કે ઉપર કહેલા ઉપાયોથી યદ્યપિ દુઃખ નિવૃત્તિ સંભવ છે તથાપિ તે ઉપાયોથી અવશ્ય અને અત્યંત દુઃખ નિવૃત્તિ થતી નથી માટે અવશ્ય કરીને અત્યંત દુઃખ નિવૃત્તિ થવાનું સાધન તો વિવેકજ્ઞાનજ છે. વળી આ પ્રસંગમાં એમ પણ શંકા થશે કે—ભૂતકાળનું દુઃખ તો સ્વતઃ નિવૃત્તજ છે અને વર્તમાનકાળના દુઃખનો તો ત્રીજા ક્ષણમાં નાશ થાય છે તેમ ભવિષ્ય કાળનું દુઃખ તો ઉત્પન્ન થયુંજ નથી ત્યારે કયા પ્રકારના દુઃખની નિવૃત્તિને તમે પુરૂષાર્થ માનો છો આવી શંકા થાય પણ આ શંકાનું સમાધાન પાતંજળ સૂત્રે આપેલું છે કે **हेयं दुःखमनागतं** એટલે જે દુઃખ આવેલું નથી અને આવનાર છે સૂક્ષ્મ દુઃખ એવા નામથી જે કહી શકાય છે અને આગળ જતાં જે મોટું રૂપ પકડવાનું છે તેની અવશ્ય અને અત્યંત નિવૃત્તિ થાય એજ પરમ પુરૂષાર્થ છે એવો સિદ્ધાંત છે. તેમાં વિવેકજ્ઞાન ઉત્પન્ન થવા સારૂ ચોવીસ પદાર્થોનું પૃથક્ પૃથક્ બતાવવું જેમકે વાછડાની વૃદ્ધિ તથા પોષણને સારૂ ગાયના આંચળમાં દુધની પ્રવૃત્તિની માફક મહદાદિના આકારે કરી પ્રધાનની પણ સ્વતઃ પ્રવૃત્તિનો સંભવ છે માટે ઈશ્વરની કાંઈ જરૂર નથી. એવી રીતે **ईश्वरासिद्धेः** ઈત્યાદિ સૂત્રોમાં પ્રતિપાદન કરેલું છે.

## अथ पातंजल दर्शनम्.

**अथ योगानुशासनं** પ્રથમ હિરણ્યગર્ભ વગેરે એ ઉપદેશ કરેલા

આધાર મુખ્યત્વે કરીને વૈદ્ય ઉપર રહેલો છે. ત્યારે વૈદ્ય કોને કહેવો એ જાણવાની આ ઠેકાણે આકાંક્ષા પ્રાપ્ત થાયછે. વૈદ્ય વૈદક સંબંધી સર્વ શાસ્ત્રનો જાણનારો, ઘણા અનુભવવાળો ચાલાક તથા પવિત્ર હોવો જોઇએ. રોગની શાંતિ કરવામાં વૈદ્ય, ઔષધ, રોગની ચાકરી કરનાર તથા રોગી એ ચાર મુખ્ય સાધન છે. તેમાં પણ વૈદ્ય, એ મુખ્ય સાધન છે. જેમ પાકમાં અગ્નિ એ મુખ્ય સાધન છે તથા ઠામ, લાકડાં, પવન એ ગૌણ સાધનછે, તેમ રોગની શાંતિ કરવામાં વૈદ્ય એ મુખ્ય સાધન છે, અને બાકીનાં ગૌણ સાધન છે. જેમ માટી, દંડ, ચક્ર, સૂત્ર એ બધી વસ્તુ જેવી જોઈએ તેવી હોય તોપણ કુંભાર વિના કાંઈ વાસણ તૈયાર થઇ શકતું નથી, તેમ સારા વૈદ્ય વિના બીજાં ત્રણ સાધન કાંઇ કામ આવતાં નથી. ઘણાં ભયંકર દરદો નાશ પામવામાં તથા હલકાં દરદો વૃદ્ધિ પામવામાં જ્ઞાની અને અજ્ઞાની વૈદ્ય એજ કારણ છે. અજ્ઞાની વૈદ્યના હાથથી ચિકિત્સા કરાવવી, એ કરતાં પોતાના આત્માને અગ્નિમાં હોમી દેવો એ વધારે શ્રેષ્ઠ છે. સહેજસાજ કારણથી ઉત્પન્ન થએલો તથા થોડા વખતમાં જે સ્વાભાવિક ચિકિત્સાથીજ મટી જાય એવા રોગને મટાડીને પોતે વૈદ્ય છે એમ માનનારો હજારો પુરૂષના નાશ કરનારો થઈ પડેછે. તેથી રોગના હેતુ, તેની નિશાની; શાંતિ તથા રોગને ફરીથી નહિ ઉત્પન્ન થવા દેવો એ ચાર બાબતનું જેને પૂર્ણ જ્ઞાન છે તેનેજ વૈદ્ય એવું નામ આપવું જોઇએ. અને તેથી એવા વૈદ્યને વિદ્યા, વિતર્ક, કર્મ, દ્રષ્ટિ, અભ્યાસ, સિદ્ધિ અને આશ્રય એ છ વાનાંમાંથી એકજ બરોબર તૈયાર હોયતો ઈચ્છિત ફળની સિદ્ધિ થાયછે; ત્યારે જો એ છએ. વસ્તુ સાથે મળી હોય તો તે વૈદ્ય ખરેખર પ્રાણદાતાજ થાયછે સારા વૈદ્યની સાથે ઔષધ પણ ઘણું યોગ્ય, તથા જેના ઘણા પ્રકાર થઇ શકે એવું હોવું જોઈએ. આ ઠેકાણે કેટલાએક એમ શંકા ઉઠાવશે કે ઔષધ કાંઈ કામનું નથી કારણ કે ઘણાં દરદીઓ સારા વૈદ્ય તથા સારાં ઔષધથી નિરોગી થાયછે તથા કેટલાંક મરણ પણ પામેછે. તેમ કેટલાએક રોગી જો કે તેને જોઈએ તેટલાં પૂરતાં સાધન હોતાં નથી. તેમની ચાકરી કરનાર પણ જેવા જોઇયે તેવા ન હોય તથા તેની ચિકિત્સા કરનાર પણ સારા વૈદ્ય ન હોય તોપણ તેઓ રોગ મુક્ત થાય છે, અને તેમ કેટલાક મરી પણ જાય છે તેથી ઔષધ કરવું એ નકામું છે. એમ નહિ. કારણ કે ઔષ-

થથી મટે એવા રોગોને ઔષધ મટાડી શકતું નથી એમ નથી, અર્થાત્ મટાડી શકે છે. વળી ઉપર એમ શંકા થઈ ગઈ છે કે ઔષધ વિના પણ કેટલાક રોગી સારા થયેલા જોવામાં આવેલા છે તો તેના જવાબમાં એટલુંજ કે તે રોગને ઔષધની અપેક્ષા નહિ હતી. તોપણ તેવા રોગમાં પણ ઔષધ ઉપયોગી છે. જેમકે કાદવમાં ખુંચી ગયેલ સખ્સ પોતાની મેળે ઉઠવા સમર્થ છે છતાં પણ જો તેને બીજાનું અવલંબન મળે તો તે વધારે સહેલથી ઉઠી શકે છે, તેમ જે રોગને ઔષધની અપેક્ષા નથી તેને પણ જો ઔષધથી મટાડવા પ્રયત્ન કર્યું હોય તો તે જલદીથી સારૂં થઇ જાય છે. વળી ઔષધ કરતાં છતાં પણ કેટલાએક રોગી મરી જાય છે એ વાત ખરી પણ સઘળા રોગો ઔષધથીજ મટેછે એમ નથી. અને ઔષધથી ન મટે એવા રોગોને 'અસાધ્ય' એવું નામ આપેલ છે. માટે અસાધ્ય વ્યાધિ ઔષધથી સારા થતા નથી. અને તેથીજ વૈદ્યોને પણ અસાધ્ય વ્યાધિની ચિકિત્સા કરવાને વૈદક શાસ્ત્રમાં મના કરેલી છે; અને જે અસાધ્ય દરદની ચિકિત્સા કરે છે તે અર્થ, વિદ્યા, તથા યશની હાની કરે છે અને લોકમાં નિંદાનું પાત્ર થાય છે. તેથી ઔષધ કંઇ કામનું નથી એમ કહી શકાતું નથી, કારણ કે સારા વૈદ્યો દુબળાને પુષ્ટ કરે છે, સ્થૂળને પાતળા કરેછે, ગરમીથી જેનો પરાભવ થયો હોય તેને ઠંડા ઉપચારથી આરામ આપે છે, ઠંડીથી પરાભવ પામેલા ને ઉશ્ણ ઉપાયથી સુખ આપે છે, ધાતુને વધારે છે અને તેથી વ્યાધિના હેતુથી વિપરીત ઔષધોપચાર કરી સમાન પ્રકૃતિ કરે છે. યોગ્ય વખતે પરીક્ષા કરી, ચિકિત્સા કરનાર વૈદ્ય પોતાનું કાર્ય સાધે છે અને લોકમાં યશનું પાત્ર થાય છે. ઉપર એમ કહેવામાં આવી ગયું છે કે અસાધ્ય વ્યાધિની ચિકિત્સા કરનાર વૈદ્ય અયશનું પાત્ર થાય છે, ત્યારે અસાધ્ય વ્યાધિ કોને કહેવો એ આ ઠેકાણે બતાવવું જોઈએ.

અપૂર્ણ.

---

## આપણા સુધારકોને બે બોલ.

બીજાનું જોતાં પેહેલાં પોતાનું પ્રથમ વિચારવું એ મને સારૂં લાગે છે. ઘણાં માણસો તરફથી હાલમાં આપણે એમ સાંભળીએ છીએ કે હમણાં સુધારો ઠીક ચાલે છે, પણ સુધારો થયો છે ક્યાં, અને કઇ બાબ-

તમાં, કયા દેશમાં કે કયા શેહેરમાં, કે ગામમાં, કઇ નાતમાં, કયા કુટુંબમાં કે કયા માણસમાં; કયા ધર્મમાં કે કયા રીવાજમાં, કઈ રહેણીમાં કે કઈ કેણીમાં? આ સઘળી બાબતોમાં તપાસીશું તો મારી નજરે તો કાંઈ સુધારો જોવામાં આવતો નથી. સુધારો જોવામાં આવે છે, એમ કહેશું તો તે એક છેલ્લી બાબતમાં એટલે કેણીમાં. સારાંશ કે હાલના સુધારા કૃત્યમાં નહી, પણ જે જોવામાં આવતા હોય તો તે વચન માત્રમાંજ છે. હમેશાં બોલવું સહેલું છે, અને કરવું મુશકેલ છે. પણ એકલું બોલી બેસી રહેવાથીજ કશું ફળ નથી. જો તે પ્રમાણે કાંઈક કાંઈક કરવામાં આવે અને હળવે હળવે આગળ પગલાં ભરાય તો કોઇક દિવસ પણ કામનો છેડો આવે, પણ એકલી વાતોથી વાળુ ન થાય; રસોઈ કરી જમીએ તો પેટ ભરાય. આ વિચિત્ર સૃષ્ટિમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં મનુષ્યો છે. તેમાં કેટલાએક બોલી પણ જાણતા નથી કેટલાએક વળી એવા તુંદ મીજાજી છે કે પરાયું ખરું છતાં પણ પોતાના દુષ્ટાગ્રહથી કબુલ કરતા નથી. કેટલાએક ઉદાસીન પ્રકૃતિવાળા છે કે થાય તો પણ શું અને ન થાય તો પણ શું! કેટલાએક એકલ પેટા અને સ્વાર્થી છે, એટલે કે વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો.

કેટલાએક કેવળ જંગલી દશામાં છે કે જેને દિન દશાની ખબરજ પડતી નથી, કેટલાએક ધન મદાંધ છે કે જેથી તે પોતાની સંપત્તિ જોઈનેજ મગ્ન રહે છે, પછી શા માટે બીજાનું સાંભળે? કેટલાએક મિથ્યા અભિમાની, કેટલાએક ડોળ ઘાલુ, કેટલાએક તદન મૂર્ખ, કેટલાએક અસહનતા અને ઇર્ષ્યાવાળા, કેટલાએક જુની રૂઢિને અનુસરવા વાળા પછી તે ગમે તો સારી હોય કે નઠારી, પણ એક વાનું ઝાલ્યું તે ઝાલ્યું, તે કેમ તજાય? કેટલાએક ભાષા જ્ઞાની એટલે ફક્ત પોપટની માફક વિદ્યા ભણી જાની, પણ તેનો સાર નહીં સમજનો; કેટલાએક દાસત્વ કરીને પેટ ભરનારા, કેટલાએક નીચ ધંધો કરનારા, કેટલાએક પારકા ભાગ્ય ઉપર જીવનારા, (સ્ત્રીજાત વગેરે) કેટલાએક નિર્ગુણી કેટલાએક વિરક્ત અને સંસારનો ત્યાગ કરી એકાંત વાસ કરનારા, અને કેટલાએક બાળકો, કેટલાએક સ્વધર્માંધ કે જેની આગળ બીજો કોઈ ધર્મની વાતજ ન થાય અને કેટલાએક પર ભાષાના જાણ કે જે આપણા સ્વદેશની ભાષા કે આર્ય શાસ્ત્ર સમજી શકતા નથી.

હવે કહો ઉપરના જુદી જુદી ગણના કરી બતાવેલા લોકોમાંથી કોની પાસે જઇ હઈયાની હોળી ઓલવવી કે આપણા કુધારા કે દુરાચારની વાતો કરી પેટ હલકું? શું પૈસા બોલી નથી જાણતા તેની પાસે જઇ દેશની દાઝનાં રોદણાં રોવાં કે આગ્રહી માણસ પાસે જવું? જે બોલી નથી જાણતા એટલે તેનામાં સમજ શક્તિ રહી નથી તે કેવી રીતે દુઃખ ટાળે અથવા જે આગ્રહી માણસ છે તેમાંથી પણ આપણું શું વળે! ત્યારે ઉદાસી પ્રકૃતિવાળા છે તેની પાસે જાશું અને બે દિલની વાતો કરશું તો તે હા કે ના એ બેમાનું કશુંએ નહીં કહે ત્યારે તેની પાસે જવાથી પણ શો દહાડો વળ્યો? સ્વાર્થી પાસે જશું તો તો તે ફક્ત પોતાના સ્વાર્થનીજ વાતો કરશે કે જેથી આપણી પાસે કાંઇ હશે તો તે ગાંઠનું ગોપીચંદન પણ ખોઇ બેસશું. જંગલી પાસે જશું તો તેમાંથી પણ કાંઈ ભાજી પાકવાની નહીં, ત્યારે ધનાઢ્ય નજીક જઇએ તો તે પણ કાંઇ દાદ ફરીયાદ સાંભળે નહીં, કારણ કે આપ સુખે જગતનું સુખ તેઓ માને છે. કેટલાએક મિથ્યાભિમાની છે તેઓ તો શકટની નીચે રહેલા શ્વાનની માફક પોતાની ઉપર આખા જગતનો બોજો માની લીએ છે. ડોળ ઘાલુ માણસો પાસે જઇને સુધારાની વાત કરશું તો તેઓ કરશે થોડું અને બતાવશે ઝાઝું, ગાજશે પણ વરસશે નહીં. ત્યારે મૂર્ખનો સંગ કરીએ તો તો તેવાજ થઇ જવાનું ફળ પામીએ. અસહનતા અને ઈર્ષ્યાવાળા પાસે જઇ આપણે સુધારાની ચાર વાતો કરશું તો તે મોઢેથી ભલું મનવશે અને પાછળથી ઉલટું થએલું કામ પણ ફીટાડી નાખશે. જુની રૂઢિના સેવકને તો બીજું કશું ગમેજ નહીં, ત્યારે એની પાસે પણ મૌન રાખી ચાલી આવવું એ સલામતી ભરેલું છે, પોપટીઆ પંડિત પાસે પ્રયાણ કરશું તો તે ઉપર ઉપરથી ઘણું બોલી જશે એટલે ચોપડીઓમાં જેમ વાંચેલું હશે તેમજ મુખપાઠ કરી જશે, પણ તેમાં કેટલો અને કયો ફેરફાર કરવો અથવા દેશકાળને અનુસરતું શું છે તે કદી બતાવી શકશે નહીં દાસત્વ કરી ગુજરાન ચલાવનારાને જઇ મળશું તો તેઓ કહેશે કે ક્યાંઈ નોકરી ચાકરી હોય તો કેજો, અને ધંધે વળગાડી દીઓ તો ઠીક, અમે તો નોકરી કરી જાણીએ, બીજામાં ન સમજીએ કેટલાએક નીચ ધંધો કરનારા છે એટલે જે ચોરી, જુગાર, વ્યભિચાર વગેરે વર્તનથી વર્તનારા છે, તેઓને તો છેટેથીજ નવગજનો નમસ્કાર કરવો લાયક છે, અને પારકા ભાગ્ય ઉપર

વર્તનાર સ્ત્રી વગેરે છે તેઓ તો કેવળ અજ્ઞાન; કુટિલ અને પરાધીન દશામાં છે, એટલે તેઓ પણ અર્ધ જંગલીના વર્ગમાં ગણાવા યોગ્ય છે. નિર્ગુણી એટલે જે નગણા છે તેઓને તો ગુણની પીછાનજ શાની હોય કે જેઓ આપણા બોલવાની કદર બુઝે. અને કેટલાએક જે વિરક્ત બનાવ્યા તેઓ તો આ સંસારને મિથ્યા કરી માનનારા છે એટલે સ્વપ્ના જેવો આ બધો સંસારનો ઠાઠ છે એમ સમજનારા તેઓ તો આપણી વાતોપર કાનજ કેમ ધરે. અને જે બાળકો છે તેની પાસે જઇ હઈયું ખોલવું તે તો અરણ્ય રૂદન સરખું છે. બીજા જે સ્વધર્માંધ છે તેની આગળ તો બીજી કશી વાતજ ન થાય. જો કદાચિત્ બીજી વાત કરવા જઈએ તો તેઓ સાંભળે પણ નહીં અને સાંભળે તો નાસ્તિક અને વૈરી સરખા ગણે. વળી બીજા જે પરભાષાના જાણ છે તેની પાસે જઇ આપણી સ્વભાષાથી વાત કરીએ તે તો કુઇડીમાં કાંકરા ખડખડાવવા જેવું છે, એટલે એમ કરવાથી તો તેઓને તથા આપણને પણ પુરતો કંટાળો આવે અને ગાંડામાં ગણાઇએ. કદાચિત્ ધારો કે આપણે પરભાષા શિખેલા હોઈએ અને પરદેશી સાથે વાત કરીએ તો તેઓને આપણા દેશની એટલી બધી મમતા શું હોય કે આપણું કહેલું દીલપર લે. એવા તો રીપન જેવા થોડાજ કે જે **परदुःखेनदुःखिताः** ॥ આવી રીતે ચોમેર નજર કરી વિચારશું તો ક્યાંઈ થાગ લાગે એવું નથી. ચારે દિશાના વા વાયા જેવું છે.

ક્યાં જઇને રોવું, કે ક્યાં જઈને હઇડાની હામ પુરી કરવી ? ક્યાં પોકાર દેવો કે કોની પાસે બૂમો પાડી સંકટની વાતો કરવી ? સંપ ક્યાં છે ? ઝાઝું બોલે તે ગાંડામાં ગણાય. સુધારામાં આગેવાની કરે તે ઉછાછળો લેખાય. પૈસો ક્યાંછે કે કોઈ મોટું કામ આરંભાય ? બુદ્ધિ બેહેરમારી ગઈછે. દેશનું દાઝેછે કોને ? આંખ કોની ઉઘડી છે ? દોહીલા દહાડા આવતા જુવેછે કોણ ? સમજવું તો એક બાજુ રહ્યું પણ સાંભળેછે કોણ ? દુર્ગુણ, દુરાચાર, દુરાગ્રહ અને દુર્મતિએ પડ ઘેર્યુંછે. લાડી, વાડી ને ગાડીના સુખમાં નિમગ્ન થઈ ગએલા ઉંચી નજર પણ શાને માટે કરે ! આપણા દેશપર કડણાઇનો વખત આવ્યો છે. રાહુની દશામાંથી એકના પ્રયત્નથી છુટાય એવું નથી. અરે ! આપણે વ્યાપાર રોજગારમાં, કળા કૌશલ્યમાં બહુ પછાત પડી ગયા ! આપણી રસાળ ભૂમિનો લાભ અન્યજનો લેછે.

અધુરે.

# માનવધર્મ.

પુસ્તક ૧ લું. આશ્વિન. સંવત ૧૯૪૩. અંક ૧૨મો.

## માનવધર્માષ્ટક.

### પુષ્પિતાગ્રા છંદ.

ચિતહિત અતિશે ચહે સહુનું, વિચરિ વિદેશ હરે કુકૃત્ય જૂનું;
સરસ પથ સદા બતાવનારો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૧
નહિ કદિ વિસરે સુનીતિ સેવા, નહિ અટકે વચનો ખરાં કહેવા;
પ્રગટ પ્રસરવા ચહે વિચારો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૨
સરસ સુધરવા સ્વદેશ ધારો, બનતું પ્રયત્ન કરે કરી વધારો;
ફરજ કરિ અદા થશેજ પ્યારો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૩
બહુ વિધ હણશે અહિતકારી, હિંમતતણું હથિયાર હાથ ધારી;
સુજન સમીપમાં કરેજ ઠાવો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૪
દુરજન તણી એ તમા ન રાખે, સમજુની આગળ શ્રેષ્ઠ બોલ ભાખે;
સુખદ નિરખવા ચગે કિનારો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૫
સહુથી ગરીબ આ ગણાય હિંદ, વિસરિ જતાં શુભ પંથ હોય મંદ;
ગરીબપણું હરી સુધારનારો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૬
તરત કર દયા અહો દયાળ, ભરત પ્રદેશ સુધાર ને વધાર;
નિજ હિત સમજી કરે સુધારો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૭
કથન બહુ કર્યે શું થાય આમ, ઉચિત ધરી કર બુદ્ધિની લગામ;
ચિત હય ચડીને દિયે વિચારો, જન મન માનવધર્મ મર્મ ધારો. ૮

(સ્વદેશ સેવક).

## કેળવણી.

ધર્મ અને કર્મ સમજવાનું, સંસાર વ્યવહાર ચલાવવાનું, હુન્નર કળા શીખવાનું અને ટુંકામાં સંસાર સુધારવાનું કેળવણી એ મુખ્ય સાધન ગણાયછે. સર્વ સુખ દુઃખનો આધાર કેળવણી ઉપર રહેલોછે, કેટલેક કેળવણી જેમ સુખ સાધક છે તેમ તેનો ગેર ઉપયોગ થાય તો દુઃખ રૂપી ઝાડ પણ તેમાંથીજ ઊગી નીકળેછે—કેળવણી માણસને મારેછે અને કેળવણી માણસને તારે પણ છે.

કેળવણીના મુખ્ય બે પ્રકાર છે. શરીરની કેળવણી અને મનની કેળવણી. શરીરની કેળવણીમાં ફક્ત શરીર સંભાળવાના નિયમો આવે છે એમ નથી, પણ તેમાં તમામ વ્યવહારિક જ્ઞાનનો સમાવેશ પણ થાયછે, અને મનની કેળવણીમાં અંતઃકરણ સુધારવા બાબત નીતિસંબંધી શિક્ષણનો સમાવેશ થાયછે. વ્યવહારિક કામકાજમાં કેળવણીનો સદુપયોગ કે ગેરઉપયોગ થવો એ ધર્મ અથવા નીતિની કેળવણી ઉપર આધાર રાખેછે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

धर्मार्थकाममोक्षाणांयस्यैकोऽपिनविद्यते ॥
अजागलस्तनस्यैवतस्यजन्मनिरर्थकम् ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમાંનું એક જે મેળવતો નથી તેનો જન્મ બકરીને ગળે ચોટેલા આંચળની પેઠે નકામો જાયછે. આ ચાર પુરૂષાર્થમાં ધર્મ મુખ્ય છે. ધર્મ વડેજ અર્થ અને કામ પુરૂષાર્થની પ્રાપ્તિ ફળરૂપ થાય છે, અને ધર્મનું અવલંબન કરીનેજ જો બીજા બે પુરૂષાર્થ પુરૂષને પ્રાપ્ત થાય તોજ પરિણામ સારૂ આવે અને તોજ ચોથા આશ્રમનો આશ્રય મળે. માટે ખરૂં કહીએ તો મોક્ષ એટલે મુક્તિ મેળવવાનું ધર્મ એજ ખરૂં સાધન છે. માટે બીજી બધી કેળવણી કરતાં ધર્મની કેળવણી પહેલી અગત્યતા ધરાવેછે. ધર્મની કેળવણીનાં મૂળ તત્વો ઉપર ઉપરથી જાણવાં એ સહેલું છે. લોકોએ પોતાનો સામાન્ય ધર્મ એટલે ફરજ સમજવી—એટલે ચોરી કરવી, વ્યભિચાર કરવો, જુઠું બોલવું વગેરે—પાપનાં કામ છે તે નકરવાં, એમ સમજવું. એતો ધર્મનાં મૂળતત્વો છે. આ સામાન્ય નીતિનાં મૂળ તત્વોનું થોડું થોડું જ્ઞાન હાલની નિશાળોમાં

અપાતી કેળવણીથી પુસ્તકો દ્વારા છોકરાને મળે છે ખરું; પણ 'જુઠું' ન બોલવું' 'ચોરી ન કરવી' એવાં શુષ્ક વાક્યોથી અથવા જેમાં એનો સાર તરીકે એવી જોડી કાઢેલી વાતથી સામાન્ય ધર્મનું સંપૂર્ણ જ્ઞાન થવાનો કાંઇ પણ સંભવ નથી. હાલમાં અપાતી નિશાળની કેળવણીને હાલારના ગરીબ વર્ગના લોકો સંક્રાંતના તેહવારને દિવસ સાત ધાન્યનો ખીચડો બનાવે છે, તેની ઉપમા આપીએ તો અપાય. આ ખીચડામાં જાર, બાજરો, મગ વગેરે સાતેક ધાન્યના મોટા જથ્થામાં મૂઠી એક 'કળથી' (ધાન્ય) દેખાતી નથી, તેમ હાલના ખીચડારૂપી કેળવણીમાં નીતિની કેળવણી કોઈ હિસાબમાં નથી. લખનાર પોતાનાજ અનુભવથી કેહે છે કે ચાલતાં ધોરણોની ચોપડીઓમાં જે નીતિના પાઠ છે; તે પણ સંપૂર્ણ રીતે શીખવાતા હોય, કે છોકરાઓને તેવા પાઠનો સંપૂર્ણ રીતે સંસ્કાર થતો હોય એમ જણાતું નથી. આમાં શિક્ષક વર્ગનો બહુ દોષ કાઢી શકાતો નથી, કેમકે ધોરણો બહુ બોજા રૂપ થઈ પડ્યાં છે, અને 'પાસ' થવાનો આધાર પોથીઆં જ્ઞાન ઉપર એટલે સાર કરતા બીના (facts) ઉપર વધારે આધાર રાખેછે, પરીક્ષાનું બહુધા આવું વલણ જોવામાં આવેછે તેથી શિક્ષકો તેને અનુસરીનેજ ગોખી મારવાનું યંત્ર ચાલતું કરેછે, અને ઘણા વિષયોના દબાણથી દબાએલા વિદ્યાર્થીઓને એ યંત્રમાં જોડાવું પડેછે તેથી તેમને ખરેખરું જ્ઞાન મળી શકતું નથી તેથી કહેવા દો કે નિશાળોમાંહે સામાન્ય ધર્મ સંબંધી થોડુંજ શીખાય છે. નિશાળોમાં ધર્મ અથવા નીતિની કેળવણીનો એક વિષયજ જુદો નાંખવો જોઇએ, અને તેને માટે ખાસ જુદી ચોપડીઓ અને પાઠ આપવા જોઈએ. વળી નીતિની કેળવણી પરભાષા (અંગ્રેજી વગેરે)નાં પુસ્તકો દ્વાર આપવા કરતાં સ્વભાષાનાં અને સ્વધર્મનાં પુસ્તકો દ્વારા અપાય તે વધારે ફાયદો કરતા છે, એમ પણ અનુભવથી સમજાયછે; કેમકે પર ધર્મનાં પુસ્તકો કરતાં સ્વધર્મનાં પુસ્તકો ઉપર માણસને સ્વાભાવિકપણેજ કાંઈક વિશેષ પ્રેમભાવ હોય છે. નેપોલિયનનાં પેરાક્રમનાં વર્ણનમાં જેટલો રસ ઉપજશે તેના કરતાં રાણા પ્રતાપ અથવા પૃથ્વીરાજનાં પરાક્રમની વાતો સાંભળવામાં દેશી લોકો રોમાંચિત થઈ જશે, અને તેમાં તેમને કાંઇક રસ ઉત્પન્ન થાયછે. આ સ્વદેશાભિમાનનો સહજ અંકુર છે, અને સ્વતા અને પરતાનો ભેદ બતાવી

આપેછે. આ ઉપરથી એમ ખાત્રી થાયછે કે સ્વદેશના, ઈતિહાસો દ્વારાએ તેમને નીતિના પાઠો આપવાથી વિશેષ લાભ છે. વળી ઘણા લોકોનું એમ પણ ધારવું છે કે પશ્ચિમના ઈતિહાસો નીતિ અથવા સદ્ગુણના પાઠો કરતાં બીજા બનાવોના પાઠોથી વિશેષ ભરપૂર છે. જેથી ઉલટું આર્ય લોકોનો ઇતિહાસ ઈતિહાસિક વર્ણન કરતાં નીતિ અને સદ્ગુણના પાઠોથી વધારે શણગારેલા હોયછે. નાનાં બાળકોને રમુજની સાથે નીતિનો સંસ્કાર સંસ્કૃત પંચતંત્રથી જોવો મળેછે, અને મોટી ઉમરના વિદ્યાર્થીઓને 'ગીતા' અથવા કહો કે ભારતરૂપી જ્ઞાન સાગરમાંથી જેવાં સદ્ગુણ રૂપી રત્નો પ્રાપ્ત થાયછે, તેવા સદ્ગુણ બીજા કયા લોકોનાં પુસ્તકોમાંથી પ્રાપ્ત થવાના છે ?

જ્યારે આર્ય લોકોનાં જુનાં પુસ્તકો નીતિના પાઠને માટે વધારે પસંદ કરવા લાયક છે, ત્યારે તેવાં જ્ઞાનથી ભરપૂર પુસ્તકોને છેક વીસારી દેવામાં આવ્યાં છે. નિશાળોમાં સામાન્ય ધર્મના પાઠ આપવા, અને કોઇના વિશેષ ધર્મ સંબંધી કાંઈ પણ બોલવું નહિ, એવો હાલની કેળવણીનો હેતુ છે તે ઠીક છે, પણ કદાચને આર્ય લોકોનાં ઇતિહાસિક પુસ્તકોનું દોહન કરીને તે ચલાવવામાં આવે તો તેથી કોઈના ધર્મને અડચણ નથી. દાખલા તરીકે મહાભારત જેવું પુસ્તક, જેમાંથી આર્ય ધર્મ–કર્મ–નીતિ અને સંસાર વ્યવહારનું સંપૂર્ણ જ્ઞાન મળેછે, તેને તમામ આર્ય લોકો એટલે હિંદુ લોકો તો ભાવથી માનેછે, પારસી લોકો પણ તેને પસંદ કરેજ, અને જુજ મુસલમાન વિદ્યાર્થીઓને પણ આ જ્ઞાનસાગરમાંથી સાર લેવાનુંજ મળે તેમ છતાં કોઇના વિશેષ ધર્મને હાની પહોચવાનો ભય રહેતો હોય તો જેમ ઉંચાં ધોરણોમાં બીજી ભાષા (Second Language) તરીકે જુદી જુદી ભાષા પસંદ કરવામાં આવેછે, અને તેને માટે જુદા જુદા શિક્ષકો હોયછે, તેમ ધર્મની કેળવણીને માટે પણ જુદા જુદા શિક્ષકો નીમવા જોઇએ. ધોરણોના બીજા વિષયોનો બોજો ઓછો કરી ધર્મની કેળવણીને માટે દરરોજ કલાક બે કલાક કાઢવા જોઈએ. આર્ય લોકોના હિતને માટે આમ કરવાની જરૂર છે, તે સરકારથી ન બનેતો પછી દેશી લોકોએ તેને માટે જુદી શાળાઓ ઉઘાડી તેમાં પેહેલે દરજ્જે ધ્યાન આપવું જોઈએ.

પણ આ વાતની પીડા કોને પડીછે ? સ્વધર્મની કેળવણી વિના હિંદુ

લોકોએ પોતાનો ધર્મ ખોયો, પોતાનો સદાચાર ખોયો, પોતાની નીતિ ખોઈ, પોતાનું સ્વાભિમાન ખોયું અને ટુંકામાં સર્વસ્વ ખોયું! એક છતાએલી પ્રજા તરીકે હવે તો બીજાથી દોરવાવું રહ્યું! બીજાના દોર ઉપર નચાવે તેમ નાચવું રહ્યું! સ્વધર્મની કેળવણીના અભાવે આપણે આપણો ધર્મ શું છે, તે પણ જાણતા નથી, એટલુંજ નહિ પણ તે જાણવાને ઉત્સાહ પણ ધરાવતા નથી એ થોડો ખેદ નથી. જે આર્ય ધર્મની શ્રેષ્ઠતાને પશ્ચિમના વિદ્વાનો વખાણે છે, તેને આપણે પોતેજ ઓળખતા નથી! બીજા લોકો આપણા ધર્મનું રહસ્ય જાણતા થયા અને તેમાંથી સાર સાર ખેંચવા લાગ્યા, ત્યારે આપણે આપણું ભૂલવા મંડ્યા એ કેવું હાસ્ય કરાવવા જેવું થયું છે!

સ્વધર્મનું અભિમાન જવાથી સેંકડો હિંદુઓ પરધર્મમાં ગયાછે અને જાયછે, અને સંખ્યાબંધ હિંદુઓ પોતાની નાત જાત અને સ્વધર્મનું અભિમાન મૂકી નાસ્તિક વિચારના અને સદાચાર રહીત થઈ ગયા છે, તે વાત કયાં કોઇથી અજાણી છે! આપણી આર્ય લોકોની આર્ય સ્થિતિનો આ કેવો વિપરીત ફેરફાર? એક ઉચ્ચ વર્ણના છાપ મેળવેલા જુવાન ગ્રાજ્યુએટને પૂછીએ કે ભાઇ, તમારો ધર્મ શું? અને તમારા ધર્મનું કેવું બંધારણ છે? તો તેવા વિદ્વાન તરફથી પણ ધર્મની બાબતમાં સંતોષકારક જવાબ મળવાની આશા રખાય નહિ, તો પછી સાધારણ કેળવણી પામેલાને માટે તો પૂછવુંજ શું? આચારવિચારની બાબતમાં પૂછીએ તો એટલોજ જવાબ મળે કે 'સાબુ ચોળીને એકવાર ઉને પાણીએ નહાવું અને સ્વચ્છ કપડાં પહેરવાં, એજ આચારવિચાર; બીજો વળી આચાર વિચાર શું! ધર્મજ્ઞાન વિનાનું ખાલી અંતઃકરણ જે બોધ પ્રથમ મળે તેને પ્રથમ જગા આપે એવો નિયમ છે. સ્વધર્મની અજ્ઞાનતાને લીધે પરધર્મ ઉપર સહજ પ્રીતિ થાય એ સ્વાભાવિક છે. પણ પ્રથમથીજ સ્વધર્મનાં મૂળતત્વોનો સંસ્કાર થયો હોય તો પછી પરધર્મપર થોડી પ્રીતિ બંધાય. સ્વધર્મનું રહસ્ય નહિ જાણવાથીજ અને પરધર્મી લોકોના પ્રયાસથી હલકા વર્ગના ઘણા હિંદુઓ અને થોડા ઉચ્ચ વર્ણના હિંદુઓ પણ પર ધર્મમાં સુખ સમજીને અથવા સુખ મળવાની કેટલીક નીચ લાલચો મળવાથી પરધર્મ ગ્રહણ કરેછે. પણ પાછળથી તેમાંનું તેમને કેટલુંસુખ મળેછે, તેતો વટલીને પર-ધર્મમાં ગએલાને પૂ-

જન્મ ચરિત્રોથી ચીનદેશમાં ઇતિહાસિક પુસ્તકોને માટે પ્રાચીન કાળથીજ પૃથ્વીમાં પ્રખ્યાત છે તે કોનાથી ના કહેવાશે? ભારતખંડનું ભવ્ય ભારત અને ગુણ જ્ઞાનથી ગુંથેલી 'ગીતા' જેવાં પુસ્તકોનો કોઈ ભાવ પૂછતું નથી એ કેવી અફસોસની વાત? ગ્રીક ભાષામાં રચેલ અને ઇંગ્રેજીમાં તરજુમો થએલ ઇલિયડનું પુસ્તક નિશાળોમાં ચાલે તો ઉંચાં ધોરણોમાં ભારત અને રામાયણ જેવાં ઇતિહાસિક પુસ્તકો કાં ન ચલાવવામાં આવે? તે સમજાતું નથી.

આ પ્રમાણે સ્વદેશનો ઇતિહાસ અંધારામાંજ રાખવામાં આવ્યો છે, અને હાલના વિદ્યાર્થીઓ પરધર્મ સંબંધી જેટલું જાણતા હશે તેટલું પણ સ્વધર્મ સંબંધી જાણતા નથી, એટલે સ્વધર્મની વાત પણ એટલેજ દરજ્જે અંધારામાં કુટાય છે. એ વાત તો એક બાજુપર રહી પણ હાલની કેળવણીના ધોરણો આપણા હકમાં કેટલે દરજ્જે ફાયદો કરતા છે અને કેટલે દરજ્જે નુકસાન કરતા છે તે વાતનો વિચાર કરતાં કેળવણીનાં પરિણામ વિપરીત દેખાતાં હોય એમ નીચેની વાતથી જણાશે.

અધુરૂં.

---

## વ્યભિચાર પ્રતિબંધક શૃંગાર.

હાલમાં સામાન્ય રીતે વિચાર કરીશું તો વ્યભિચારનો ફેલાવો વધારે થતો જોવામાં આવે છે, જેમ માયાળુ સરકાર તથા બીજાઓ તરફથી વ્યભિચાર અટકાવવાના વધારે પ્રયત્નો ચાલેછે. તેમ તેમ તેનો ફેલાવો પણ વધારે થતો જોવામાં આવેછે તે ઉપરથી એમ સમજાય છે કે જે જે વ્યભિચારને અટકાવવા પ્રયત્ન ચાલેછે, તેજ તેના ફેલાવાના હેતુરૂપ થવા જોઈએ. વેશ્યાઓને ભિન દરદી રાખવાનો જે ધારો પસાર કરવામાં આવ્યો છે, તે ધારો વ્યભિચારને વધારવામાં એક મોટું હથિઆરરૂપ થઇ પડયો છે. હિંદુઓની ઉંચ જાતીમાં પુનર્લગ્નનો ધારો ન હોવાથી ઘણી વિધવાઓ જોવામાં આવે છે, અને કાયદા પ્રમાણે સધવા સ્ત્રી સાથે વ્યભિચાર કરવો એ ગુન્હો છે; અને તેવા ગુન્હા કરનારાઓનેજ શિક્ષા કરવામાં આવે છે. તેથી લોકો વિધવા સ્ત્રી સાથે બેધડક વ્યભિચાર કરે છે, તેનો કોઇ ભાવ પુછતું નથી. આ પણ વ્યભિચારના ફેલાવાનું બીજું કારણ છે

કે સ્ત્રીઓને મન માનતી છુટ આપવી, અને તે છુટ આપનારોજ ખરેખરો સુધરેલો કહેવાય. સ્ત્રી પરપુરૂષ સાથે વાતચીત કરતી હોય તે વખતે ધણીથી ત્યાં જવાય નહીં, અને ત્યાં જવામાં આવે તો સ્ત્રીનું અપમાન થયું આમ સમજવું એ વ્યભિચારના ફેલાવાનું ત્રીજું કારણ છે. હાલ જે પદ્ધતિથી સ્ત્રી કેળવણી આપવામાં આવેછે તે પણ વ્યભિચારને ઉત્તેજન રૂપ છે, કારણ કે બાળાઓને ભણવાના મકાન ઘણાં ભવ્ય તથા શણગારેલાં હોયછે, તેવાં મકાનમાં ભણેલી સ્ત્રીને એક ગરીબ પતિની ઝુંપડી ક્યાંથી ગમે? અને તેમ થાય ત્યારે વ્યભિચારમાં પ્રવૃત્તિ થાય.

પુરૂષોને પણ અપાતી કેળવણીની જે પદ્ધતિ ચાલે છે, તેમાં સ્વધર્મનાં શિક્ષણનો અંશ થોડો હોવાને લીધે પુરૂષો નાસ્તિકો બને છે. નાસ્તિકપણું એ પણ એક વ્યભિચારનો સહજ મિત્ર છે. વ્યભિચારનો વધારો થવાથી ખુન, ચોરી, જુગટું, વગેરે ઘણા અનર્થો ઉત્પન્ન થતા જોવામાં આવેછે, અને તેથી દિવસો દિવસ કોર્ટોનું કામપણ વધારે ધમધોકાર ચાલતું જોવામાં આવેછે અને તેની સાથે વકીલોને પણ સારો તડાકો પડેછે. આ ઉપરથી સૂક્ષ્મ વિચાર કરીશું તો એમ સ્પષ્ટ જણાય છે કે વ્યભિચારને અટકાવવામાં જે જે સાધનો લેવાં જોઇએ તે લેવામાં આવતાં નથી, પણ ઉલટું વ્યભિચાર નિવર્તક સાધનોનો નાશ થતો જોવામાં આવેછે. હાલમાં શ્રુંગાર રસના ગ્રંથોને છુટથી છાપવામાં અટકાયત કરવામાં આવેછે. રતિ રૂપના આલંબન વિભાવ શ્રુંગારને બતાવનારા ગ્રંથોને છાપવામાં અટકાયત કરવી એ વ્યભિચારને દૂર કરવાને બદલે તેનો ફેલાવો કરનાર થઇ પડયું છે. રસ ગ્રંથો વ્યભિચારને ઉત્પન્ન કરનારા એમ માનવું અમારા વિચાર પ્રમાણે તો ઉલટું છે, કારણ કે તેવા ગ્રંથોના જ્ઞાનથી વ્યભિચાર થતો અટકે છે. તે ગ્રંથો વ્યભિચારના પ્રવર્ત્તક છે, એમ માની તેનો અટકાવ થવો ન જોઇએ. કારણ કે તેવા ગ્રંથોને નહીં જાણનારા પુરૂષો એજ વ્યભિચાર અંગીકૃત છે, તે ગ્રંથો સંકર સંતાનની ઉત્પત્તિનો હેતુજ વ્યભિચાર તેના પ્રવંત્તક હોય તો તેવા ગ્રંથોમાં વિદ્વાનોની પ્રવૃતિજ થવી ન જોઇએ. આ ઉપરથી એમ જણાયછે કે તેવા ગ્રંથો વ્યભિચારના પ્રવંત્તક છે એમ માનવું એતો અજ્ઞાનનુંજ કારણ છે. શૃંગાર રસનું વર્ણન રસ ગ્રંથોમાં કરેલ છે, અને તેના અજ્ઞાનથી મનુષ્ય પરસ્પર રતિ રહિત

ચ્છા પહેલે દરજ્જે ધરાવે છે. કારણકે પ્રાણના ત્યાગથી સર્વનો ત્યાગ થાય છે. તેથી સ્વસ્થ અને અસ્વસ્થને માટે વૈદ્યક શાસ્ત્રમાં જે જે નિયમો બતાવેલા છે, તે પ્રમાણે વર્ત્તવાથી પ્રાણની રક્ષા થાયછે, અને લાંબુ આયુષ્ય થાયછે. પ્રાણની રક્ષા કર્યા પછી ધન પ્રાપ્તિની ઇચ્છા બીજા નંબરમાં છે. કારણકે ચરકમાં કહ્યુંછે કે **नह्यतःपापात्पापीयोऽस्तिह्यनुपकरणस्यदीर्घमायु.** ॥ જીવનનું મુખ્ય સાધન ધન તે વિના લાંબુ આયુષ્ય ભોગવવું એ કરતાં બીજું કોઈ પણ મોટું પાપ નથી. તેથી જીવનનું ઉપકરણ ધન મેળવવામાં દરેક પુરૂષે યત્ન કરવું જોઈએ. ધન મેળવવાના સાધનો ખેડ, વેપાર, રાજાની નોકરી તથા તે શિવાય જે કર્મનો સત્ પુરૂષોએ તિરસ્કાર નથી કર્યો તેવા કર્મો કરી ધન મેળવવું જોઇએ. ધનેચ્છા પરિપૂર્ણ થયા પછી પરલોકની ઈચ્છા ત્રીજા નંબરમાં છે. આ ઠેકાણે એવી શંકા ઉઠેછે કે આ લોકમાંથી ગયા પછી ફરીથી આ લોકમાં આપણો જન્મ છે, કે નહીં? આ શંકા ઉઠવાનું કારણ માત્ર એટલુંજ છે કે કેટલાક મુનિઓ ફકત પ્રત્યક્ષ પ્રમાણનોજ અઙ્ગીકાર કરેછે. તેથી પુનર્ભવનું પરોક્ષપણું માની પરલોકના અભાવને સિદ્ધ કરેછે. વળી જન્માન્તર છે, એ પ્રત્યક્ષ જણાતું નથી, અને જન્માન્તર થવો એ કર્મ ફળને આધિન છે; અને એ કર્મ ફળ પણ નથી, આત્મા પણ નથી, એમ માનનારા ચાર્વાકાદિ નાસ્તિકો પુનર્ભવના અસ્તિત્વમાં વાંધો લાવેછે. કેટલાક શાસ્ત્રનો તથા શ્રુતિનો આધાર રાખી પુનર્જન્મ છે એમ માનેછે. કેટલાક જન્મનું કારણ, માત પિતાનેજ માનેછે. કેટલાક સ્વભાવને જન્મ કારણ માને છે, કેટલાક પરનિમિત્ત જન્મનું કારણ માને છે. અને બીજા કેટલાક યદીચ્છાને જન્મનું કારણ માને છે. આ પ્રમાણે પુનર્ભવના અસ્તિત્વમાં સંશય પ્રાપ્ત થયો. માટે પુનર્ભવ છેકે નહિં તેનો આપણે વિચાર કરીએ. પુનર્ભવ નથી અને છે એ બન્ને બાબતમાંથી પુનર્ભવ નથી, પરલોક નથી, એ પ્રમાણે નાસ્તિક પુરૂષે એ ગ્રહણ કરેલ બુદ્ધિનો ત્યાગ કરી પરલોક છે, એમ બુદ્ધિમાન પુરૂષોએ માનવું જોઇએ. અને તેમાં જરાપણ સંશય રાખવો નહીં જોઇએ કારણ કે.

# આપણા સુધારકોને બે બોલ.

( સાંધણ પૃષ્ટ ૧૭૭ થી )

• આપણે નપુંસક અને બાઈલા બની બેઠા બેઠા જોયા કરીએ છીએ! આળસ જડે ઘાલી ગયું છે. ત્રણ પચાસના આસામી થઇએતો તરતહરખ પદુડા થઇ જાઇએ છીએ અને ગજા ઉપરાંત વરા કરી દેવાના દરીયામાં ડુબીએ છીએ! આ બધું કોની પાસે જઇને કહેવું ? સાંભળનારના અભાવથી આપણા પ્રખ્યાત રાજા ભર્તૃહરિએ પણ કહ્યું છે કે बोद्धारोमत्सरग्रस्ताःप्रभवःस्मयदूपिताः ॥ अबोधोपहताश्चान्येजीर्णमंगेसुभाषितम् ॥ વિદ્વાનોને મત્સર છે, મોટા લોકો ગર્વિષ્ટ છે, અને બીજા અજ્ઞાન છે, તેથી સુભાષિત અંગમાં જીર્ણ થઇ ગયું.

ઉપર પ્રમાણે સઘળી વાતોનો વિચાર કરશું તો આપણાથી કશું આગળ પગલું ભરી શકાશેજ નહીં અને ઉલટા નાહિંમત થઇ જશું. કોઈ કામ સુજશે નહીં, કાંઈ સહાયતા મળશે નહીં, બીજાને વગોવવા જતાં આપણે વગોવાશું, બીજા સામી ધિક્કારની નજરે જોતાં આપણે ધિક્કારના પાત્રે થશું, નવાણું માણસ નાત બાહેર અને એક માણસ નાતમાં, એમ હોય નહીં, કેવળ દોષગ્રાહી થવાથી પણ કશો ફાયદો નથી. જે પાણીએ મગ ચડે તે પાણીએ ચડવવા એ ડહાપણનું કામ છે. નીતિના વચનમાં કહ્યું છે કે जो रीझे जेही भांतिसोताकोतेसेरीझाओ॥ विछेयुक्ति विवेकसेअपनेमतपर लाओ॥ એક પંડિતે પણ કહ્યુંછે કે अयोग्यः पुरुषोनास्तियोजक स्तत्रदुर्लभः "કોઇ પુરૂષ અયોગ્ય નથી પણ તેની યોજના કરનારો દુર્લભ છે" આ વાક્ય આપણે સમજીને હૃદયમાં કોરી રાખવા જેવું છે. એમ કરવાથી આપણું સઘળું કાર્ય વગર પ્રયાસથી સિદ્ધ થવાનું છે. આપણે ઘણાં ઘણા સુધારા કરવાના છે, તો બુદ્ધિમાનની બુદ્ધિ આગળ કાંઇ અસાધ્ય નથી. જે કરશું તે થશે, પણ પ્રથમ કહેલા દરેક વર્ગના માણસોને આપણની તરફમાં મેળવી લેવા જોઇએ. તેમ કરવાની અનેક યુક્તિઓ અને ઉપાયોછે. તે સઘળી રીતના મનુષ્યોને તેમનો સ્વાર્થ બતાવી આપણું કાર્ય સાધી લેવું એ બહાદુરીનું કામ છે. નીતિ શાસ્ત્રમાં સામ, દાન, ભેદ અને દંડ વગેરે મનુષ્યોને કેળવવાના અનેક ઉપાયો છે,

તે કામે લગાડવા ને ઇશ્વર સઘળું સારૂં કરશે. કહ્યું છે કે "હારીએ ન હિમ્મત, વીસારીએ ન હરિ નામ, જ્યસવિધ રાખે રામ, તસવિધ રહીએ" આ વાક્ય ઉપર ભરોંસો રાખી ઈશ્વરની મદદ માગી હિંમત ધરી ઉદ્યોગે લાગવું; તેમ છતાં यत्नेकृतेयदिनसिद्धतिकोत्र दोषः યત્ન કરતાં જો કામ ન થાય તો તેમાં આપણો દોષ નહીં ગણાય. પણ કામ ન થાય એમ તો કદી ધારવુંજ નહીં. "કાંકરે કાંકરે પાજ બંધાય, અને ટીપે ટીપે સરોવર ભરાય." આ કેહેવત યાદ કરવાનું છે. ધીરજ રાખી કામ કરનારાને ઈશ્વર તેની ધારણાનાં મીઠાં ફળ ચખાડે છે. સારા કામમાં તો સો વિઘ્ન પડેછે. તે વિઘ્નોથી ડરીએ તો આપણું કામ કદી સિદ્ધ થવાનું નથી. કામ ઝાઝાં છે. હજુ માણામાંથી મુઠી પણ દળ્યું નથી. માટે મારા શૂરા મિત્રો! હવે તમે તમારી કલમ સમશેર બજાવો. સાત પાંચની લકડી અને એકકા બોજ, એ વાત ધ્યાન રાખી સંપ કરી સજ્જ થાઓ. ઇતિહાસના પુસ્તકોમાં મોટાં મોટાં કર્યો, રાજ્યના ફેરફારો અને ધર્મના ધુરંધર રસ્તાઓ એ સઘળા આપણા જેવા મનુષ્યોથીજ થયા છે. તેઓમાંને આપણામાં કશો ફેર નથી; ફેર લેખીએ તો ફક્ત હિંમતનોજ. માટે એ ફેર ટાળી નાખીને જો કામે વળગીએ તો ન થાય તેવું કશું નથી. માટે આ મારૂં થોડું કેહેવું ઘણું કરી જાણજો. હેત મેહેરબાની રાખજો. મારા મિત્રો મારા સરખું કામ કાજ કેહેજો. કશી વાતે જુદાઇ ન જાણજો. કોઈ વાતનો અંદેશો મ આણજો. મારી પાસેથી જોતું કારવતું બેશક માગી લેજો. હું પણ આ હિંદુસ્તાનના હિતમાં તમારી સાથેજછું, એમ કરી માનજો. સુજ્ઞને ઝાઝું કેહેવું હોય નહીં. ઘણા કાળના દુઃખના ઉભરાથી જો કાંઈ વધુ પડતું કહેવાઈ ગયું હોય તો તે ક્ષમા કરશો. હવે હું થોડા દિવસની રજા લઉંછું. પછીથી વળી તમારી રૂચિ જોઇ મારી કલમને આગળ ચાલવાની રજા દઈશ. હાલતો સલામ લઇ બીજા કામમાં લાગુ થવાને જાઉંછું. એક આર્ય.

---

## મુર્તિપૂજા બાબત ચર્ચાપત્રીને બીજા તરફથી લખાઇ આવેલો જવાબ.

(સાંધણુ પૃષ્ટ ૧૭૧ થી).

જેમ કોઇ એક સોદાગર પોતાની યુવાન પતિવ્રતાને ઘેર મૂકીને પો-

તે પરદેશ વ્યાપાર અર્થે નીકળી પડ્યો, ત્યારે પોતાની સ્ત્રીને પતિવ્રત સાધનવા સારૂ પોતાના સ્વરૂપનો ચિતાર કાઢી પોતાની સ્ત્રીને આપતો ગયો. અને તે ચિતારના દર્શનના આધારે તે સ્ત્રી પોતાનાં પતિવ્રત નીયમ (ભોજનાદિક વગેરે)ને અનુસરી પોતાના વિયોગી દિવસ નિર્ગમન કરતી, પરંતુ કામાગ્નિની પીડા જ્યારે તેને ઉત્પન્ન થતી ત્યારે તે પોતાના સ્વામિના સાક્ષાત્ દર્શન વગર તે ચિતાર ચીથરાં જેવો લાગતો. તેમ મૂર્તિપુજા મહાપુરૂષોની છબીઓનો ચિતાર દર્શનના લાભ સારૂ, તથા યાદગીરી સારૂ, આપણા આર્યો પ્રથમથી પાળતા આવ્યા છે, તેમાં તેઓએ ડહાપણ, વાપરેલું જણાયછે. એ પ્રમાણે ન હોય તો કાળે કરીને મહાન પુરૂષોનાં અમર નામો નાશ પામત.! માટે નીતિ વિરૂદ્ધ કહેવું એ ન્યાય વિરૂદ્ધ છે. વળી ચર્ચાપત્રી કહેછે કે એ ચાલ ન્યાય વિરૂદ્ધ છે. એ વિષે ટુંકામાં એમ બતાવીએ છીએ કે મૂર્તિપૂજા દેશના રીવાજ પ્રમાણે ઘણાં પ્રકારની છે (જે પ્રકાર અમો જગ્યાની સાંકડાસને લીધે અમે બતાવતા નથી). તે પુજાના સેવકો દેવ ઉપર આકીન રાખી સેવન કરેછે; તેમના આકીનના પ્રભાવે કરીને તથા તે મૂર્તીના સબંધે કરીને સેવકોના મનોરથ સિદ્ધ થાયછે. તો તે પુજકોને મનથી ફળદાતા મૂર્તી સાક્ષાત્ દેવરૂપ છે એમ શ્રદ્ધા બેસેછે. મનુષ્યાદિ પ્રાણીના હૃદય વિશે અંતર્યામી જે શાક્ષી ભૂત છે તે એક સમાન રહેલો છે. તે અંતર્યામી તેમને બુદ્ધિની પ્રેરણા કરેછે. તો મૂર્તી પુજકમાં રહેલો અંતર્યામી—નાસ્તીકો. (જે પુજક નથી) તેમના વિષે તે પોતેજ રહેલો છે પરંતુ ઘટના જુદા જુદા આકારે કરીને જુદાજુદા મત પડેછે. ને ભિન્નતા ભાસેછે, માટે કીયા અંતર્યામીનો ન્યાય ખરો, તથા કયા અંતર્યામીનો ન્યાય ખોટો. એ ત્રાહિત શખ્સ શિવાય નિર્ણય થઈ શકતું નથી. હવે ઘટ ઘટમાં રહેલો અંતર્યામી એકછે. તેને શાક્ષીરૂપ ગણી આખા જગતે જે અનુભવના શબ્દો લખ્યા છે તે બરાબર છે એટલે જેવા રૂપે આની સેવીએ તેવા રૂપે તેની ઓળખાણ થાયછે માટે ચર્ચાપત્રીનું લખાણ તર્ક રહીત છે.

માનવધર્મનો લખનાર મૂર્તિપુજાનું નાક કાપીને લખતો નથી, પણ નાક રાખીને લખેછે. કેમકે મુર્તિપુજામાં કેટલી મર્યાદાનું સત્ય છે તે ખુલ્લુ